

આ ગ્રંથના પ્રેરક. કવિ સુંદરજી પુંજાભાઈ.

શાકરંભ, વિરવટ અને સુદર સંગીત વિગેરેના કર્ત્તા.



વલ્લભજી સુંદરજી પુંજાભાઈ.

રાજકોટ વાળા

અમદાવાદની કેટલીક આગેવાન વ્યક્તિઓનાં સંક્ષિપ્ત વૃત્તાંતોનો સંગ્રહ.

**Represantative Men of The Ahmedabad City.**

# રાજનગરનાં રત્નો.

સચિત્ર.

---

પ્રયોજક અને પ્રકાશક.


## વલ્લભજી સુંદરજી પુંજાભાઈ.

**શ્રી સરસ્વતી ચંદ્રોદય ઑફીસ.**

રાજકોટ—કાઠીયાવાડ.


---

"किर्तिर्यस्य स जीवति." "કીર્તિ કેરાં કોટડાં પાડયાં નહિ પડે."

Fame Is Imperishable.

---


અમદાવાદ—પીરમશાહ રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં

લલ્લુભાઇ ઇશ્વરભાઇ ત્રિવેદીએ છાપ્યું.

---

આવૃત્તિ પહેલી. ઈ. સ. ૧૯૧૮. પ્રત ૧૧૦૦.




કિમ્મત રૂપિયા પાંચ.

દોહરા.

યશ ઉજવળ જન જેહનો, ધન્ય તેનો અવતાર;
સુંદર સહુ ચાલ્યું જશે, યશ અચળ રહેનાર.
ઝુલે ગજ નિજ આંગણે, ઉભા અશ્વ અપાર;
સુંદર સહુ ચાલ્યું જશે, યશ અચળ રહેનાર.

કવિ સુંદરજી પુંજાભાઇ.



શ્રીમતી ગંગાસ્વરૂપ લેડી સુલોચના ચીનુભાઈ.

# અર્પણ પત્રિકા.

**રાજનગરનાં રત્નોમાં અગ્રેસર અને આભૂષણરૂપ શ્રીમતી ગંગા સ્વરૂપ લેડી સુલોચના ચીનુભાઇની પવિત્ર સેવામાં. અમદાવાદ.**

જે પ્રતાપી અને પ્રભાવશાળી નરરત્નના પ્રભાવે અમદાવાદ શહેર ઉદ્યોગમાં ઘણુંજ આગળ વધેલું છે. અને જેમનાં બુદ્ધિબળ તથા શ્રમના યોગે હાલ અમદાવાદની ઉત્તમ જાહોજલાલી છે, તેવા પ્રખ્યાત પુરૂષ શ્રીમાન સ્વ. રા. બા. રણછોડલાલભાઈનાં કુળનાં આપ અગ્રેસર છો.

જે પ્રાતઃસ્મરણીય અને પરોપકારી નરરત્ને લોકોના હિતનો વિચાર કરવામાં અને તેમના હિતાર્થે પોતાનાં અઢળક દ્રવ્યનો વ્યય કરવામાં પોતાનું જીવન વ્યતિત કરી દાન, દયા અને સખાવતનાં કાર્યોમાં લાખો રૂપિયા ખરચી સખાવતનાં અને લોકોપયોગનાં અનેક સંગીન કાર્યો કરી પોતાની ઉજ્વળ કીર્તિ આખા હિંદુસ્તાનમાં ફેલાવેલી છે, તેવા દાન વીર પુરૂષ સ્વ. સરદાર સર ચીનુભાઈનાં આપ ધર્મપત્ની છો.

ટુંકામાં કુળવાન અને ખાનદાન કુટુંબમાં આપ જન્મેલાં છો અને તેવાંજ કુટુંબનાં આપ અગ્રેસર છો, તેની સાથે આપ પોતે પણ લાયક, ગુણજ્ઞ અને કદરદાન છો.

આપના સ્વ. પતિ સર ચીનુભાઈના અનુકરણીય પગલે ચાલીને તેમનાં અપૂર્ણ રહેલાં સખાવતનાં કેટલાંક કાર્યો આપે પૂર્ણ કરેલાં છે, અને તે શિવાય બીજાં નવીન સખાવતનાં કાર્યો આપ ઉત્સાહ પૂર્વક કરો છો તેમજ ભવિષ્યમાં પણ લોકહિતનાં ઉત્તમ કાર્યો કરવાની આપના દયાળુ હૃદયમાં ઉત્કંઠા છે.

આપ દાનાં અને દિલાવર બ્હેનની લાયકાત, ઉદારતા, દયાળુ વૃત્તિ સાદાઈ, નિરાભિમાનપણું અને પરોપકાર પરાયણતા ઈત્યાદિ અનેક પ્રકારના આપના સદ્‌ગુણોથી આકર્ષાઈ "આ રાજનગરનાં રત્નો" નામનું પુસ્તક આપ ગુણજ્ઞ બ્હેનને આપની રજા લઈ ઉત્સાહપૂર્વક અર્પણ કરૂં છું.

લી. વલ્લભજી સુંદરજી પુંજાભાઈ.

# પ્રસ્તાવના.

આ પુસ્તકની અંદર અમદાવાદ શહેરની નીચે બતાવેલ વર્ગની આગેવાન વ્યક્તિઓનાં સંક્ષિપ્ત વૃત્તાન્તોનો સમાવેશ કરવામાં આવેલો છે.

૧) દેશભક્તો અને ધર્માચાર્યો. ૨) વિદ્વાન સદ્‌ગૃહસ્થો. ૩) લાખોપતિ શેઠીયાઓ. ૪) આગેવાન વ્યાપારીઓ. ૫) કારીગરો. ૬) સમર્થ સાક્ષરો ૭) અગ્રેસર વકીલ બારીસ્ટરો. ૮) પ્રસિદ્ધ વૈદ્ય ડાક્ટરો. ૯) હોદ્દેદાર માણસો. ૧૦) નિવૃત્ત પુરૂષો અને ૧૧) અગ્રેસર સ્ત્રીઓ.

ઉપર બતાવેલ વર્ગનાં માણસોમાંથી મળી શક્યાં તેટલાંના વૃત્તાંતો આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં છે, આ પુસ્તકમાં દાખલ કરેલાં છે, તે શિવાયના કેટલાક ગૃહસ્થોનાં વૃત્તાંતો દાખલ કરવા લાયક છે ખરાં, પરંતુ માગણી કરવા છતાં નહિં મળવાથી દાખલ કરેલાં નથી.

પ્રથમ આ પુસ્તકમાં ફક્ત સંક્ષિપ્ત વૃત્તાંતોજ દાખલ કરવાનો ઈરાદો હતો, પરંતુ કાર્યની શરૂઆત કર્યા પછી કેટલાક ગૃહસ્થો તરફથી પુસ્તકને સચિત્ર બનાવવાની સૂચના કરવામાં આવી અને એ સૂચના વ્યાજબી જણાયાથી તે પ્રમાણે બધાની છબીઓ મુકવાનો પણ બંદોબસ્ત કર્યો. આ પ્રમાણે પુસ્તકને સચિત્ર બનાવવા છતાં તેની કિમ્મતમાં કાંઈ પણ વધારો કરવામાં આવ્યો નથી.

જેનું વૃત્તાંત વાંચતા હોઈએ તેનું ચિત્ર પણ જો સામું મોજુદ હોય તો તેથી વૃત્તાંતની અસર હૃદય પર બરોબર થઈ શકે છે; એટલુંજ નહિ પણ વૃત્તાંતના કેટલાક ભાગનો તથા સ્વભાવનો સાક્ષાત્કાર માણસના ચહેરા પરથીજ થઈ શકે છે, આમ હોવાથી ખાલી વૃત્તાંતો કરતાં સચિત્ર વૃત્તાંતો વધારે બોધક અને ઉપયોગી નિવડે છે એ નિર્વિવાદ છે.

જીવનચરિત્રના અભ્યાસથી, વાંચનથી મનનથી અને અવલોકનથી મનુષ્યના હૃદયમાં મહાપુરૂષ થવાની પ્રબળ આકાંક્ષા ઉત્પન્ન થાય છે, અને અમુક માણસે પોતાની જાતનો, જ્ઞાતિનો અથવા દેશનો ઉદય કેવી રીતે કર્યો ? એ હકીકતના મૂળ તરફ વાંચનારનું લક્ષ ખેંચાય છે, એ લક્ષના પ્રભાવે જો મહા પુરૂષોનાં જીવનચરિત્રોનું મનન કરી તે પ્રમાણે અનુસરવાનો પ્રયત્ન કરવામાં આવે તો ઘણું કરીને એ માણસ પણ ભવિષ્યમાં એક મહાપુરૂષ થવાનો વખત આવેજ.

આપણા દેશમાં જીવન ચરિત્રો લખવાનો બહુ રિવાજ નથી, અને જે કંઈ થોડાં ઘણાં જીવન ચરિત્રો લખાય છે, તેમાં બહુધા ઉજ્જ્વળ બાજુનોજ ચિતાર દૃષ્ટિગોચર થાય છે, આવાં ચરિત્રો પ્રજાને જોઈએ તેવાં ઉપયોગી થઈ શકતાં નથી, માટે સંપૂર્ણ ચરિત્રો લખાવવામાં આવે તો વધારે સારૂં એવી મારી માન્યતા છે; કારણ કે જીવનચરિત્રની ખરેખરી ખુબી ચરિત્ર નાયકની સંપૂર્ણ હકીકત આપવામાં આવે તોજ ખીલી નિકળે છે, અને જે ચરિત્રમાં સંપૂર્ણ હકીકતનો ચિતાર હોય તેજ ચરિત્ર વધારે અસરકારક થઈ શકે છે.

ગુજરાતી ભાષામાં જીવનચરિત્રનાં પુસ્તકો બહુ લખાયેલાં નથી, તેમાં પણ આવા સંગ્રહો તો બહુજ થોડા લખાયા છે, અને તેથી આવાં પુસ્તકો જેમ જેમ લખાતાં જશે તેમ તેમ તેમાં સુધારો વધારો થતો જશે એ નિ:શંસય છે. આજ સુધીમાં આવી જાતના થયેલા સંગ્રહોમાં આ સંગ્રહ સારૂં સ્થાન મેળવશે એવો કેટલાક ગૃહસ્થોનો અભિપ્રાય છે, અને તેમના એવા સારા અભિપ્રાય માટે હું તેમનો આભારી છું.

આ પુસ્તકની અંદર અમદાવાદના અગ્રેસરોનાં જીવનચરિત્રોની સાથે અમદાવાદનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ અને અમદાવાદનાં કેટલાંક જોવા લાયક સ્થળોનો હેવાલ તથા ચિત્રો આપવાનો ઇરાદો હતો, પરંતુ સાધનોના અભાવે તેમ કરી શકાયું નથી, તે માટે દિલગીર છું. ઇશ્વર ઇચ્છાએ જો ભવિષ્યમાં આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો વખત આવશે તો તે પ્રસંગે એ સુધારો અવશ્ય કરવાની તીવ્ર આકાંક્ષા છે.

આ પુસ્તક છપાવવું શરૂ કર્યા પછી અમદાવાદમાં સખત પ્લેગ ચાલુ થવાથી પુસ્તક પ્રસિદ્ધ કરવામાં અણધાર્યો વિલંબ થયેલો છે, તે માટે દિલગીર છું.

આવી જાતનું પુસ્તક બહાર પાડવાની મને પ્રેરણા કરનાર અને તેમાં સંગે પ્રસંગે મને હરેક પ્રકારની મદદ કરનાર મારા પૂજ્ય પિતાશ્રી કવિ સુંદરજી પુંજાભાઈ છે, અને તેમની કૃપા તથા સહાયતાથીજ આ પુસ્તકને આવી સારી સ્થિતિમાં બહાર પાડવાને હું શક્તિમાન થયો છું, તેટલા માટે હું તેમનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે; એટલુંજ નહિ પણ વાંચકવર્ગને પણ હું વિનંતિ કરૂં છું કે આ પુસ્તકમાં જે કંઇ ઉત્તમતા ભાસે તેનો યશ મને નહિ પણ મારા પૂજ્ય પિતાશ્રીનેજ છે.

કાગળ બાઈન્ડીંગ અને છાપવાનાં સાધનોની અનહદ મોંઘવારીના વખતમાં આવું પુસ્તક બહાર પાડવાનું સાહસ કરેલું હોવાથી પુસ્તકની કિમ્મત જરા વધારે રાખવી પડી છે ખરી, પરંતુ આ પુસ્તકની પાછળ લીધેલ શ્રમ અને કરેલ ખર્ચનો ખ્યાલ કરતાં આ કિમ્મત બિલકુલ વધારે નથી એવું જણાયા વિના રહેશે નહિ, એટલુંજ નહિ પણ આવી જાતનાં જે પુસ્તકો આજ સુધીમાં બહાર પડેલાં છે, તેમાં આ પુસ્તક સહુથી સસ્તું છે, એ હકીકત તરફ ગ્રાહકોનું ખાસ લક્ષ ખેંચવામાં આવે છે.

આ પુસ્તકને અંગે મને કેટલાક પ્રકારની સહાયતા આપનાર શ્રીયુત જટાશંકર ત્રિભૂવન પાઠક, ગુજરાતી પંચના અધિપતિ શ્રીયુત સોમાલાલભાઇ, શ્રીયુત વાડીલાલ નથુભાઈ કુસુમગર, શ્રીયુત હીરાલાલ રણછોડદાસ અને વૈદ્ય અંબાશંકર ઘેલાભાઈ ત્રિવેદી ઈત્યાદિ મારા કેટલાક શુભેચ્છકોનો હું આભારી છું.

**લી. વલ્લભજી સુંદરજી પુંજાભાઇ.**

સંવત ૧૯૭૪—અક્ષય તૃતિયા—રાજનગર.

# અનુક્રમણિકા.

ॐ तत्सत परमात्माने नमः

# રાજનગરનાં રત્નો.

## ગોસ્વામિ શ્રી મધુસૂદનલાલજી મહારાજ.

શ્રીમદ્ ગોસ્વામિ શ્રી મધુસૂદનલાલજી મહારાજનો જન્મ સંવત ૧૯૨૫ ના માહા સુદ ચોથના રોજ મુંબાઈમાં થયેલો હતો, એમના જન્મ વખતે ભારે ધામધૂમ કરવામાં આવી હતી, અને સર્વત્ર આનંદ ઓચ્છવ વર્તાઈ રહ્યો હતો, ગરીબો અને અનાથોને ભોજનાદિથી તથા જુદાં જુદાં દાનોથી સંતુષ્ટ કરવામાં આવ્યા હતા. ન્હાના મોટા લગભગ ચાળીસ ગોસ્વામિ બાળકો એમના જન્મ પ્રસંગે ઉત્સવ નિમિત પધારેલા હતા.

મહારાજશ્રીના પિતાશ્રી વૃજનાથજી મહારાજ મથુરાંની ગાદીના ( છઠ્ઠા ઘર વાળા ) આચાર્ય હતા, તેઓ પ્રભાવશાળી અને પરમ ભક્તિમાન પુરૂષ હતા.

અમદાવાદના મહારાજ શ્રીવૃજરાયજીને બે પુત્રો હતા, પણ તેઓ વૈકુંઠ વાસી થવાથી વૃજરાયજી મહારાજે શ્રીમધુસૂદનલાલજી મહારાજને પોતાની ગાદીએ પધરાવેલા હતા.

શ્રીમધુસૂદનલાલજી મહારાજે પોતાનો વિદ્યાભ્યાસ ઘણા કુશળ વિદ્વાનો પાસે કર્યો હતો, તેમણે પોતાના અભ્યાસની શરૂઆત બનારસમાં રામશાસ્ત્રી તથા ગોવિંદ શાસ્ત્રી જેઓ કલકત્તાની કોલેજમાં પ્રોફેસર હતા તેમની દેખરેખ નિચે કરેલી હતી, ત્યારબાદ તર્ક દિપીકા તથા તર્ક સંગ્રહનો અભ્યાસ ભારત માર્તંડ પંડિતશ્રી ગટ્ટુલાલજીના શિષ્ય રવજી શાસ્ત્રી તથા શામજી શાસ્ત્રીના હાથ નીચે કર્યો હતો, ત્યાર બાદ કેટલોક અભ્યાસ કાંકરોલીના મહારાજશ્રી બાળકૃષ્ણલાલજીના વિદ્યાગુરૂ બાળકૃષ્ણ શાસ્ત્રીના પુત્ર કૃષ્ણવલ્લભજી શાસ્ત્રી પાસે કર્યો હતો, ત્યાર બાદ થોડો અભ્યાસ મગનજી ઉપાધ્યાય પાસે કરેલો હતો, હિતોપદેશ, ચાણાક્ય નીતિ અને વેદાધ્યનનો અભ્યાસ ગોદાવરી તીર્થના રહીશ નૃસિંહ ભટ્ટ પાસે કર્યો હતો, ભૃગુપનિષદનો અભ્યાસ મુંબાઈમાં નરહરિ તેલંગ બ્રાહ્મણના હાથ નીચે કરેલો હતો અને ચરક, સુશ્રુત, વાગભટ્ટ, બૃહત્રયી

તથા લઘુત્રયી આદિ વૈદક શાસ્ત્રોનો અભ્યાસ મથુરાંજી વાળા આર્યુવેદાચાર્ય રાધામોહનજી પાસે કરેલો હતો.

શ્રીમાન મધુસૂદનલાલજી મહારાજ અમદાવાદની ગાદી પર સંવત ૧૯૪૮ માં બિરાજેલા હતા, વૃજરાયજી મહારાજ ત્યાર બાદ બાર તેર વરસે વૈકુંઠમાં પધાર્યા હતા.

મહારાજશ્રીનાં પ્રથમ લગ્ન શ્રીનાથજીમાં ઉપાધ્યાયજી પુરૂષોત્તમલાલજી નાં પુત્રી વેરે થયાં હતાં, તેમનાં એ પત્ની વૈંકુંઠવાસી થયા બાદ બીજું લગ્ન માર્કસુરમાં સોમયાગી તૈલંગ માર્કંડેય શાસ્ત્રીજીનાં નાનાં પુત્રી વેરે થયું હતું. બીજાં પત્નીથી મહારાજશ્રીને એક પુત્ર રત્ન ઉત્પન્ન થયેલ છે, જેમની ઉમર હાલ ત્રેવીસ વરસની છે, તેમનું નામ શ્રી રણછોડલાલજી મહારાજ છે. મહારાજશ્રીનાં બીજાં પત્ની પણ વૈંકુંઠવાસી થવાથી તેમનું ત્રીજું લગ્ન મદ્રાસ ઇલાકાના નાંદોર જીલ્લામાં આવેલ મામબતુ ગામમાં સોમયાગી વ્યકંટ સુબૈયાની પુત્રી વેરે થયાં હતાં, એ ત્રીજાં પત્ની પણ સ્વર્ગવાસી થવાથી તેમનું ચોથી વારનું લગ્ન હાલમાંજ એટલે કે સંવત ૧૯૭૩ ના માહ માસમાં પોરબંદર મુકામે પુરૂષોત્તમલાલજીનાં પુત્રી વેરે થયું હતું, એ પ્રસંગે રાજ માતુશ્રી રામ બા સાહેબની ઇચ્છાથી રાજ તરફથી સારી ધામધૂમ કરવામાં આવી હતી.

શ્રીમાન મધુસૂદનલાલજી મહારાજે રણછોડલાલજી મહારાજના યજ્ઞોપવિતનો શુભ પ્રસંગ અમદાવાદમાં સંવત ૧૯૬૧ માં ઉજવેલો એ વખતે ઘણીજ ધામધૂમ કરી હતી. લગભગ એક લાખ રૂપિયાનો ખર્ચ કરેલો હતો અને શ્રી નાથજીના ટિકાયત શ્રી ગોવર્ધનલાલજી મહારાજને તેમના રસાલા સાથે આંહી પધરાવ્યાં હતા, તેમજ તે શિવાય ન્હાના મોટા મળીને લગભગ પચીસ ગોસ્વામી બાળકો પણ બિરાજતા હતા.

એ પ્રસંગે તેમના ઇષ્ટદેવ શ્રી નટવરલાલ, શામલાલને બેઠકમાં પધરાવી મોટા મોટા મનોરથો કરી વૈષ્ણવોને દર્શન પૂજનનો ઘણો સારો લાભ આપેલો હતો. મનોરથોમાં ફુલ મંડળી, હીંડોળા, સાંજી તથા પલનાના મનોરથો ખાસ આકર્ષક અને ભવ્ય હતા, વિદ્વાનોની સભા તથા હરિકિર્તન પણ કરવામાં આવ્યાં હતાં.

ઇ. સ. ૧૯૧૧ માં આપણા નામદાર શહેનશાહ શ્રી પંચમ જ્યોર્જના રાજ્યારોહણ સમયે દિલ્લી દરબાર ભરવામાં આવેલો હતો, તેમાં મહારાજ શ્રી

પધારેલા હતા, અને નામદાર શહેનશાહની મુલાકાતનો લાભ લઈ તેમને આશિર્વાદ આપેલો હતો, એ પ્રસંગે નામદાર શહેનશાહ તરફથી મહારાજશ્રીને એક માનપત્ર આપવામાં આવ્યું હતું.

મહારાજ શ્રી ઠાકોરજીના મનોરથો કરવામાં અને શૃંગાર સેવા આદિમાં ઘણાજ ચતુર અને કુશળ છે, અને વખતો વખત મોટા મોટા મનોરથો કરીને, તથા શૃંગાર સેવા કરીને ભક્તજનોને તેઓ દર્શનનો લાભ આપે છે, તે ઉપરાંત તેઓ દર વરસે પોતાના મંદિરમાં શ્રી ભાગવત પારાયણની પણ સ્થાપના કરે છે.

શૃંગાર સેવામાં મહારાજશ્રીની કુશળતા જોઈને શ્રી નાથજીની સેવા પણ તેમને ત્રણ માસ સુધી સ્વતંત્ર રીતે મળેલી હતી, મતલબ કે જે સેવા કરવાનો અધિકાર ફક્ત ત્યાંના ટિકાયત મહારાજશ્રીનેજ છે, તે સેવા કરવાનો લાભ પણ પ્રાપ્ત થયો હતો.

શ્રીમાન મધુસૂદનલાલજી મહારાજને જાત્રા તથા મુસાફરીનો ઘણોજ શોખ છે, અને તેથી તેઓ વખતો વખત જાત્રા તથા મુસાફરીમાં પધારે છે, હિંદુસ્તાનનાં લગભગ ઘણાંખરાં પવિત્ર સ્થળોની મુલાકાત તેમણે લીધેલી છે, વ્રજ યાત્રા તેમણે ચાલીસ કરેલી છે, તેઓ જ્યાં જ્યાં પધારે છે ત્યાં ત્યાં ધાર્મિક ભાષણો કરીને ભક્તજનોને પોતાના જ્ઞાનનો સારો લાભ આપે છે.

અમદાવાદમાં મહારાજશ્રીનું મુખ્ય મંદિર અને ગાદી હોવા ઉપરાંત કોસીનમાં પણ તેઓશ્રીનું એક મંદિર છે, તેમજ ગોકુળમાં પણ તેમની ગાદી છે, તે શિવાય બે શ્રી મહાપ્રભુજીની અને ત્રણ ગોસાંઇજીની મળી પાંચ બેઠકો તેમના તાબામાં છે. શ્રી મહાપ્રભુજીની બે બેઠકો પૈકી એક પંચગંગા અને બીજી ભાનુક્ષેત્રમાં છે, અને અસારવા, ગોધરા તથા અલીના એ ત્રણ સ્થળોએ ગોસાંઇજીની બેઠકો છે. તેમના ભાઈ શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજની ગાદી કાંકરોલીમાં છે, સ્વ. કામવનસ્થ મહારાજ શ્રીદેવકીનંદન મહારાજની સાથે મધુસૂદનલાલજી મહારાજને ગાઢ મૈત્રી હતી.

મહારાજશ્રી વૈદકશાસ્ત્રમાં બહુજ કુશળ છે, અને કેટલાક ભયંકર દરદીઓને તેમણે આરામ કરેલો છે, વૈદકશાસ્ત્રના પ્રસિદ્ધ ગ્રંથોનું તેમણે કુશળ વિદ્વાનો પાસે સારી રીતે અધ્યયન કરેલું છે.

વૈષ્ણવ સંપ્રદાયના પ્રાચીન સંખ્યાબંધ હસ્ત લિખિત ગ્રંથો મહારાજશ્રીના ભંડારમાં છે, જેમની યોગ્ય વ્યવસ્થા કરી પ્રસિદ્ધ કરવા કરાવવા મહારાજશ્રીને અમારી વિનંતિ છે.

પરમ દયાળુ પરમાત્મા મહારાજશ્રી ને દીર્ઘ આયુષ્ય બક્ષવા સાથે સદા સુખ શાન્તિમાં રાખે એવી અમારી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે.

ધંધુકાના રહીશ મથુરાંદાસ હરજીવનદાસ નામના એક મોઢ વણિક ગૃહસ્થ મહારાજશ્રીના કારભારી છે, ધર્મ તરફ તથા મહારાજશ્રી તરફની તેઓની લાગણી ઘણી વખાણવા યોગ્ય છે, તેઓ મહારાજશ્રીના કારભારી તરીકે કામ કરે છે ખરા, પરંતુ પગાર બિલકુલ નહિ લેતાં ઓનરરી કામ કરે છે, તેમની એવા પ્રકારની સેવા ખરેખર પ્રશંસાપાત્ર છે.





ગોસ્વામિ શ્રી મધુસુદનલાલજી મહારાજ.
અમદાવાદના વૈષ્ણવ સંપ્રદાયની ગાદીના આચાર્ય.



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.
સત્યાગ્રહના પિતા

# કર્મવીર મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

શ્રીમાન ગાંધીજીના પવિત્ર નામ અને અનુકરણ કરવા યોગ્ય કામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે, તેમના જીવનચરિત્રનાં પુસ્તકો ગુજરાતી, અંગ્રેજી, મરાઠી તથા બીજી ભાષાઓમાં પ્રસિદ્ધ થયેલાં છે, જેમાંથી તેમના જીવન સબંધે સારી માહિતી મળી શકે તેમ હોવાથી અત્રે તેમનું સંક્ષિપ્ત વૃત્તાંતજ આપેલું છે.

શ્રીમાન ગાંધીજી જ્ઞાતે વણિક સદ્‌ગૃહસ્થ છે, તેમનો જન્મ ઈ. સ. ૧૮૬૯ ના અકટોબરની બીજી તારીખે એટલે કે સંવત ૧૯૨૫ માં થયેલો હતો, હાલ તેમને ૪૮ વરસ થયેલાં છે.

તેમના પિતા તથા પિતામહ કાઠીયાવાડમાં ઘણાજ સુપ્રસિદ્ધ હતા. તેમણે પોરબંદર, જુનાગઢ તથા રાજકોટ વિગેરે સ્થળોએ દિવાનગીરી કરી સારી નામના મેળવેલી હતી, કરમચંદ ગાંધીને કાળીદાસ, કરસનદાસ તથા મોહનદાસ નામના ત્રણ પુત્રો હતા. જેમાંના કાળીદાસ તથા કરસનદાસ સ્વર્ગવાસી થયેલા છે.

મોહનદાસનાં માતુશ્રી એક ખરેખરાં પવિત્ર અને ધર્મચુસ્ત બાઈ હતાં, પત્ની તરીકેની તથા માતા તરીકેની પોતાની ફરજ તેઓ બરોબર બજાવતાં, અને પોતાનાં બાળક પ્રમાણિક તથા ભલાં થાય એવી તેમની કાળજી હતી. મોહનદાસ સૌથી ન્હાના પુત્ર હોવાથી તેમનાપર તેમનો સ્નેહ વિશેષ હતો. તે બાઈનું આખું જીવન ધર્મમય હતું, તે સખત ઉપવાસ કરતાં અને ઘણું પુન્યદાન કરતાં.

મોહનદાસે પોતાના અભ્યાસની શરૂઆત પોરબંદરમાં કરેલી હતી, પરંતુ તુર્તજ તેમના કુટુંબને રાજકોટ જવાનું થવાથી રાજકોટની શાળામાં તેઓ દાખલ થયા હતા, કાઠીઆવાડ હાઈસ્કુલમાં અંગ્રેજી અભ્યાસ કરીને તેમણે ઈ. સ. ૧૮૮૬ માં એટલે કે પોતાની ૧૭ વરસની ઉમરે મેટ્રિકની પરિક્ષા પાસ કરી હતી. તેઓ મેટ્રિકમાં પાસ થવાથી તેમના કુટુંબના કોઈ શુભેચ્છકે તેમને વિલાયત બારિસ્ટરનો અભ્યાસ કરવા જવાની સલાહ આપી હતી, પરંતુ તેમનાં માતુશ્રીને એ સલાહ પસંદ પડી નહોતી; કારણ કે વિલાયત જનાર માણસો ભ્રષ્ટ થઈ કુમાર્ગે ચડી જાય છે એવી તેમની માન્યતા હતી, ઘણી રકઝક પછી મોહનદાસ ત્રણ બાબતની પ્રતિજ્ઞા લે તો જવા દેવાનું તેમણે

કબુલ કર્યું હતું. મોહનદાસે તે કબુલ કરવાથી એક જૈન સાધુને બોલાવી તેમની રૂબરૂ માંસ, મદિરા અને પરસ્ત્રીનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લેવરાવવામાં આવી હતી, જે પ્રતિજ્ઞાઓ મોહનદાસે બરોબર પાળેલી હતી.

બારિસ્ટરનો અભ્યાસ કરી સ્વદેશ આવ્યા પછી દોઢ વરસ તેમણે મુંબઈ અને રાજકોટમાં ગાળેલું હતું. તેઓ મુંબાઈની કોર્ટમાં જોડાયા હતા અને વકીલાતનો ધંધો કરતા હતા, પરંતુ ભાગ્યદેવીએ તેમના માટે કંઈ જુદીજ ગોઠવણ કરેલી હતી.

પોરબંદરના એક વેપારીની પેઢીની શાખા દક્ષિણ આફ્રિકામાં પ્રીટોરીયામાં હતી, એ પેઢીનો એક કેસ પ્રીટોરીયાની કોર્ટમાં ચાલતો હતો, જેમાં ઘણા હિંદીઓનો સંબંધ હતો, એ કેસ લગભગ એક વરસ ચાલે તેવો હતો, મોહનદાસને આ કેસ આપવામાં આવ્યો અને તેઓ પોતાની ફક્ત ચોવીસ વરસની વયે એટલે કે ઈ. સ. ૧૮૯૩ માં દક્ષિણ આફ્રિકા જવા રવાના થયા.

જે દિવસથી તેમણે દક્ષિણ આફ્રિકાના નાતાલના દરબાન બંદર પર પગ મુકયો ત્યારથીજ ત્યાં હિંદીઓની કેવી કફોડી સ્થીતિ હતી તેનો તેમને અનુભવ થયો, તેમણે જોયું કે નાતાલમાં હિંદીઓને જંગલી જેવા ગણવામાં આવે છે અને તેમની સાથે ઢેડ ભંગી જેવું વર્તન રાખવામાં આવે છે, એક હિંદી તરીકે તેમને પોતાને પણ કેટલીક હાડમારી ભોગવવી પડી. પ્રથમ તો તેમણે નાતાલની અદાલતમાં વકીલ તરીકે કામ કરવાની સનંદ માગેલી તે બાબતમાંજ કોર્ટના ધારાશાસ્ત્રી તેમની અરજી વિરૂદ્ધ થયા અને ગોરા આદમી સિવાય બીજાને વકીલાત કરવા દેવાની કાયદામાં છૂટ નથી એવો જવાબ આપ્યો, પણ સારા ભાગ્યે વડી અદાલતે તેમને સનંદ આપી. બીજો અનુભવ એ થયો કે કોર્ટની અંદર તેમને બારિસ્ટરની ટોપી ઉતારી નાખવાનો હુકમ થયો, એ અપમાનથી તેમને બહુજ માઠું લાગ્યું અને તેમણે કોર્ટનું કમ્પાઉન્ડ છોડી ચાલવા માંડયું. એક વખત તેઓ પહેલા વર્ગની ગાડીમાં બેસી મુસાફરી કરતા હતા, ત્યારે ગાર્ડે તેમને પહેલા વર્ગની ગાડી ખાલી કરી છેલ્લા વર્ગમાં બેસવાનું કહ્યું. ગાંધીજીએ પહેલા વર્ગનું ભાડું આપેલ હોવાથી તેમણે ગાર્ડનું કહ્યું માન્યું નહિ; તેથી તેમને તેમના સામાન સાથે ઘસડી નીચે ઉતારી નાખ્યા અને ગાર્ડે ગાડી ચાલતી કરી. એક વખત તેઓ એક કોચ ગાડીમાં બેઠા હતા, ત્યાં ગાડીના રક્ષકે જઈને તેમને કહ્યું કે તમે આ જગ્યાપરથી ઉઠી જાઓ, કારણ કે મારે ત્યાં બેસીને બીડી પીવી છે, ગાંધીએ ના! પાડવાથી તેમને ઉપરાઉપર બે ધપ્પા લગાવી દીધા. તે સિવાય ફુટપાટ પરથી પણ

તેમને એક વખત ધક્કો મારી ઉતારી પાડવામાં આવ્યા હતા. આવાં આવાં અનેક સંકટોનો તેમને જાતિ અનુભવ થયેલો હતો, જેનું સંપૂર્ણ વર્ણન કરતાં આપણો પિત્તો ઉછળી જાય તેમ છે.

જે કેસ વાસ્તે ગાંધીજી દક્ષિણ આફ્રિકા ગયા હતા તે પૂરો થવાથી તેઓ સ્વદેશ પાછા ફરવાની તૈયારી કરતા હતા, તે વખતે તેમના માનમાં એક મેલાવડો કરવામાં આવ્યો હતો, તેજ દિવસે તેમના હાથમાં એક વર્તમાનપત્ર આવ્યું, જેમાં હિંદીઓના હક્ક ઉપર તરાપ મારનારા કેટલાક નવા કાયદાઓ નિકળવાનું લખ્યું હતું. એ કાયદાઓ પસાર ન થાય તેવાં પગલાં ભરવાનો તેમણે વિચાર કર્યો, અને બધાએ મળી એકદમ પગલાં ભરવાનું મુલત્વી રાખવા સંસ્થાનની રાજસભાને એક તાર કર્યો અને પછી એ કાયદાઓની વિરૂદ્ધ એક અરજી ઘડી તેમાં હિંદીવાનોની સહી લઈ તે મોકલાવી આપી, પણ તેથી કાંઈ વળ્યું નહિ, અને સંસ્થાનની રાજસભાએ કાયદો પસાર કર્યો, પરંતુ ગાંધીજીએ હિમ્મત નહિ હારતાં આગળ પગલાં ભર્યાં અને છેક વિલાયત અરજી મોકલાવી કાયદા પર શહેનશાહની સહી થતી અટકાવી દીધી. આ બાજુ સંસ્થાનની રાજસભા વાળા પણ કાંઈ કાચા નહોતા, તેમણે બીજે રસ્તે ઘાટ ઉતાર્યો અને બીજી રીતે જરાતરા ફેરફાર સાથે બીજો એવોજ કાયદો અમલમાં આણવાનો નિશ્ચય કર્યો.

એ ઉપરથી મોહનદાસ ગાંધીને વિચાર થયો કે આવા બનાવો વખતો વખત બનતા રહેશે અને તેથી દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓના હક્ક સંભાળવાં માટે કાયમની એક સંસ્થા સ્થાપન કરવી જોઇએ. પરિણામમાં તેમને જાતે ત્યાં રહેવાનો આગ્રહ કરવામાં આવ્યો, અને જે ગાંધી સ્વદેશ પાછા ફરવાના હતા, તેમને કાયમને માટે ત્યાંજ રહેવાનું નક્કી થયું. તેમણે પણ ત્યાં કાયમ રહેવાનો નિશ્ચય કર્યો અને "નાતાલ હિંદી કોંગ્રેસ" નામની સંસ્થા સ્થાપી તેના પોતે સેક્રેટરી બન્યા.

ઈ. સ. ૧૮૯૫ ની આખરે ગાંધીજી પોતાના કુટુંબને લેવા માટે હિંદુસ્તાન આવ્યા હતા, પરંતુ તેમના આવવાના કારણ સંબંધે જુદા ગપાટો ઉડવાથી મામલો ઘણો ગંભીર બન્યો અને તેથી તુર્તજ તેમને પાછા બોલાવવા ઉપરાઉપર વિનંતીપત્રો મોકલવામાં આવ્યા, તે પરથી ગાંધીજી પોતાનાં પત્ની તથા બાળકોને લઈ તુર્તજ આફ્રિકા જવા ઉપડી ગયા. ત્યાં પહોંચ્યા પછી તેમને કિનારે ઉતરવામાં બેહદ મુશ્કેલી નડી હતી. પરંતુ ધીમે ધીમે બધું સમાધાન થઈ ગયું હતું.

ઈ. સ. ૧૮૯૯ ના અકટોબરમાં દક્ષિણ આફ્રિકામાં અંગ્રેજો અને બોર લોકો–વલંદા વચ્ચે વિગ્રહ જાગ્યો, તેમાં ગાંધીજીએ બ્રીટીશ સરકારની ઘણીજ સેવા કરી સાબિત કરી બતાવ્યું કે બ્રિટીશ સામ્રાજ્યમાં હિંદીઓ માત્ર હક્ક માગે છે એટલુંજ નથી, પરંતુ સાથે સાથે સામ્રાજ્યના નાગરિક તરીકેની પોતાની જોખમદારી પણ સારી રીતે સમજે છે. ગાંધીજીએ કરેલી સેવાના બદલામાં તેમને માન ચાંદ આપવા સાથે નાતાલના વડા પ્રધાન સર જોન રોબીન્સને તેમની ભારે પ્રશંસા કરી હતી.

બોર વિગ્રહ પુરો થયો, તેમાં બ્રિટીશની ફતેહ થઈ અને ટ્રાન્સવાલનો મુલક બ્રિટીશ રાજ સાથે જોડી દેવામાં આવ્યો એટલે ગાંધીએ જાણ્યું કે હવે હિંદીવાનોની હાડમારીનો અંત આવશે, વિશેષમાં તેમની તબીયત પણ લથડી ગઈ હતી તેથી ઈ. સ. ૧૯૦૧ માં તેઓ સહકુટુંબ સ્વદેશ પાછા ફર્યા, અને મુંબાઈમાં વકીલાતનો ધંધો ચાલુ કર્યો, તેજ સાલમાં કલકત્તામાં ભરાયેલ નેશનલ કોંગ્રેસમાં પણ તેમણે સારો ભાગ લીધો હતો.

ગાંધીજી સ્વદેશ પાછા ફર્યા પરંતુ તેમના ભાગ્યમાં હિંદુસ્તાનમાં રહી શાન્તિમય જીવન ગાળવાનું નહોતું. બોર વિગ્રહ પુરો થતાં સંસ્થાન ખાતાના પ્રધાન મી. ચેમ્બરલેને આફ્રીકાની મુલાકાત લીધી અને તેથી ત્યાંના હિંદીઓએ ગાંધીને એકદમ તારથી ત્યાં બોલાવ્યા, તે પરથી તેઓ ત્યાં ગયા અને મી. ચેમ્બરલેનને મળી હિંદીઓની હરકતો તેમને જણાવી. પરિણામમાં તેમને ત્યાં રહેવાની જરૂર જણાઈ. ત્યાં ઈ. સ. ૧૯૦૩ માં તેમણે ઇન્ડીયન ઓપીનીયન નામનું એક પત્ર કાઢ્યું.

ઈ. સ. ૧૯૦૪ માં જોન્સબર્ગમાં સખત પ્લેગ ફાટી નિકળેલો, તે વખતે પણ ગાંધીજીએ નિડરપણે સારી સેવા બજાવેલી હતી, ત્યાર બાદ તેમણે ફીનીક્ષ ફાર્મની સ્થાપના કરી હતી. ઈ. સ. ૧૯૦૬ માં નાતાલમાં ઝુલુ લોકોએ બળવો કરેલો તે પ્રસંગે પણ ગાંધીજીએ સરકારને સારી મદદ કરી હતી.

ઈ. સ. ૧૯૦૬ માં ટ્રાન્સવાલની સરકારે એક એવો કાયદો પસાર કરવાનો ઠરાવ કર્યો કે ટ્રાન્સવાલમાં જે હિંદીવાનોને રહેવાનો હક્ક હોય તેમણે નોંધણી કામદારની ઑફીસમાં જઈ પોતાનાં નામ નોંધાવવા, તથા પોતાના અંગુઠાની અને આંગળીઓની છાપ આપવી અને સર્ટિફિકેટ મેળવવું: કોઈ પણ પોલીસ અમલદાર ગમે તે વખતે એ સર્ટિફિકેટ માગી શકે અને જો તે બતાવી ન શકાય તો ત્રણ માસની કેદ અથવા ૧૫૦૦) રૂા. ના દંડની સજાને તે પાત્ર થાય. એવું સર્ટિફિકેટ મેળવ્યા વિના જે ટ્રાન્સવાલમાં પ્રવેશ કરે તેને

પકડી દેશપાર કરવો અને એક વાર દેશપાર થયા પછી જો ફરી પ્રવેશ કરે તો તેને છ માસ સખત કેદ અથવા ૧૫૦૦) રૂા. ના દંડની સજા થાય. એ કાયદો પસાર ન થવા દેવા ગાંધીએ બહુ પ્રયાસ કર્યો અને છેક વિલાયત ગયા, પણ પરિણામ કાંઈ આવ્યું નહિ, તેથી બધાએ કાયદાની સામે થઈ જે સજા થાય તે સહન કરવા નિશ્ચય કર્યો.

પરિણામમાં ગાંધીજીને તથા બીજા ઘણા હિંદીવાનોને તુરંગમાં જવું પડ્યું, ગાંધીજીએ એકંદર ત્રણ વખત તુરંગ વાસ કર્યો હતો, તુરંગમાં હિંદીઓ પર પડતાં દુઃખ તથા તેમને ખોરાક માટે ભોગવવી પડતી હાડમારીનું વર્ણન ખરેખર ત્રાસજનક છે.

ટ્રાન્સવાલના અનેક જુલમી કાયદાઓની વિરૂદ્ધ ગાંધીજીએ સત્યાગ્રહની સતત લડત ચલાવી છે, અને તેમાં તેમણે અથાગ સંકટ વેઠેલાં છે. ઈ. સ. ૧૯૧૫ માં તેઓ કાયમને માટે સ્વદેશમાં રહેવા માટે પાછા ફરેલા છે, અને ઈ. સ. ૧૯૧૬ માં તેમણે અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમ નામની સંસ્થા સ્થાપેલ છે.

ગાંધીજી તદ્દન સાદા અને નિસ્વાર્થ વૃત્તિના છે, ગરીબોને તથા પોતાના દેશી ભાઇઓને પડતાં દુઃખ તેમનાથી સહન થઈ શકતાં નથી, અને તેથી વખતો વખત તેઓ એ બાબત યોગ્ય દાદ મેળવવાં તજવીજ કરે છે. આધુનિક સુધારો તેમને પસંદ નથી અને રેલ્વે, તાર, દવાખાનાં, વકીલો, ડાકટરો, મીલો, આગબોટો ઈત્યાદિથી દેશને ઘણું નુકશાન છે અને તેથી તે સર્વ બંધ થવા જોઇએ એવી તેમની માન્યતા છે.



# સ્વ. નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇ.

અમદાવાદના પ્રખ્યાત અને પ્રતાપી નગરશેઠ પ્રેમાભાઈ હીમાભાઈ જ્ઞાતે શ્રાવક ઓશવાળ વાણીયા હતા, એમનો જન્મ સંવત ૧૮૭૧ ઈ. સ. ૧૮૧૫ માં થયો હતો. એમના વડવાઓ તે વખતના પોતાના રાજકર્ત્તાઓની સાથેની મિત્રાચારીને લીધે, તેમજ કરેલાં પરાક્રમનાં અને સખાવતનાં કાર્યોને માટે બહુજ પ્રખ્યાત છે. શેઠ પદમાશાના વંશના ત્રીજા અને પ્રેમાભાઈ શેઠથી છઠ્ઠી પેઢીએ થયેલા શેઠ શાંતિદાસને પ્રથમ નગરશેઠનો ઈલ્કાબ જહાંગીર બાદશાહ તરફથી મળેલો હતો, જે ઈલ્કાબ હજુ તેમના વંશ વારસો ભોગવે છે.

મરાઠાના ત્રાસમાંથી અમદાવાદને બચાવવાનું માન શાન્તિદાસ શેઠના મોટા પુત્ર ખુશાલચંદને ઘટે છે, તેમની એ બહાદુરીથી અમદાવાદની ઓકટ્રોઈ ડયુટી (હાંસલ) પોતાને માટે એકત્ર કરવાનો હક્ક તેમને અપાયેલો હતો, હવે એ હક્કના બદલામાં તેમના વંશ વારસોને રૂ. ૨૧૩૩ નું પેન્શન ગવર્નમેન્ટ તરફથી મળે છે.

નગરશેઠ પ્રેમાભાઇએ સખાવતનાં ઘણાંજ જાણવા જેવાં કાર્યો કરીને પોતાની તથા પોતાના વડિલોની પ્રતિષ્ટામાં ઘણોજ સારો વધારો કરેલો છે, તેમનું પહેલું અને મુખ્ય કર્તવ્ય ૧૮૫૭ ના બળવામાં સરકારને મદદ કરવાનું હતું. એ બળવા દરમ્યાન બળવાખોરો તારનાં દોરડાં કાપી નાખતા હોવાથી સેન્ટ્રલ ઈન્ડીયાના સમાચાર મળવામાં બહુજ વિટંબણા પડતી હતી તે વખતે પ્રેમાભાઈ શેઠે ઇંદોર અને અમદાવાદ વચ્ચે ડાકની સગવડ કરી આપવાથી તે વખતના કલેકટર મી. હેડો અને જડ્જ મી. વોર્ડનને દરરોજ નિયમિત સમાચાર મળવા લાગ્યાં અને તેથી તેઓ બહુજ ખુશી થયા.

તે શિવાય ઘાયલ થયેલાઓને માટે તે વખતે ઠામ ઠામ દવાખાનાં થતાં હતાં, તે જોઇને પ્રેમાભાઇ શેઠે રૂ. ૨૨૧૫૦) તથા તેમના બનેવી શેઠ હઠીસીંગ કેસરીસીંગે પણ તેટલાજ રૂ. ઉમેરીને અમદાવાદમાં એક દવાખાનું સ્થાપન કર્યું, એ દવાખાનું અમદાવાદમાં બેઉના નામથી ચાલે છે. ત્યાર પછી તેમણે રૂ. ૭૨૫૯) ના ખર્ચે એક લાઇબ્રેરી સ્થાપી, જે હાલ "હીમાંભાઈ ઈન્સ્ટીટયુટ"ના નામથી ઓળખાય છે, અને સમયના પ્રમાણમાં તેમાં ઘણોજ સુધારો વધારો કરવાંમાં આવેલો છે, અમદાવાદમાં હાલ એ પ્રથમ પંક્તિની લાઇબ્રેરી લેખાય છે. ત્યાર પછી ગુજરાત કોલેજ સ્થાપવામાં પણ તેમણે

રૂા. ૧૦૦૦૦) દસ હજારની રકમ આપેલી હતી. તે શિવાય મુંબઈની ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં પહેલે નંબરે પાસ થનારને ચાંદ આપવાની પણ તેમણે ગોઠવણ કરેલી હતી.

૧૮૬૩ માં મુંબઈમાં વિકટોરીયા ગાર્ડન અને આલબર્ટ મ્યુઝીયમની સ્થાપના થઈ તેમાં પણ પ્રેમાભાઈ શેઠે રૂા. ૧૩૫૦)ની મદદ કરેલી હતી, અને પાછળથી મકાનની આજુબાજુ બગીચો તથા રેલીંગ બનાવવા માટે બીજા રૂા. ૧૦૦૦૦) દસ હજાર આપેલા હતા.

અમદાવાદમાં ભયંકર દુકાળ પડેલો તેમાં પણ રૂા. બે લાખની ગંજાવર રકમ તેમણે ધર્માદા માટે કાઢેલી હતી. તે શિવાય વિદ્યાવૃદ્ધિનાં તથા કેળવણીનાં કાર્યોમાં પણ તેમણે સારી મદદ આપેલી હતી. ગુજરાત વર્નાકયુલર સોસાઇટીને મદદ તરીકે ૨૦૦૦) રૂા. તેમણે આપેલા હતા.

નરોડા, સરખેજ, બરવાળા, ગુંદી, માતર અને ઉમરાળા વિગેરે સ્થળોએ ધર્મશાળા બાંધવા માટે તેમણે રૂા. ૨૩૦૦૦) ત્રેવીસ હજાર ખરચેલા હતા. કાઠીયાવાડમાં આવેલ પવિત્ર શેત્રુંજય પર્વત પર એક સુંદર અને ભવ્ય દેવાલય તેમણે રૂા. પાંચ લાખના ખરચે બંધાવેલ છે, તથા ત્યાં આગળ ધર્મશાળા પણ બંધાવેલ છે, તેમજ પાંજરાપોળ પણ સ્થાપેલ છે.

આવાં આવાં અનેક પરોપકારી કાર્યો તેમણે કરેલાં છે, અને એવાં શુભ કાર્યોમાંજ પોતાનું જીવન વ્યતિત કરી સારી કીર્તિ સંપાદન કરેલ છે. રાજકિય બાબતોમાં તેમણે વિશેષ ભાગ લીધેલો નહોતો, તો પણ લેજીસ્લેટિવ કાઉન્સીલ ના તેઓ મેમ્બર થયેલા હતા.

આ પ્રતાપી અને પરોપકારી શેઠ સાહેબ પોતાની પાછળ મયાભાઈ, મણીભાઈ અને લાલભાઈ નામના ત્રણ પુત્રો મુકીને ઈ. સ. ૧૮૮૭ માં બાસઠ વરસની વયે સ્વર્ગવાસી થયેલા હતા.

આવા લોકપ્રિય અને પ્રભાવશાળી પુરૂષના નામનું સ્મરણ કાયમ રાખવા માટે, તેમજ તેમના પ્રત્યેની પોતાની લાગણી અને દિલસોજી બતાવવા માટે અમદાવાદ શહેરની પ્રજાએ તેમના નામ પરથી " પ્રેમાભાઈ હૉલ " એ નામનું એક સ્થળ સ્થાપન કરેલ છે, જે તે વખતથી આજ સુધી જાહેર ભાષણો કરવાના ઉપયોગ માટે વપરાય છે, અને પ્રસંગોપાત પ્રેમાભાઈ શેઠના પ્રતાપી નામની જાહેર પ્રજાને યાદી આપે છે.

**સ્વ. શ્રીયુત મણીભાઇ પ્રેમાભાઇ.**

પ્રતાપી નગરશેઠ પ્રેમાભાઈના પુત્ર મણીભાઇનો જન્મ સંવત ૧૯૧૯ ઈ. સ. ૧૮૬૩ માં થયેલો હતો, જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કરીને તેઓ ગવર્નમેન્ટ હાઇસ્કૂલમાં દાખલ થયેલા હતા અને ત્યાં કેટલોક અંગ્રેજી અભ્યાસ કર્યા બાદ અઢાર વરસની નાજુક ઉમરે તેઓ પોતાના બાહોશ પિતાના હાથ નિચે ધંધામાં સામેલ થયેલા હતા.

એમના પિતા ઈ. સ. ૧૮૮૭ માં સ્વર્ગવાસી થયા તે વખતે તેમની ઉમર ચોવીસ વરસની યુવાન હતી, તે છતાં પણ તેમણે બધું કામકાજ જાતે સંભાળી લીધું હતું, અને કુશળતાથી વહિવટ ચલાવેલો હતો.

તેમની સત્તાવીસ વરસની ઉમરે તેઓ ગવર્નમેન્ટ તરફથી મ્યુનીસીપલ કાઉન્સીલર નિમાયેલા હતા, અને પોતાની કાર્યદક્ષતા તથા બાહોશીથી તેઓ વાઈસ પ્રેસીડન્ટના હોદ્દા સુધી પહોંચેલા હતા.

અમદાવાદના મીલ ઉદ્યોગના પિતા શ્રીમાન સ્વ. રા. બ. રણછોડલાલ છોટાલાલ એ વખતે મ્યુનીસીપાલીટીના પ્રમુખ હતા, અને શેઠ મણીભાઈ પર તેમનો બહુજ સારો પ્રેમ હતો, તેમનાજ હાથ નિચે અને તેમનીજ ઉત્તમ લાગણીથી શ્રીયુત મણીભાઇએ મ્યુનીસીપાલીટીના કામનો સંગીન અનુભવ મેળવેલો હતો, અને એ કામમાં તેઓ એટલા બધા બાહોશ બન્યા હતા કે ઈ. સ. ૧૮૯૮ માં રા. બ. રણછોડલાલભાઈ સ્વર્ગવાસી થયા ત્યારે તેમની જગ્યાએ તેઓ પ્રમુખ તરીકે નીમાયા હતા, જે હોદ્દો તેમના સ્વર્ગવાસ સુધી તેમણે ભોગવેલો હતો.

મ્યુનીસીપાલીટીના પ્રમુખ હતા તે દરમ્યાન લોકહિતનાં બનતાં કાર્યો તેમણે કરેલાં હતાં, તેમજ જાહેર સખાવતનાં પણ બનતાં કાર્યો કરેલાં હતાં.

સંવત ૧૯૫૬ના દુષ્કાળ પ્રસંગે તેમણે પુઅર હાઉસ અને કેટલ કેમ્પ જેવી ઉપયોગી સંસ્થાઓ સ્થાપવામાં ઘણીજ સારી મહેનત કરેલી હતી, એટલુંજ નહિ પણ ગાયોની સેવા કરવામાં પોતે જાતે આગેવાની ભર્યો ભાગ લીધેલો હતો, એ પ્રસંગે તેમણે આર્થિક મદદ પણ સારી રીતે કરીને પોતાની ઉદારતા દર્શાવેલી હતી.

શ્રીમાન શેઠ સાહેબ મણીભાઈ પોતાની સાડત્રીસ વરસની ન્હાની ઉમરે ઈ. સ. ૧૯૦૦–સંવત ૧૯૫૬ માં પોતાની પાછળ બે પુત્રો અને ચાર પુત્રીઓ મુકી સ્વર્ગવાસી થયેલા છે. તેમના બે પુત્રોમાંના મોટા પુત્રનું નામ કસ્તૂરભાઇ છે, જેઓ હાલના અમદાવાદના નગરશેઠ છે, ન્હાના પુત્રનું નામ જગાભાઇ છે, તે બન્ને ભાઇઓ કેળવાયેલા અને બાહોશ સદ્‌ગૃહસ્થ છે, પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખે એવી અમારી પ્રાર્થના છે.





સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ.
ગુજરાતના મીલ ઉદ્યોગના પિતા.

# સ્વ. ધિ ઓનરેબલ રા. બ. રણછોડલાલ છોટાલાલ. સી. આઇ. ઈ.

ગુજરાતમાં સ્વાશ્રયથી આગળ વધેલા, ઉદ્યોગની સ્થાપના કરી તેને ખીલવનાર, મીલ ઉદ્યોગના મૂળ સ્થાપક, સ્થાનિક સ્વરાજમાં આગળ પડતો ભાગ લઇ સારી દેશ સેવા બજાવનાર, અને જાત મહેનતથી મેળવેલ પૈસાનો સ્વહસ્તે સદ્વ્યય કરનાર શ્રીમાન રણછોડલાલ છોટાલાલ જ્ઞાતે સાઠોદરા નાગર હતા, એમનો જન્મ સંવત ૧૮૭૯ ના ચૈત્ર વદ અમાસને બુધવારે—સને ૧૮૨૩ ના એપ્રીલની ૨૩ મી તારીખે અમદાવાદ શહેરમાં થયેલો હતો.

૭ વરસની ઉમરે તેમને તુલજારામ મહેતાજીની નિશાળમાં દાખલ કરવામાં આવ્યા હતા, ત્યાં તેઓ વાંચન, લેખન અને હિસાબ શિખ્યા હતા, તે પછી દસ વરસની ઉમરે તેમણે ફારસીનો અભ્યાસ શરૂ કર્યો હતો, ફારસીનો અભ્યાસ કરવાનો વંશપરંપરાનો રિવાજ હતો, તે પછી તેઓ મર્હુમ રા. બ. ભોળાનાથ સારાભાઇની સાથે ખાનગી રીતે અંગ્રેજી શિખવા માંડયા. અમદાવાદમાં તે વખતે અંગ્રેજી નિશાળ નહોતી. સમય જતાં એક પોર્ટુગીઝ નામે ડી. કલોઝાએ સ્થાપેલી નિશાળમાં તેમણે અંગ્રેજી જ્ઞાનનો પાયો સબળ કર્યો. સંસ્કૃત અને મરાઠી ભાષા પણ તેઓ શિખેલા.

ધંધાની શરૂઆત તેમણે સને ૧૮૪૨ માં એટલે કે પોતાની લગભગ વીસ વરસની ઉમરે કરેલી, અને પ્રથમ કસ્ટમ ખાતામાં રૂા. ૨૦) વીસના પગારથી કારકુન રહેલા હતા. દસ વરસની અંદર તેઓ ૩૦૦) ત્રણસો રૂા. ના પગારના આસીસ્ટન્ટ પોલીકીકલ એજન્ટના હોદ્દા સુધી પહોંચેલા હતા, પરંતુ કેટલીક ખટપટો ઉત્પન્ન થવાથી તેમના પર કામ ચાલેલું, જેમાં તેઓ નિર્દોષ ઠરી છુટી ગયેલા, તો પણ નોકરી પર તેમને કંટાળો આવ્યો, અને સ્વતંત્ર વ્યાપાર તરફ તેમનું મન વળ્યું.

શ્રીમાન રણછોડલાલને સરકારી નોકરીની ધુંસરીમાંથી છોડાવવામાં ભાગ્યદેવીએ નિઃસંશય ઉમદા કામ કરેલું છે, જો તેઓ એ ધુંસરીમાંથી મુક્ત ન થયા હોત તો જે મીલ ઉદ્યોગ તેમણે ગુજરાતમાં ઉભો કરીને ખીલાવ્યો છે, જે મ્યુનીસીપલ વહીવટ તેમણે સારા પાયા પર મુકયેલ છે, અને જે સખાવતો તેમણે કરેલી છે, તે જોવાનો ગુર્જર પ્રજાને અવસર મળત નહિ; એટલુંજ નહિ પણ પાછળથી તેમના પૌત્ર સર ચીનુભાઇએ જે લાખો રૂા. ની સખાવતો કરી છે, તેનો પણ કદાચ પ્રસંગ આવત નહિ. પ્રભુ જે કરે છે

તે વિચારીનેજ કરે છે, અશુભ દેખાતી પ્રવૃતિમાં પણ તેણે શુભજ મુકેલું હોય છે, એ હકિકત રા. બ. ના જીવન પરથી સાબિત થાય છે, વિપત્તિનું પરિણામ સંપત્તિમાં આવ્યું અને તેનાં મિષ્ટ ફળો ગુર્જર પ્રજાએ ચાખ્યાં.

રા. બ. ની વૃત્તિ મુળથીજ હુન્નર ઉદ્યોગ તરફ વળેલી હતી અને તેથી નોકરી દરમ્યાન પણ તેમણે સુતર કાંતવાના અને વણવાના ઉદ્યોગ તથા તેનાં કારખાનાં સંબંધી હકિકત વિલાયતથી મેળવેલી હતી. જેથી સમય આવતાં અમદાવાદમાં સુતર કાંતવાનું એક ન્હાનું કારખાનું કાઢવાની યોજના ઘડી કાઢી. ઈ. સ. ૧૮૪૭. ઈંગ્લાંડથી મંગાવવાના સંચા અને ઇમારત સંબંધી સલાહ એક અંગ્રેજે આપી. ૧૮૪૯ માં કેટલાક શેઠીયાઓ તથા વેપારીઓને તેમાં જોડવાનો પ્રયત્નં કર્યો અને અરધું ભંડોળ એકઠું કર્યું. બાકીનું અરધું મી. લેન્ડન નામના અંગ્રેજે વિલાયતમાં એકઠું કર્યું અને ભરૂચમાં એક ચરખો ચાલતો કર્યો. શરૂઆતમાં તેમાં ૧૭૦૦૦ તરાકો હતી. સાળ એકે નહોતી. તેમનું કારખાનું જોઇને ધીરે ધીરે મુંબઈ તથા અમદાવાદમાં પણ મિલો નિકળી. હાલ અમદાવાદમાં એવી લગભગ ૬૦ મીલો ચાલે છે, જેમાં તેમની મીલો શ્રેષ્ટ પંક્તિની ગણાય છે.

કાપડના ઉદ્યોગમાં સારી રીતે જામ્યા પછી તેમણે "ગુજરાત કોલ એન્ડ આયર્ન કંપની" સ્થાપી અને લોઢા તથા કોલસાનો વેપાર ધીકતો કરવાનો વિચાર કર્યો, પરંતુ તેને માટે સરકાર તરફથી યોગ્ય જમીન નહિ મળવાથી તેમનું એ કામ પડી ભાગ્યું.

આવી રીતે વેપાર ઉદ્યોગની ખીલવણી પાછળ સતત શ્રમ લેવામાં તેઓ સ્થાનિક મ્યુનીસીપાલીટીના વહિવટની ખીલવણીને વિસરી ગયા નહોતા. અમદાવાદમાં હાલ જે પાણી અને ગટરનાં બાંધકામ નજરે પડે છે, તેમજ બીજા જે સુધારા જણાય છે તેનાં મૂળ રા. બ. રણછોડલાલેજ રોપેલાં છે. સને ૧૮૬૯ માં તેઓ સરકાર તરફથી મ્યુનીસીપલ કાઉન્સીલર નીમાયા હતા અને ઈ. સ. ૧૮૮૫ માં તેઓ તેના પ્રમુખ બન્યા હતા. પ્રમુખ નીમાયા પછી તેમનાં હસ્તે ઘણાં મહત્વનાં અને લોકોપયોગી કામ થયેલાં હતાં, પાણી અને ગટરનાં બાંધકામ તેમણે પ્રમુખ થયા પછીજ ચાલુ કરાવ્યાં હતાં, તેમાં તેમને આરંભમાં લોકો તરફથી ઘણી મુશ્કેલીઓ નડી હતી, પરંતુ આજે તે માટે અમદાવાદના લોકો તેમને યાદ કરી આશિર્વાદ આપે છે. તેમનાં મ્યુનીસીપલ કાર્યોની કદર બુઝી સરકારે ઈ. સ. ૧૮૮૭ માં તેમને સી. આઈ. ઇ. નો ચાંદ આપેલો હતો. રા. બ. નો ચાંદ તેમને ઈ. સ. ૧૮૯૨ માં આપવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૮૯૨માં તેમની નિમનોક ધારાસભાના સભ્ય તરીકે થઈ હતી. અમદાવાદની પ્રાંતિક કોન્ફરન્સ તેમની મદદથી ભરાયેલી હતી. કોંગ્રેસના પણ તેઓ સહાયક હતા ઈ. સ. ૧૮૮૯ માં મુંબઈમાં ભરાયેલ નેશનલ કોંગ્રેસમાં તેમણે સારો ભાગ લીધેલો હતો, અને ભાષણ પણ કરેલું હતું.

રા. બ. રણછોડભાઇએ હુન્નર ઉદ્યોગમાં પુરતું ધ્યાન આપી તેની ખીલવણી કરવા ઉપરાંત સ્થાનિક મ્યુનીસીપલ કાર્યોમાં, કોન્ફરન્સ અને કોંગ્રેસમાં, ધારા સભામાં, દારૂનાં પીઠાં કમી કરવામાં પ્રાર્થના સમાજ, ગુજરાત કોલેજ વર્નાકયુલર સોસાઇટી આદિ સંસ્થાઓમાં, સ્ત્રી કેળવણીમાં, સાહિત્યની ઉન્નતિ કરવામાં તેમજ સખાવતનાં અનેક લોકોપયોગી કાર્યો કરવામાં સારો ભાગ લીધો હતો.

તેમનાં સખાવતનાં કાર્યોની ટુંક નોંધ નિચે પ્રમાણે છે. ૧) ૧૮૭૦. શાહપુરમાં એક અનાશ્રમ ૧૦૦૦૦) દસ હજારના ખર્ચે સ્થાપેલ છે, તેમાં નિત્ય ૩૦ અનાથો તથા અપંગો પોષાય છે. ૨) ૧૮૭૯. પ્રજાનાં આરોગ્યની સુધારણા અર્થે રૂા. ૪૦૦૦૦) ચાલીસ હજારના ખર્ચે "રણછોડલાલ ડીસ્પેન્સરી સ્થાપી હતી, પાછળથી જરૂર જણાતાં તેમાં રૂા. ૨૦૦૦૦) વીસ હજાર બીજા ઉમેરેલા હતા. ૩) ૧૮૮૯. જ્યુબિલી મહોત્સવ પ્રસંગે રૂા. ૫૦૦૦૦) પચાસ હજારના ખર્ચે સ્ત્રી તથા બચ્ચાંઓ માટે "વિક્ટોરીયા જ્યુબિલી હોસ્પીટલ સ્થાપી હતી. ૪) ૧૮૯૪. ગરીબ દરદીઓને ઘેર બેઠાં ડાક્તરી મદદ આપવાના ઉદ્દેશથી રૂા. ૨૦૦૦૦) વીસ હજારના ખર્ચે એક દવાખાનું સ્થાપ્યું હતું. ૫) ગામડાંના ગરીબ દરદીઓ માટે રૂા. ૧૫૦૦૦) પંદર હજાના ખર્ચે લોર્ડહેરીસ ટ્રાવેલીંગ ડીસ્પેન્સરી સ્થાપી હતી. ૬) અમદાવાદ ખાડીયામાં એક કન્યાશાળા સ્થાપવા રૂા. ૧૭૫૦૦) આપેલા હતાં. ૭) શાહપુરમાં અંગ્રેજી નિશાળ સ્થાપવા માટે રૂા. ૨૦૦૦૦) વીસ હજાર આપ્યા હતાં. તે શિવાય તેમની ન્હાની ન્હાની તથા ગુપ્ત સખાવતો ઘણી છે.

રા. બ. આપ બળે આગળ વધેલા અને સ્વહસ્તે મેળવેલ દ્રવ્યનો સદ્‌વ્યય કરનાર ગ્રહસ્થ હતા, તેમનું જીવન નિયમિત અને સાદું હતું, તેઓ ધર્મશીલ, સ્વાશ્રયી અને દઢ વિચારના હતા, તેમની રહેણી અને કરણી નિઃશંસય ઉમદા અને ધડો લેવા લાયક હતી.

આ ઉન્નત અને ઉદાત જીવન ગાળનાર પ્રતાપી પુરૂષ, મિલ ઉદ્યોગના પિતા અને ગુજરાતના વૃદ્ધ દાદા ઈ. સ. ૧૮૯૮ના અકટોબરની ૨૭ તારીખે પોણોસો વરસની વયે સ્વર્ગવાસી થયાં હતા. તેમના અવસાનથી સમસ્ત ગુજરાતને ભારે ખોટ પડી છે.

# સ્વ. શ્રીયુત માધવલાલ રણછોડલાલ.

ગુજરાતના સુપ્રસિદ્ધ મહાપુરૂષ ધિ ઓનરેબલ રા. બ. રણછોડલાલ છોટાલાલના પુત્ર શ્રીમાન માધવલાલભાઇનો જન્મ સંવત ૧૮૯૮ ના અષાડ સુદ ૫. ઈ. સ. ૧૮૪૧માં અમદાવાદ શહેરમાંજ થયેલો હતો.

શાળાની તથા વ્યાપારની તમામ પ્રકારની તાલીમ તેમણે પોતાના પ્રતાપી પિતા રા. બ. રણછોડલાલના હાથ નિચેજ મેળવેલ હતી, અને તેથી તેમના કેટલાક સદ્ગુણો તથા કાર્ય કુશળતા સ્વાભાવિક રીતેજ તેમનામાં દૃષ્ટિગોચર થતાં હતાં. પરંતુ પોતાના પિતાના અવસાન પછી તુર્તમાંજ તેમનો પણ સ્વર્ગવાસ થવાથી તેમનાં બુદ્ધિ ચાતુર્ય જોઇએ તેવાં જાહેરમાં આવેલાં નથી, તો પણ પોતાના પિતાશ્રીની હૈયાતી દરમ્યાન મીલ ઉદ્યોગનું તેમણે સંભાળી લીધેલું કામકાજ અને તેને અંગે બતાવેલી કાર્ય કુશળતા ખરેખર પ્રશંસાપાત્ર હતાં.

શ્રીમાન રા. બ. રણછોડલાલનો રિવાજ એવો હતો કે પોતાની હૈયાતી સુધી તેઓ બધું કામ સ્વતંત્ર રીતે કરતા હતા, જો કે પોતાના પુત્ર તથા પૌત્રને જુદાં જુદાં કામો તેમણે સોંપેલાં હતાં, પરંતુ તે બધાની ઉપર પોતાની દેખરેખ તો હતીજ.

રા. બ. રણછોડલાલના અવસાન પછી ઘણોજ થોડો વખત માધવલાલ ભાઇએ સ્વતંત્ર સત્તા ભોગવેલી હતી, અને તેથી જાણવા જેવાં વિશેષ કાર્યો તેમના હસ્તે થઈ શક્યાં નથી, અગર જો તેઓ વધારે વખત રહ્યા હતા તો જરૂર તેઓ પણ વખાણવા લાયક કૃત્યો કરી જાત. તેમના પોતાના હસ્તે થયેલ કાર્યોમાં પોતાના પિતાના નામથી ટેકનીકલ સ્કૂલ બાંધવા સરકારને એક લાખ રૂા. સોંપેલા હતા તે મુખ્ય છે. તે શિવાય તેમની બીજી શુભેચ્છાઓ તેમના હસ્તે પાર પડી નથી.

પરંતુ સર ચીનુભાઇએ પોતાની પિતાની શુભેચ્છાઓ ઘણીજ સારી રીતે પાર પાડી છે, અને માધવલાલ સાયન્સ કોલેજ, માધવલાલ બોર્ડીંગ તથા માધવબાગ આદિ સંસ્થાઓમાં લાખો રૂા. ખરચી પોતાના પિતાનું નામ અમર કરેલું છે, જેને માટે એ પિતૃભક્ત પુત્રને હજારો ધન્યવાદ ઘટે છે.



સ્વ. શેઠ માધવલાલ રણછોડલાલ.



સ્વ. સરદાર સર ચીનુભાઇ માધવલાલ નાઈટ. સી. આઈ. ઇ.
પહેલા હિંદુ બેરોનેટ સખાવતે બહાદુર નર રત્ન.

# સ્વ. સરદાર સર ચીનુભાઇ માધવલાલ નાઈટ.

## સી. આઇ. ઈ.

દ્રવ્ય તો અનેક પુરૂષો સંપાદન કરે છે, પણ જેઓ પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય કરે છે અને તે પણ પોતાના દેશબાંધવોના કલ્યાણ અર્થે, તેઓએજ દ્રવ્ય સંપાદન કરેલું ગણાય. મુંબઇ ઇલાકામાં એવા કેટલાક પુરૂષો થઈ ગયા છે, જેમાં એક સાઠ લાખ રૂપિયાની સખાવત કરનાર મુંબાઈના શેઠ પ્રેમચંદ રાયચંદ, અને બીજા ચાળીસ લાખ રૂપિયાની સખાવત કરનાર અમદાવાદના શેઠ સર ચીનુભાઈ વિખ્યાત છે.

ગુજરાતના મીલ ઉદ્યોગના પિતા, અને અમદાવાદની નાગરિક પ્રવૃત્તિઓના અગ્રેસર સદ્‌ગત રા. બ. રણછોડલાલ છોટાલાલના પૌત્ર સર ચીનુભાઇનો જન્મ સંવત ૧૯૦૮ ઈ. સ. ૧૮૬૪ માં થયો હતો. બાલપણથીજ તેઓ પોતાના ધર્મશીલ પિતામહના ગાઢ સંસર્ગમાં રહી ઉછર્યા હતા, અને તેથી તેમના અનેક સદ્‌ગુણોના અંકુર સ્વાભાવિક રીતેજ તેમનામાં ફુટેલા હતા. શ્રીયુત ચીનુભાઇએ પોતાના પિતામહની દેખરેખ નિચેજ ગુજરાતી કેળવણી લીધી હતી અને ત્યારબાદ તેઓ અંગ્રેજી અભ્યાસ માટે હાઈસ્કૂલમાં દાખલ થયા હતા. ઈ. સ. ૧૮૮૨ માં મેટ્રિક્ની પરિક્ષા પાસ કરી તેઓ કોલેજમાં દાખલ થયા હતા.

સર ચીનુભાઈ જો કે ગર્ભશ્રીમંત હતા, એટલુંજ નહિ પણ તેઓ પોતાના પિતાના એકના એક પુત્ર હતા, છતાં તેમને ગેરવાજબી રીતે મોઢે નહિ ચડાવતાં તેમની માનસિક અને નૈતિક ઉન્નતિ પાછળ તેમના પિતામહે પુરતું ધ્યાન આપેલું હતું. પોતાના ખોટનાં સંતાનોને મોઢે ચડાવી તેમની કેળવણી પાછળ બેદરકાર રહેનાર, અને તેનાં કડવાં ફળ આવે ત્યારે પસ્તાવો કરનાર માબાપોએ સર ચીનુભાઇનો ઉજ્વળ દાખલો ખાસ લક્ષમાં લેવા લાયક છે.

સર ચીનુભાઇએ કોલેજનો અભ્યાસ બંધ કર્યા પછી તેમને વ્યાપારી તાલીમ આપવા માટે રા. બ. રણછોડલાલભાઇએ પોતાની શાહપુર મીલમાં જોડલા હતા, જ્યાં તેમણે ભવિષ્યમાં પોતાને શિરે આવવાના મીલ ઉદ્યોગની ઉન્નતિનાં કાર્ય માટે પુરતી યોગ્યતા સંપાદન કરી હતી, અને એ ધંધાનો પુષ્કળ અનુભવ મેળવેલો હતો.

ઈ. સ. ૧૮૯૮ માં તેમના પિતામહ અને વળી થોડે અંતરે તેમના પિતા કૈલાસવાસી થવાથી મીલ ઉદ્યોગનો તથા વ્યવહારિક કાર્યોનો તમામ બોજો ચીનુભાઈને શિર આવી પડયો. આ વખતે તેમની ઉમર ૩૪ વરસની યુવાન હતી, પરંતુ રા. બ. રણછોડલાલે તેમને હરેક રીતે સમર્થ કરેલા હોવાથી, તેમજ દીર્ઘદૃષ્ટિ અને વ્યવહારિક નિપુણતા આદિ સદ્દગુણો તેમનામાં સ્વાભાવિક રીતેજ હોવાથી તેમને આ કાર્ય ઉડાવવામાં કાંઈ પણ અડચણ નડી નહિ. ધીરે ધીરે ધીરે મીલ ઉદ્યોગને તેમણે ઘણીજ સારી રીતે ખીલાવ્યો અને પોતાના વહિવટ નીચે ચાલતી ત્રણે મીલોને પ્રથમ પંક્તિએ મુકી દીધી.

જેમ ગુજરાતના મીલ ઉદ્યોગના પિતાનું માન રા. બ. રણછોડલાલને ઘટે છે, તેમ ઈજીપ્સીયન રૂમાંથી ૧૦૦ કાઉન્ટ જેટલું ઉંચી પ્રગતિનું સુતર કાંતવાની રીતિ દાખલ કરવાનું માન સર ચીનુભાઈને છે, એ દિશામાં તેમણે પોતાની ખંત, દીર્ઘદૃષ્ટિ અને અક્કલ હુશિયારીનો સારો ઉપયોગ કરેલો છે.

પોતાના પ્રતાપી પિતામહના મીલ ઉદ્યોગને ખીલવવામાં જેવી રીતે સર ચીનુભાઈએ અથાગ શ્રમ લઈ તેમાં સારી ફતેહ મેળવેલી હતી, તેવીજ રીતે તેમણે આરંભેલા લોકહિતનાં અને સખાવતનાં કાર્યોમાં વધારો કરવામાં તેમજ તેવાંજ બીજાં નવાં કાર્યોની શરૂઆત કરવામાં પણ શ્રીમાન સર. ચીનુભાઈએ ઘણોજ પ્રશંસાપાત્ર પ્રયાસ કરેલો હતો; એટલુંજ નહિ પણ પોતાના પિતાશ્રીની શુભેચ્છાઓને પરિપૂર્ણ કરવામાં પણ તેમણે કાંઈ ન્યૂનતા રાખી નહોતી. રાં. બ. રણછોડલાલે સ્થાપેલ જ્યુબિલી હોસ્પીટલમાં રૂા. ૧૫૦૦૦૦ ) દોઢ લાખના ખર્ચે રેવાબાઇ વોર્ડ બાંધી આપીને સુવાવડી સ્ત્રીઓને તેમણે સારી સગવડ કરી આપેલી છે, તે શિવાય હાઇસ્કુલનું મકાન બંધાવી આપવાની પોતાના પિતામહની ઈચ્છાને અનુસરીને રૂા. ૩૫૦૦૦ ) આપી શાહપુરમાં એક નમૂનેદાર હાઈસ્કૂલ બંધાવેલી છે, જેનું નામ રણછોડલાલ છોટાલાલ હાઈસ્કૂલ છે. પોતાના પિતાનું નામ અમર રાખવાને માટે સારંગપુર દરવાજા બહાર " માધવ બાગ " નામનો એક ભવ્ય બાગ બનાવીને લોકોના ઉપયોગ માટે અર્પણ કરેલો છે. વળી એક હુન્નર ઉદ્યોગની પાઠશાળા કાઢવાની પોતાના પિતાની ઈચ્છાને માન આપી સર ચીનુભાઈએ રૂા. ૬૦૦૦૦૦ ) છ. લાખ નામદાર સરકારને ઈ. સ. ૧૯૧૨ માં સોંપેલા હતા, તે રકમમાં બીજા બે લાખ રૂા. ઉમેરી ગુજરાત કોલેજ ના. સરકારના કારોબાર હેઠળ મુકવાની તેમણે સવડ કરી આપી હતી, તે ઉપરાંત રણછોડલાલ છોટાલાલ ટેકનિકલ ઈન્સ્ટીટયુટ. સ્થાપવા માટે તેમણે રૂા. દોઢ લાખ રોકેલા

તે તો જુદા. એ શાળાનો લાભ ગુજરાતનાં વિદ્યાર્થીઓ સારી રીતે લઈ શકે છે.

સૂર ચીનુભાઇની સખાવતોની ટુંક નોંધ નિચે પ્રમાણે છે. ૧) છ લાખ રૂા. માધવલાલ સાયન્સ કોલેજમાં ૨) બે લાખ રૂા. ગુજરાત કોલેજ સરકાર હસ્તક અપાવવા તેના નિભાવ માટે. ૩) દોઢ લાખ રૂા. રણછોડલાલ ટેકનિકલ ઈન્સ્ટીટયુટમાં મદદ. ૪) દોઢ લાખ રૂા. રેવાબાઈ વાર્ડ. ૫) ૧૧૫૦૦૦ રૂા. નર્સ સ્કૂલ. ૬) એક લાખ રૂા. કમરસીયલ કોલેજ મુંબઈ. ૭) એક લાખ રૂા. સર જ્યોર્જ કલાર્ક હોલ. ગુજરાત કોલેજના કમ્પાઉન્ડમાં ૮) પચાસ હજાર રૂા. માધવ બાગ. ૯) પચાસ હજાર રૂા. સર જ્યોર્જ કલાર્ક લાઇબ્રેરી. ૧૦) પચાસ હજાર રૂા. ધરમપુર સેનેટેરીયમ. ૧૧) પાંત્રીસ હજાર રૂા. રણછોડલાલ હાઈસ્કૂલ. ૧૨) પાંત્રીસ હજાર રૂા. હાઇસ્કૂલમાં "માધવલાલ બોર્ડીંગ ૧૩) પચીસ હજાર રૂા. સંસ્કૃત પાઠશાળાને મદદ. તે શિવાય તેમની બીજી છૂપી સખાવતો પણ ઘણી હતી.

જેવી રીતે સર ચીનુભાઈની પાસે ધનસંપત્તિ પુષ્કળ હતી, તેવીજ રીતે ધર્મભાવના અને લોકહિતભાવના પણ તેમનામાં વિશાળ હતી. સનાતન ધર્મ પ્રત્યેની તેમની સદ્‌ભાવના પ્રશંસાપાત્ર હતી. ગુજરાતમાં શ્રીમાન શંકરાચાર્ય માધવતીર્થ મહારાજ અને વૈષ્ણવો વચ્ચે ટંટો થતા તે કલહનું સમાધાન કરવામાં તેમણે સારો પરિશ્રમ લીધો હતો. તેમજ સહસ્ર ચંડી, અને યજ્ઞ યાગાદિ ઘણાં સારાં ધાર્મિક કાર્યો પણ તેમણે કરેલાં હતાં, લોકહિતનાં તેમનાં કાર્યોથી પ્રસન્ન થઈ નામદાર સરકારે તેમને ઈ. સ. ૧૯૦૭ માં સી. આઈ. ઈ. નો માનવંત ખેતાબ આપેલો હતો. એમ કહેવાય છે કે ના. સરકાર તરફથી આટલી ન્હાની ઉમરે આવું મહાન પદ પામનાર આખા હિંદુસ્તાનમાં શેઠ ચીનુભાઈજ હતા. ઈ. સ. ૧૯૦૯માં તેમને પ્રથમ વર્ગના ગુજરાતના સરદાર બનાવવામાં આવ્યા હતા અને ઈ. સ. ૧૯૧૧માં તત્ર ભવાન્ સમ્રાટ્ના જન્મ દિવસની ખુશાલીમાં તેમને નાઇટહુડનું માનવંત પદ બક્ષવામાં આવેલું હતું.

શ્રીમાન સર ચીનુભાઇએ પોતાની હૈયાતીમાં સખાવતનાં મોટાં અનેક કાર્યો કરેલાં હતાં, તેમજ અનેક સંસ્થાઓ તથા લોકહિતની પ્રવૃત્તિમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. મીલ ઓનર્સ એસોસીએશનના તથા સ્થાનિક મ્યુનીસીપાલીટીની કમિટીના તેમજ બીજી અનેક સંસ્થાઓ અને જાહેરમાં ભરાતી મિટિંગોના તેઓ પ્રમુખ હતા. ૧૯૧૩ની ધારાસભાની નક્કી થનાર

ચુંટણીમાં પણ તેમને ગુજરાતના મીલ ઓનર્સની સભા તરફથી પ્રતિનિધિ તરીકે ચુંટી કાઢવામાં આવ્યા હતા.

સર ચીનુભાઇએ અમદાવાદ બહાર પણ ઘણી સારી રકમો ધર્મ દાન માં વાપરેલી હતી, હરદ્વાર, કાશી અને દક્ષિણ હિંદમાં પણ તેમણે પોતાનો ઉદાર હસ્ત લંબાવી સારી કીર્તિ સંપાદન કરેલી હતી.

શ્રીમાન સર ચીનુભાઈ ઘણાજ ઉદાર દિલના, પરોપકારી વૃત્તિના, મીલનસાર સ્વભાવના અને એક દેવાંશી અંતઃકરણ ધરાવનાર ગૃહસ્થ હતા.

આ પ્રતાપી અને મહાન પરોપકારી નરરત્ન ઈ. સ. ૧૯૧૬ માં બાવન વર્ષની ઉમરે અચાનક સ્વર્ગવાસી થયેલા હતા, પોતાની પાછળ તેઓ પાંચ પુત્રી અને એક પુત્ર નામે ગીરિજાપ્રસાદ મુકી ગયા છે.

આ સખાવતે બહાદુર નરના મૃત્યુથી ગુજરાતે એક મહાન રત્ન ગુમાવેલ છે, ગુજરાતના એ દાનવીર પુત્રની ખોટ પુરાવી અતિશય મુશ્કેલ છે. તેમના અવસાનથી અમદાવાદ યા ગુજરાતમાં નહિ પણ સમસ્ત મુંબઇ ઇલાકા માં અનહદ દિલગીરી વ્યાપી રહી હતી. પરંતુ પ્રભુની ઈચ્છા આગળ કોઇનો કાંઈ ઈલાજ નથી.

અંતમાં એ પુણ્યશાળી અને પ્રભાવશીળ નરવીરના અમર આત્માને પરમ દયાળુ પરમાત્મા સ્વર્ગમાં શાન્તિ આપો, અને તેમનો પરિવાર સર્વદા સુખ શાન્તિમાં રહો, તથા તેમના ચી. શ્રીમાન ગીરિજાપ્રસાદભાઈ પણ તેમના જેવા પ્રતાપી નિવડો એવી શુભેચ્છા પ્રદર્શીત કરી વિરમીએ છીએ.

અસ્તુ !



# શ્રીમતી ગંગાસ્વરૂપ લેડી સુલોચના ચીનુભાઇ.

ગુજરાતના સુપ્રસિદ્ધ દાનવીર સરદાર સર ચીનુભાઇનાં ધર્મપત્ની અને પોતાના પુન્યશાળી પતિને પ્રાપ્ત થયેલ સર નાઇટની સનંદની રૂએ "લેડી" જેવું મહાન પદ ભોગવનાર શ્રીમતી સુલોચના બ્હેનનો જન્મ સંવત ૧૯૩૫ ના વૈશાક સુદ ૧૦ ને ગુરૂવારના રોજ દસક્રોઇ તાલુકાના પરડોલ નામના એક ન્હાના ગામમાં થયો હતો.

તેમના પિતાશ્રીને ત્યાં પણ ઇશ્વિર કૃપાથી સંપત્તિ સારી હતી, અને તેથી સુલોચના બ્હેન ઉત્તમ પ્રકારનાં સુખ અને લાડકોડમાં ઉછરેલાં હતાં, પરડોલ જેવા એક સાધારણ ગામે પણ આવાં એક સ્ત્રી રત્નના જન્મથી અચળ કીર્તિ મેળવેલી છે.

અમારા સાંભળવા મુજબ "લેડી" નું માનવંત પદ ગુજરાતમાં પ્રથમ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થનાર શ્રીમતી સુલોચના બ્હેનજ છે.

શ્રીમાન સરદાર સર ચીનુભાઇનું પ્રથમ લગ્ન શ્રીમતી દેવલક્ષ્મી સાથે થયું હતું, પરંતુ તરૂણાવસ્થામાં તેમનો સ્વર્ગવાસ થવાથી શ્રીમતી સુલોચના સાથે તેમણે બીજી વારનું લગ્ન કરેલું હતું, તેમનાથી તેમને એક પુત્ર અને ૭ પુત્રીઓ થયેલ છે, પુત્રીઓનાં નામ, બ્હેન જીવંતિકા જેઓ સ્વર્ગવાસી થયાં છે. બ્હેન મનોરમા ઉમ્મર વર્ષ ૨૦, બ્હેન ઇંદુમતિ ઉમ્મર વર્ષ ૧૭, બ્હેન સુમતિ ઉમ્મર વર્ષ ૧૪, બ્હેન વસુમતિ ઉમ્મર વર્ષ ૪, અને બ્હેન સૌદામિનિ ઉમ્મર વર્ષ ૩, પુત્રનું નામ ગીરિજાપ્રસાદ છે, જેમની વય હાલ ૧૨ વર્ષની છે.

શ્રીમતી સુલોચના બ્હેન એક પતિ પરાયણ અને સાધ્વી સ્ત્રી હોવાથી તેમણે પોતાના મર્હુમ પતિ સર ચીનુભાઇની હૈયાતી સુધી તેમની આજ્ઞામાં રહી તેમની સારી સેવા બજાવી પ્રસન્નતા મેળવેલી હતી, તેમના અણુચિંતવ્યા અવસાનથી શ્રીમતી સુલોચના બ્હેનના અંતઃકરણને સખત આઘાત થયેલ છે, જેનો ઘા હજુ સુધી રૂઝાયો નથી, હજુ પણ તેઓ પોતાના મર્હુમ પતિનો શોક પાળે છે અને ઉદાસ દિલે પોતાના દિવસો વ્યતિત કરે છે, ખરેખર! તેમના મર્હુમ પતિના મૃત્યુથી થયેલો આઘાત ઘણોજ સખત છે, ગુજરાતની પ્રજાને તે હજુ પણ સાલે છે, અને વરસો સુધી સાલશે. તો પછી તેમનાં ધર્મપત્નીને એ કારી ઘા વિસ્મૃત ન થાય તેમાં તો શું આશ્ચર્ય છે? પરમ

દયાળુ પરમાત્મા એ આઘાત સહન કરવાનું તેમના હૃદયમાં બળ આપો એવી અમારી તે દયાળુ પિતા પ્રત્યે પ્રાર્થના છે.

શ્રીમાન સર ચીનુભાઈના અવસાનથી તેમનો વ્યવહારિક તથા ઔદ્યોગિક બધો બોજો કુટુંબમાં કોઈ ઉમ્મર લાયક માણસ નહિ હોવાને લીધે શ્રીમતી સુલોચના બ્હેન પર આવી પડેલો છે, કેળવાયેલ અને બાહોશ પુરૂષ હોય તે પણ આવા અસાધારણ બોજાથી અકળાઈ જાય, પરંતુ શ્રીમતી સુલોચના બ્હેન સ્ત્રી જાતિ હોવા સાથે આવી બાબતનો જેમને કિંચિત્ પણ અનુભવ નથી, તેમજ આવી જાતનો બોજો ભવિષ્યમાં પોતાને શિરે આવી પડવાની તેમને કલ્પના પણ નહિ હોય, તે છતાં દુર્દૈવના યોગે પોતાના શિરે આવી પડેલ બોજાને તેમણે ઘણીજ ધિરજથી ધારણ કરેલો છે, અને વ્યવહારિક તથા ઔદ્યોગિક તંત્ર તેઓ ઘણીજ પ્રશંસાપાત્ર રીતે ચલાવ્યે જાય છે, તેમની આવી ઉત્તમ કાર્યકુશળતા અને સહનશિળતાને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

શ્રીમતી સુલોચના બ્હેનને વિશાળ સંપત્તિનું સ્વતંત્ર પ્રભુત્વ પ્રાપ્ત થયેલું હોવા છતાં જરા પણ અભિમાને તેમનામાં પ્રવેશ કરેલો નથી, પરંતુ ધૈર્ય, મિલનસાર સ્વભાવ અને ગાંભીર્યાદિ સદ્ગુણોથી પ્રજાજનોનાં હૃદયમાં પોતાના માટે ઉત્તમ લાગણી ઉત્પન્ન કરાવેલી છે.

તેમણે પોતાના પૂજ્ય પતિએ આરંભેલ કોઈ કાર્ય અમુક અંશે અપૂર્ણ રહી ગયેલ, તે પોતાના પતિની ઇચ્છા પુરી કરવાની પવિત્ર લાગણીથી મોટી મોટી રકમોની સખાવત કરી પૂર્ણ કરેલ છે, તેમજ પોતાના અંતઃકરણની ઉદારતાથી બીજાં કેટલાંક નવીન સખાવતનાં કાર્યો પણ કરેલાં છે.

તેમના હસ્તે થયેલ સખાવતનાં કાર્યોની નોંધ નિચે પ્રમાણે છે. ૧) ધરમપુર સેનેટેરીયમ જ્યાં ક્ષયના રોગથી પીડાતા અનેક દેશી વિદેશી બંધુઓની સારવાર થાય છે, તે સેનેટેરીયમને સારા પાયા પર મુકવાની શુભ ઇચ્છાથી મર્હુમ સરદાર સર ચીનુભાઇએ પોતાનો ઉદાર હસ્ત લંબાવી વોટર વર્કસ તથા પ્રયોગશાળા વિગેરે બંધાવી આપી આબાદ કરેલ, તે કાર્યમાં કાંઈક અપૂર્ણતા રહેવાથી શ્રીમતી સુલોચના બ્હેને ૧૭૦૦૦) સત્તર હજાર રૂપિયાની મોટી રકમ આપી તે કામ પૂર્ણ કર્યું છે. ૨) ગુજરાત કોલેજમાં "સર જ્યોર્જ હોલ" શણગારવા માટે રૂા. ૧૫૦૦૦) પંદર હજાર આપેલા છે. ૩) તે શિવાય તે હોલ માટે ૫૦૦૦) પાંચ હજાર રૂા. આપવા સરકાર તરફથી સૂચના થતાં તેને પોતે ઘણીજ ખુશીથી કબુલ કરી પોતાના પતિએ આરંભેલું કાર્ય પૂર્ણ કર્યું છે. ૪) તેમના પુન્યશાળી પતિ સર ચીનુભાઇના

સ્મારક તરીકે "સર ચીનુભાઈ મેમોરીયલ સીવીલ હોસ્પીટલ" બાંધવાનું કામ નામદાર સરકાર તરફથી હાથ ધરવામાં આવતાં તેને અગ્રણી તરીકે મદદ કરવા ખાતર પ્રજાહિતાર્થે રૂા. ૩૦૦૦૦) ત્રીસ હજાર આપવા સુલોચના બ્હેને કબુલ કર્યું છે.

આ બધી હકિકત પરથી સ્પષ્ટ સમજી શકાય છે કે સુલોચના બ્હેનમાં પોતાના પ્રતાપી પતિનો ઉદારતાનો ઉત્તમ ગુણ હોવા ઉપરાંત જનસમૂહનું કલ્યાણ કરવાની તેમની લાગણી પણ પોતાના પતિના જેવીજ છે.

શ્રીમતી સુલોચના બ્હેન એક ઉદાર અને દયાળુ દિલનાં સ્ત્રી છે, પોતાના મર્હુમ પતિના માન અને આબરૂને છાજે તેવી રીતે વરતીને તેઓએ પોતાના કુટુંબનો મરતબો જાળવી રાખેલ છે, અને ભવિષ્યમાં હમેશને માટે તેઓ ઉત્તમ વર્તનથી વરતી પોતાના પ્રભાવશાળી પતિની આબરૂની ઉજ્વળતામાં વધારો કરવા સાથે પોતાના ચી. શ્રીમાન ગીરિજાપ્રસાદને તથા પોતાની પુત્રીઓને પણ ઉમદા ચારિત્ર્યવાન બનાવશે એવી આશા છે.

શ્રીમાન ગીરિજાપ્રસાદે પોતાની બાળ વયમાં પોતાના પ્રતાપી પિતાની શિતળ છાયા ગુમાવેલી છે, પરંતુ શ્રીમતી સુલોચના બ્હેન તેમને એક આદર્શ નર રત્નને છાજતું શિક્ષણ આપશે અને સર ગીરિજાપ્રસાદ પણ ભવિષ્યમાં તેમના પિતાના પગલે ચાલીને તેમના જેવીજ આબરૂ મેળવવાને ભાગ્યશાળી થશે એવી અમારી શુભેચ્છા છે.

અંતમાં શ્રીમતી સુલોચના બ્હેન જેવાં પરોપકારી અને ઉદાર સ્ત્રી રત્નને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષે અને તેમના હસ્તે લોકહિતનાં અનેક સત્કાર્યો થાય એવી અમારી માગણી છે.



# શેઠ અંબાલાલ સારાભાઈ.

શ્રીયુત અંબાલાલ ભાઈ જ્ઞાતે દશા શ્રીમાળી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૪૬ માં થયેલો હતો. એમના પિતામહ રા. બ. મગનભાઈ કરમચંદ પોતાનાં કન્યાશાળા, ધર્મશાળા, દેરાસર વિગેરે લોકોપયોગી કાર્યોને માટે અમદાવાદમાં બહુજ પ્રખ્યાત અને લોકપ્રિય હતા.

અંબાલાલભાઈએ મેટ્રિક સુધી અભ્યાસ કરીને અઢાર વરસની કુમળી વયે ધંધાની શરૂઆત કરેલી હતી, અને પોતાના પિતામહે સ્થાપેલ પેઢીનો તથા જ્યુબિલી અને કેલીકો નામની બે મીલોનો વહિવટ તેમણે સંભાળી લીધો હતો.

પોતાને પુષ્કળ ધનસંપત્તિ હોવા છતાં પણ વેપાર અને ઉદ્યોગની ખીલવણીને અર્થે તેઓ સને ૧૯૧૨ માં સહકુટુંબ વિલાયત ગયેલા હતા. ત્યાં તેઓ થોડો વખત રહેલા હતા. ત્યાંથી સ્વદેશ પાછાં ફરતાં કેટલીક પ્રખ્યાત વ્યાપારી કંપનીઓની એજન્સી તેઓ લાવેલા છે.

ફક્ત મીલ ઉદ્યોગ પર બેસી નહિ રહેતાં અંબાલાલભાઈએ બીજા ઘણા ઉદ્યોગ વધારેલા છે, જેમાં એક્ષપોર્ટ અને ઇમ્પોર્ટ ખાતાં તથા બંગાળા તરફનું રેલ્વેનું બાંધ કામ મુખ્ય છે.

શ્રીમાન અંબાલાલભાઈ એક ગર્ભ શ્રીમંત ગૃહસ્થ છે, અને તેમની વય હજુ ફક્ત ૨૭ વરસની યુવાન છે, તે છતાં તેમના વિચારો પ્રૌઢ અને બુદ્ધિ ચાતુર્યથી ભરેલા છે, મીલ ઉદ્યોગ તથા વેપારના કામની તેમની પ્રવિણતા ખરેખર પ્રશંસાપાત્ર છે.

તેમના કાકાના નામની બોર્ડીંગનો, તેમના પિતાના નામની ફાઉન્ડલીંગ એસીલમનો તથા તેમના પિતામહના નામની કન્યાશાળાનો વહિવટ તેઓ ઘણી બાહોશીથી કરે છે.

તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને હસમુખા છે, પૈસાપાત્ર હોવા છતાં તેઓ નિરાભિમાન અને ઘણાજ સાલસ સ્વભાવના છે, તેમના વર્તનથી તથા મુલાકાતથી સંતોષ ઉત્પન્ન થાય તેવું તેમનું આચરણ છે, ભવિષ્યમાં તેમના હસ્તે શુભ કાર્યો થવા સંભવ છે.

ઈશ્વર આવા આશાજનક અને ભલા સ્વભાવના ગૃહસ્થને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે, અને ભવિષ્યમાં તેમના હસ્તે લોકહિતનાં સારાં કાર્યો થાય એવી અમારી વાંચ્છના છે.



ધિ ઑાન. ખા. બા. સર નવરોજજી પેસતનજી વકીલ,
સી. આઈ. ઈ.

# ધિ ઑાન. ખા. બા. સર નવરોજજી પેસ્તનજી વકીલ.

સી. આઇ. ઇ.

રાજનગરનાં નરરત્નોમાં આભૂષણ રૂપ અને પારસી ગ્રહસ્થોમાં અગ્ર-સર સખાવતે બહાદુર શ્રીમાન શેઠ સાહેબ સર નવરોજજીનો જન્મ સંવત ૧૮૯૭ ના કારતક વદ અમાસના રોજ થયેલો હતો. એમના પિતા મૂળ સુરતના વતની હતા અને ધંધાર્થે અમદાવાદ આવેલા હતા. નવરોજી શેઠને ફરામજી તથા નસરવાનજી નામના બે મોટા તથા જહાંગીરજી નામના એક નાના ભાઈ હતા.

શ્રીમાન નવરોજજી શેઠે અંગ્રેજી પહેલા ધોરણ સુધીનો અભ્યાસ કરીને પોતાની ન્હાની ઉમરે ધંધાની શરૂઆત કરેલી હતી, તેમણે પોતાના જીવનની શરૂઆત કરી એ અરસામાં બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વેનું બાંધ કામ ગુજરાતમાં શરૂ થતું હતું, તેમાં તેમણે કોન્ટ્રાકટથી કામ કરવું શરૂ કર્યું અને પોતાની બાહોશી તથા કાર્ય કુશળતાના પ્રભાવે અધિકારીઓને એટલા બધા પ્રસન્ન કર્યા કે તેઓ બીજાની હરિફાઇમાં પણ તેમનેજ કામ આપવા લાગ્યા. રેલ્વેના કંટ્રાકટ ઉપરાંત ખારાગોડામાં સરકારી કામનો કંટ્રાકટ પણ તેમનેજ સોંપવામાં આવ્યો, એટલુંજ નહિ પણ ધીમે ધીમે તેમની લાયકાત અને પ્રમાણિકપણાની વિશેષ પ્રતિતિ થવાથી મીઠાની તથા અફીણની એજન્સીઓ માટે પણ તેમનેજ પસંદ કરવામાં આવ્યા.

આ બધાં કાર્યો શ્રીમાન નવરોજજી શેઠે ઘણીજ હુંશિયારી અને પ્રમા-ણિકપણાથી કરવા સાથે તેમાંથી લાખો રૂપિયા પેદા કર્યા, તેમજ અધિકારી ઓની પણ ઘણીજ પ્રીતિ મેળવી, તેમની કાર્યદક્ષતા તથા લાયકાતને લીધે રેલ્વે કંપની તરફથી તેમને રૂપાની લાઇફ પાસ આપવામાં આવેલ છે, તેમજ "એસોસીએટ ઇન્સ્ટીટયુટ સીવીલ એન્જીનીયર" નો માનવંતો ખેતાબ પણ આપેલો છે. તે શિવાય મર્હુમ શહેનશાહ સપ્તમ એડવર્ડ તથા હાલના શહે-નશાહ શ્રી પંચમ જ્યોર્જ તરફથી દિલ્લી દરબાર વખતે રૂપાના ચાંદ આપવામાં આવેલ છે.

શ્રીમાન નવરોજી શેઠે સખાવતનાં ઘણાં મોટાં અને સંગીન કાર્યો કરેલાં છે, એમનાં કેટલાંક કાર્યોની ટુંક નોંધ નિચે પ્રમાણે છે.

૧) આંધળાં, લુલાં તથા કેવળ અશક્ત અને લાચાર માણુસોને દર માસે દરેક જણને એક એક રૂપિયો મળે એવાં કેટલાંક ફંડ તેમણે સ્થાપેલ છે, તેમાંથી દર માસે સવાસો માણસોને મદદ મળ્યે જાય છે. ૨) અંગ્રેજી ભણતી છોકરીઓને અભ્યાસમાં મદદ કરવા માટે તેમણે કેટલીક સ્કોલરશીપ સ્થાપેલ છે. ૩) માંદાઓની સારવાર કરવા માટે કેટલીક સ્ત્રીઓને નર્સનું કામ શિખવવા માટે સ્કોલરશીપો કાઢેલ છે, અને તેને માટે ફંડો કરી ટ્રસ્ટીઓને સોંપેલ છે. ૪) અમદાવાદ શહેરના ગરીબ પારસીઓને ભયંકર માંદગી વખતે મદદ આપવા માટે ફંડ સ્થાપેલ છે, તેના વ્યાજમાંથી એ કામ નભ્યું જાય છે. ૫) ગરીબ પારસી વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ કરવા માટે એક ફંડ સ્થાપેલ છે. ૬) અમદાવાદમાં તેમણે પોતાના નામથી "નવરોજી ડીસ્પેન્સરી સ્થાપેલ છે. ત્યાં આગળ શહેરના ગરીબ દરદીઓને ધર્માદા દવા આપવામાં આવે છે, અને દરરોજ સેંકડો દરદીઓ એ દવાખાનાનો લાભ લે છે. ૭) અમદાવાદ શિવાય મુંબાઈ તથા દિલ્હી વિગેરે શહેરોની હોસપીટલોમાં તેમણે વખતો વખત નાણાંની રકમો મદદ તરીકે આપેલ છે. ૮) અમદાવાદ શહેરમાં તેમણે પોતાના નામથી "નવરોજજી ઓફથેલ્મીક હોસપીટલ" એટલે કે આંખના દરદોનું ખાસ દવાખાનું સ્થાપેલ છે, ત્યાં આંખના દરદીઓને રાખવામાં આવે છે, તથા તેમની સારવાર કરવામાં આવે છે. ૯) એ દવાખાનાને અંગે જે લોકોની આંખમાંથી મોતીયા કાઢેલા હોય છે, તે લોકોને મોતીયાના ચશમા મફત આપવા માટે ફંડ કરેલ છે. ૧૦) અમદાવાદમાં તેમણે "મેટરનીટી હોસપીટલ એન્ડ જનરલ હોસપીટલ ફોર પારસીઝ એન્ડ યુરોપીઅન્સ" સ્થાપેલ છે, ત્યાં બીજાં દરદીઓની સારવાર કરવા ઉપરાંત તમામ જ્ઞાતિની ઓરીઓની સુવાવડ કરવામાં આવે છે, અને સુવાવડી બાઇઓની માવજત કરવા માટે નર્સો રાખવામાં આવેલી છે. ૧૧) અમદાવાદમાં શાહીબાગ નજીક એક મોટો પબ્લીક હોલ તેમણે બંધાવેલો છે, અને નાતજાતના તફાવત શિવાય તમામ લોકોની રમત ગમત, ખાણાં પીણાં અને મિજલસ વિગેરેના ઉપયોગ માટે તે ટ્રસ્ટમાં મુકેલો છે, એ હોલને લગતી આશરે દશ વીઘાં છુટી જમીન છે, તેમાં બાગ બગીચો કરવામાં આવેલ છે. મજકુર હોલ તથા બગીચો તેમજ છુટી જમીન સારા સર અવસરે, માન અકરામ આપવાના પ્રસંગે તથા પ્રજા ઉપયોગી મેલાવડાઓને માટે, તેમજ હાલમાં વોર ફન્ડની મદદમાં કોન્સર્ટ વિગેરે તમાસા કરવાના ઉપયોગમાં આવે છે. ૧૨) અમદાવાદ શહેરમાં પારસી મુસાફરોના ઉપયોગ માટે તેમણે એક મોટી વિશાળ ધર્મશાળા બંધાવેલી છે, તેમાં પરગામના મુસાફરો

આવીને ઉતરે છે. ૧૩) તેમણે તથા તેમના મર્હુમ ન્હાનાભાઇ જહાંગીરજી શેઠે મળીને અમદાવાદ શહેરના પારસીઓને માટે એક અગીયારી તથા તેને લગતાં મકાનો બંધાવી અમદાવાદ શહેરની પારસી અંજુમનને સુપ્રત કરેલ છે.

એ શિવાય જાહેર તથા ગુપ્ત સખાવતનાં બીજા પણ કાર્યો તેમણે કરેલાં છે, અને હજુ પણ પોતાથી બનતાં લોકહિતનાં કાર્યો તેઓ કર્યેજ જાય છે, જેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

ઈ. સ. ૧૯૦૮ માં તેઓ મુંબાઇની ધારાસભાના સભાસદ નિમાયેલા હતા, ત્યાં થોડાક વખતમાં તેમણે પ્રજાની સારી પ્રીતિ મેળવેલી હતી, પરંતુ વૃદ્ધાવસ્થાને લીધે તેમણે થોડા વરસ પછી એ જગ્યા મુકી દીધી હતી.

આવા ઉદાર, પરોપકારી અને પ્રજાપ્રિય સદ્‌ગૃહસ્થની કદર કરીને નામદાર સરકારે ઈ. સ. ૧૮૮૮ માં તેમને ખાન બહાદુરનો ખેતાબ આપેલો હતો ત્યારબાદ તેમની વિશેષ સેવાઓથી પ્રસન્ન થઈને ઇ. સ. ૧૮૯૭ માં તેમને સી. આઈ. ઇ. નો માનવંતો ખેતાબ આપેલો હતો, અને હાલમાં થોડાજ વખત પહેલાં સહુથી વિશેષ માનવંતો સર નાઈટનો ઇલકાબ તેમને અર્પણ કરીને સરકારે એક લાયક નરની લાયક કદર કરેલી છે, હાલમાં તેમને સર નાઈટનો ખેતાબ મળ્યો ત્યારે અમદાવાદ શહેરની પ્રજા તરફથી, તેમની જ્ઞાતિ તરફથી તથા તે શિવાય બીજાઓ તરફથી પણ તેમને જુદાં જુદાં માનપત્રો આપવામાં આવેલાં હતાં.

શ્રીમાન નવરોજજી શેઠની ઉમર હાલ લગભગ છોંતેર વરસની છે, અને અમદાવાદના વૃદ્ધ સદ્‌ગૃહસ્થોમાંના તેઓ પણ એક છે, તેઓ ઘણાજ ઉદાર દિલના અને પરોપકારી હોવા ઉપરાંત સ્વભાવે શાન્ત અને ગંભીર છે, ગરીબો પ્રત્યે તેઓ ઘણાજ માયાળુ અને મળતાવડા તથા મિલનસાર છે, જાહેર પ્રજામાં, તેમની કોમમાં, તથા સરકાર દરબારમાં તેમનું માન તથા લાગવગ સારાં છે, તેઓ પારસી અંજુમનના વડા અને પારસી જીમખાનાના પ્રેસીડન્ટ છે.

આવા એક પરોપકારી અને પ્રજાપ્રિય સદ્‌ગૃહસ્થને પરમાત્મા સહ કુટુંબ સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે લાંબું આયુષ્ય અર્પણ કરે અને ભવિષ્યમાં હજુ પણ તેમના હસ્તે લોકોનું વિશેષ ભલું થાય, એવી પરમ દયાળુ પરમાત્મા પ્રત્યે અમારી પ્રાર્થના છે.

# શેઠ મંગળદાસ ગીરધરદાસ.

રાજનગરનાં નરરત્નોમાં અગ્રેસર અને આભૂષણ રૂપ, તેમજ રાજકિય, સાંસારિક, ધાર્મિક અને ઔદ્યોગિક કાર્યોમાં સહુથી આગળ પડતો ભાગ લેનાર શ્રીમાન શેઠ સાહેબ મંગળદાસભાઈ જ્ઞાતે વીસા પોરવાડ મેસરી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૧૮ ના વૈશાક સુદ સાતમના રોજ અમદાવાદ શહેરમાં રાજા મહેતાની પોળમાં થયેલો હતો, એમના જન્મ વખતે એમના પિતાની સ્થિતિ સાધારણ હતી અને તેઓ શેઠ રવિચંદ ઝવેર નામના ગૃહસ્થને ત્યાં મુનીમ હતા અને પોતાની સુતરની પેઢી બજાર મધ્યે હતી.

મંગળદાસભાઇએ ગુજરાતી પાંચ ધોરણ અને અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ કરીને સંવત ૧૯૩૮ માં એટલે કે વીસ વરસની ઉમરે મેટ્રિકની પરિક્ષામાં પાસ થઈ ધંધાની શરૂઆત કરેલી હતી, અને શરૂઆતમાં થોડા મહીના સારૂ શેઠ રણછોડલાલ છોટાલાલની મીલમાં રૂા. ૨૫) ના માસિક પગારથી તેઓ સ્ટોરકીપરની જગ્યાએ નોકર રહેલા હતા.

ન્હાનપણથીજ તેઓ તિક્ષણ બુદ્ધિના અને ચાલાક હોવાથી દરેક કાર્યનો ઘણોજ સારો અનુભવ તેઓ ટુંક મુદતમાં મેળવી લેતા, અને એજ પ્રમાણે તેમણે સ્ટોરકીપરની પોતાની નોકરી દરમ્યાન મીલ ઉદ્યોગની ખુબીઓ અને ખામીઓનું ઘણુંજ સારૂં રહસ્ય સમજી લીધું.

થોડો વખત નોકરી કર્યા પછી, તેમણે મીલ સ્ટોર સપ્લાયરની સ્વતંત્ર દુકાન ઉઘાડી, અને વેપારમાં તેમની નજર બહુજ સારી પહોંચતી હોવા સાથે ઘણાખરા શેઠીયાઓની સાથે સારી લાગવગ હોવાથી, તેમનો એ ધંધો ઘણોજ સારા પાયા પર ચાલવા લાગ્યો, સાથે સાથે તેઓ રંગ વિગેરેનો વેપાર પણ કરતા હતા. જાત મહેનત, ખંત અને કાર્ય કુશળતાના પ્રભાવે મંગળદાસભાઈનો દરેક ધંધામાં વિજય થવા લાગ્યો અને ટુંક વખતમાં તેમણે ઘણીજ સારી કમાણી કરી. સારી કમાણી થવા સાથે પોતાને મીલના ઉદ્યોગનો સારો અનુભવ હોવાથી, તેમનો વિચાર મીલ ઉદ્યોગ તરફ વળ્યો અને સંવત ૧૯૪૯માં તેમણે ૮૦૦૦ સ્પીન્ડલથી આર્યોદય મીલની સ્થાપના કરી, અને પોતાની હુશિયારી અને દીર્ઘ દ્દષ્ટિના પ્રભાવે આવી ન્હાની શરૂઆતથી ઉભી થયેલી મીલને થોડાંજ વરસોમાં તેઓએ ઘણાજ સારા પાયા પર મુકી દીધી.

હાલ એ મીલમાં ૩૮૦૦૦ સ્પીન્ડલ અને ૧૨૦૦ લુમથી કામ કરવામાં આવે છે, અને અમદાવાદ શહેરની અંદર અત્યારે પહેલા નંબરની મીલ તે આર્યોદય મીલ કહેવાય છે તેના એક હજારના શેરના ભાવ અત્યારે ચાર

હજાર રૂપિયા કરતાં વધારે બોલાય છે.

ધીમે ધીમે આ ઉદ્યોગમાં મંગળદાસ શેઠ એટલા બધા આગળ વધેલા છે કે તળપદ અમદાવાદમાં કેટલીક મીલો તેમના વહિવટ નિચે હોવા ઉપરાંત મુંબઈ અને સુરત વિગેરેમાં પણ તેમની મીલો છે, તે શિવાય વિરમગામ, કડી, કલોલ અને મેસાણા વિગેરેમાં તેમનાં જીન તથા પ્રેસ ચાલે છે.

તેમના વહિવટ નિચે ચાલતી મીલોમાંની કેટલીકનાં નામ નિચે મુજબ છે. અમદાવાદમાં આર્યોદય મીલ નંબર ૧ તથા ૨. રાજનગર સ્પીનીંગ તથા વીવીંગ નં. ૧–૨–૩. આર્યોદય જીનીંગ મીલ, મુંબઈમાં વિકટોરીયા મીલ તથા જ્યુબિલી મીલ અને સુરતમાં ગુલામ બાબા મીલ.

તે શિવાય મુંબઈના તેમના સ્નેહી શેઠ મોરારભાઈ વ્રીજભૂખણદાસની કંપનીને તેમણે બોમ્બે એલાયન્સ મીલ અપાવેલ છે, તેમાં પણ તેમનો હિસ્સો તથા દેખરેખ છે, તેમજ અમદાવાદમાં તેમના સ્નેહી શેઠ જીવણલાલ ગીરધરલાલની ભરતખંડ ટેક્ષટાઈલ તથા ન્યુ ટેક્ષટાઈલ મીલમાં તથા શેઠ બ્રીજવલ્લભદાસ જેકીસનદાસની ભરતખંડ કોટન મીલમાં તથા અમદાવાદ સીટી મીલમાં પણ તેમની દેખરેખ તથા હિસ્સો છે.

તે શિવાય મુંબઈની પ્રખ્યાત મીલ સ્ટોર સપ્લાયરની એચ. એમ. મહેતાની કંપનીમાં તેઓ સારૂં હિત ધરાવે છે, જેની એજન્સી તેઓએ અમદાવાદ ખાતે રાખેલ છે, અને તેની અંદર પોતે જાતે દેખરેખ રાખવા ઉપરાંત શેઠ સારાભાઈ ડાહ્યાભાઈ નામના એક યુવાન અને બાહોશ સદ્‌ગૃહસ્થને એજન્ટ તરીકે તેમણે નિમેલા છે.

શ્રીમાન મંગળદાસ ભાઈએ પોતાની એકત્રીસ વરસની ઉમરે મીલનો ઉદ્યોગ શરૂ કરેલો હતો, તેને આજ લગભગ પંચીસ વરસ થયાં છે, તે દરમ્યાન એ ધંધામાં તેમણે લાખો રૂપિયા પેદા કરવા સાથે ઘણીજ સારી આબરૂ સંપાદન કરેલી છે; એટલુંજ નહિ પણ પોતાના ઘણા સ્નેહીઓને પણ સારી મદદ કરી સારી સ્થિતિએ પહોંચાડેલા છે તેમની આવી પરોપકાર વૃત્તિને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

વ્યવહારિક અને ઔદ્યોગિક કાર્યો કુશળતા પૂર્વક કરવા ઉપરાંત રાજકિય સાંસારિક તેમજ ધાર્મિક તથા પરોપકારી કાર્યોમાં પણ તેમણે ઘણોજ આગળ પડતો ભાગ લીધેલો છે, અને હજુ પણ લીએ છે.

શ્રીમાન શેઠ સાહેબ મંગળદાસભાઈનાં માતુશ્રી થોડાજ વખતપર સ્વર્ગવાસી થયેલાં છે, તેમના પિતાશ્રી ગીરધરદાસભાઈ હજુ હૈયાત છે, તેમની ઉમર લગભગ ૮૨ વરસની વૃદ્ધ હોવા છતાં, તેમની શારિરિક તન્દુરસ્તી ઘણીજ

સારી છે, અને તેઓ હુમેશાં નિયમિત રીતે દેવદર્શનનું તથા દુકાનનું કામ કર્યે જાય છે, તેમના ન્હાનાભાઈ ચમનલાલભાઈ પણ એક કેળવાયેલા અને સભ્ય ગૃહસ્થ છે, ધંધામાં તેઓ પ્રવિણ અને અનુભવી હોવાથી પોતાના વડિલ ભાઈને ઘણીજ સારી મદદ કરે છે, અને ટુંકામાં કહીએ તો તેઓ મંગળદાસ ભાઈના જમણા હાથ રૂપ છે.

શ્રીમાન મંગળદાસભાઈએ આજ સુધીમાં લોકહિતનાં અનેક સખાવતી કાર્યો કરેલાં છે, અને એ ખાતે લાખો રૂપિયાનો ખર્ચ કરેલો છે. મરચી પોળ તથા દરીયાપુરમાં તેમના તરફથી પ્રજાહિતાર્થે નં. ૧ તથા ૨ નામનાં ધર્માદા દવાખાનાં ચાલે છે, જેની અંદર સારા હુશિયાર ડોકટરને રોકવા ઉપરાંત સ્ત્રીવર્ગને માટે ખાસ સ્ત્રી ડોકટર પણ રાખેલ છે. આ દવાખાનાંનો લાભ દરરોજ સેંકડો દરદી લીએ છે.

૧૯૫૬ ના દુકાળમાં ગરીબ માણસોને મદદ આપવા માટે, તથા ગાયોને અને મરતાં ઢોરોને બચાવવા માટે તેમણે ઘણીજ સારી મદદ કરેલી હતી. ડાકોરના મંદિરની કમિટીના તેઓ ચેરમેન છે, લેઉઆ પાટીદારના કેળવણી ફંડના તેઓ ડાયરેકટર છે, સ્થાનિક મ્યુનીસીપાલીટીના મેમ્બર છે, તથા તેમની મીલ ઓનર્સ એસોસીએશનના તેઓ પ્રમુખ છે. તેમની લાયકાત અને વિદ્વતાને લીધે થોડા વખત પર અત્રે મળેલી પ્રોવીન્સીયલ કોન્ફરન્સની સ્વાગત કમિટીના પ્રમુખ તરીકે તેમને સર્વાનુમતે ચુંટી કાઢવામાં આવેલા હતા.

થોડા વખત પહેલાં તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થયાં, ત્યારે તેમની પાછળ ધર્માદા તરીકે તેમણે સારી રકમ કાઢેલી છે. તે શિવાય તેમના ન્હાના ભાઈનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થયેલાં તે વખતે પણ તેમણે સારી રકમ ધર્માદા ખાતે કાઢેલી હતી.

સરકાર દરબારમાં, તથા જાહેર પ્રજામાં તેમનું ઘણુંજ સારૂં માન છે, અને તેઓ એક પ્રજાપ્રિય સદ્‌ગૃહસ્થ તરીકે અમદાવાદમાં પંકાય છે. તેમનાં અનેક લોકોપયોગી કાર્યોને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન શેઠ સાહેબ મંગળદાસભાઈ ઘણા ઉદાર, ઉત્સાહી, સાદા અને મિલનસાર તથા દીર્ઘદૃષ્ટિવાળા છે, દેશને માટે તથા જ્ઞાતિને માટે તેમને ઘણુંજ સારૂં માન છે. વૈષ્ણવ ધર્મના તેઓ હિમાયતી અને આસ્તિક ભક્ત છે. પરમ દયાળુ પરમાત્મા આવા એક પરોપકારી અને પ્રજાપ્રિય સદ્‌ગૃહસ્થને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરવા સાથે સર્વદા સહકુટુંબ સુખ શાન્તિમાં રાખે એવી અમારી ખરા અંતઃકરણની પ્રાર્થના છે.





શેઠ મંગળદાસ ગીરધરદાસ.
અમદાવાદના એક આગેવાન શહેરી અને બાહોશ મીલ એજન્ટ.



ખા. બા. સરદાર રૂસ્તમજી જહાંગીરજી વકીલ.

# ખાનબહાદુર સરદાર રૂસ્તમજી જહાંગીરજી વકીલ.

શ્રીમાન ખા. બા. રૂસ્તમજી શેઠ જ્ઞાતે પારસી ગૃહસ્થ છે, એમનો જન્મ સંવત. ૧૯૩૪ માં ભરૂચમાં થયેલો હતો, અને તેમની બે વરસની ઉમ્મરે તેઓ અમદાવાદ આવ્યા હતા, ત્યારથી તેઓ કાયમને માટે અમદાવાદમાંજ રહે છે.

એમના મર્હુમ પિતા ખા. બા. જહાંગીરજી પેસ્તનજી વકીલ અમદાવાદના એક અગ્રેસર અને પ્રજાપ્રિય ગૃહસ્થ હતા, તેમણે સખાવતનાં નાનાં મોટાં ઘણાં સત્કાર્યો કરીને સારી કીર્તિ તથા પ્રજાપ્રેમ મેળવેલાં હતાં.

શ્રીમાન રૂસ્તમજી શેઠે ધંધાની શરૂઆત બહુજ ન્હાની ઉમ્મરે કરેલી હતી, તેમના મર્હુમ પિતાજીએ ઈ. સ. ૧૮૯૭ માં તેમની માત્ર ૧૯ વરસની ઉમ્મરે તેમને પોતાની "આબકારી અને સોલ્ટ કોન્ટ્રાકટ" ની પેઢીમાં એક ભાગીદાર બનાવ્યા હતા.

ત્યાર બાદ ટુંક વખતમાંજ એટલે કે ઈ. સ. ૧૯૦૧ માં તેમના પિતાના કવખતના શોચનિય મૃત્યુથી તેમના બહોળા વેપારનો તમામ બોજો રૂસ્તમજી શેઠ ઉપર આવી પડયો હતો, જેને તેમણે બાહોશીથી ઉપાડી લઈને પોતાનો ધંધો ઘણીજ સારી રીતે ચલાવ્યો હતો, ત્યારથી તેઓ આબકારીના કોન્ટ્રાકટ તથા ગવર્નમેન્ટ સોલ્ટ એજન્સી સારી કુનેહથી ચલાવે છે.

ઈ. સ. ૧૯૦૫ માં તેઓ પોતાના મિત્ર મી. જહાંગીરજી દાદાભાઈ કામાને પોતાના કંપેનીયન તરીકે સાથે લઈ યુરોપની મુસાફરીએ ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં તેમણે પોતાની બહોળી લાગવગ તથા વ્યાપારી કળકુનેહથી એક માસની અંદર રૂ. દસ લાખની થાપણ સાથેની "જહાંગીર વકીલ" નામની મીલ સ્થાપન કરેલી હતી, ત્યાર બાદ ઈ. સ. ૧૯૧૫ માં તેમણે "અમદાવાદ કોટન એન્ડ વેસ્ટ મેન્યુફેકચરીંગ" નામની એક બીજી મીલ ઉભી કરેલી હતી, અને હાલમાંજ ભાવનગરની "વેણીશંકર મીલ" પોતે ખરીદીને તેને "ન્યુ જહાંગીર વકીલ મીલ" ના નામથી ચાલુ કરી છે, આ ત્રણે મીલો હાલ સારા પાયાપર કામ કરે છે.

મીલઉદ્યોગ, સોલ્ટ એજન્સી અને આબકારી કોન્ટ્રાકટ ઉપરાંત શ્રીમાન રૂસ્તમજી શેઠે બીજો પણ એક નવો ઉદ્યોગ સ્વદેશી સાહસ તરીકે સ્થાપન કરેલો છે મેગ્નેશીયમ કલોરાઈડ નામનો પદાર્થ જે હિંદુસ્તાનની તમામ મીલોમાં વપરાય છે, અને જે લડાઈ શરૂ થયા પહેલાં જર્મનીથી આવતો હતો, તે પદાર્થ તેમણે પોતાની ચતુરાઈ અને દૂરંદેશી વાપરી અમદાવાદ જીલ્લામાં આવેલ ખારાગોડા ગામમાં શોધી કાઢી સરકાર તરફથી ત્રણ વરસ માટે તેનો કોન્ટ્રાકટ મેળવ્યો છે, અને હિંદુસ્તાનની જાણીતી મીલોમાં તે હાલ સારી રીતે વપરાય છે.

શ્રીમાન રૂસ્તમજી શેઠ સને ૧૯૦૫ માં ડીસ્ટ્રીકટ લોકલબોર્ડના સભાસદ નિમાયેલા હતા, તે પહેલાં એટલે કે ઈ. સ. ૧૯૦૪માં તેઓ મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર નિમાયા હતા, ત્રણ વરસ એ હોદ્દો ભોગવ્યા પછી તેમની લાયકાત તથા કાર્ય કુશળતાથી સને ૧૯૦૭માં તેઓ પાછા કાઉન્સીલર નિમાયા હતા, હજુ પણ તેઓ મ્યુનીસીપાલીટી તથા ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના મેમ્બર છે, હાલમાં તેમને ડીસ્ટ્રીકટ લોકલ બોર્ડના વાઈસ ચેરમેન તરીકે ચુંટી કાઢવામાં આવ્યા છે. રૂસ્તમજી શેઠની લાયકાતથી સને ૧૯૦૭માં તેમને ના. સરકાર તરફથી ખા. બ. નો માનવંત ઈલ્કાબ આપવામાં આવેલો હતો, તે પ્રસંગે તેમને પ્રજા તરફથી જુદાં જુદાં માનપત્રો મળેલાં હતાં.

સને ૧૯૧૧માં તેઓ બીજી વાર વિલાયતની મુસાફરીએ ગયા હતા, તેજ વરસમાં તેમને સરકાર તરફથી પહેલા વર્ગના સરદારનો ખેતાબ આપવામાં આવ્યો હતો. સને ૧૯૧૩માં ગુજરાત પ્રાંતના સરદારો તરફથી હિંદના વાઈસરોય અને ગવર્નર જનરલની ઈમ્પીરીયલ કાઉન્સીલના મેમ્બર તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા અને એ જોખમ ભરેલા હોદ્દાની ફરજો તેમણે ઘણો શ્રમ વેઠી દિલ્લી તથા સીમલાની મિટીંગોમાં બાહોશીથી ભાગ લઈ સંતોષકારક રીતે બજાવેલી હતી.

સને ૧૯૧૪માં તેઓ ત્રીજી વાર યુરોપની મુસાફરીએ ગયા હતા, એ વખતે તેઓ પોતાના બાનુ અને દિકરાને સાથે લઈ ગયા હતા, એમનાં પત્ની કોઠાવાળા ખાનદાનનાં, એક જાણીતાં, મળતાવડા સ્વભાવનાં અને કેળવાયલાં બાનુ છે.

સરદાર રૂસ્તમજી ઘણાંખરાં સાર્વજનિક કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લે છે, તેઓ લોજ સેલમના સેક્રેટરી તથા માસ્તર હતા, તેમજ ચેપ્ટર કોનોટના પી. ઝેડ. હતા, તે ઉપરાંત પારસી જીમખાનાના સેક્રેટરી હતા. હાલની જાણીતી રીફોર્મ કલબના તેઓ પ્રેસીડન્ટ છે, તેમજ ના. સરકાર તરફથી સને ૧૯૦૭ માં તેમને પહેલા કલાસના માજીસ્ટ્રેટની સત્તા અપાયેલ છે, તેની રૂએ તેઓ ઘણીજ બાહોશી અને ન્યાય વૃત્તિથી ઈન્સાફ આપ્યે જાય છે, તે ઉપરાંત હોસપીટલો વિગેરેની કમિટિઓના પણ તેઓ મેમ્બર છે, સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશન તરફથી સને ૧૯૧૯ માં માંદાઓની માવજત અર્થે “ધિ અમદાવાદ એમ્બ્યુલન્સ ડીવીઝન” નામે એક ટુકડી ઉભી કરવામાં આવી તેના તેઓ સુપ્રીન્ટેન્ડન્ટ છે. એ ટુકડીને લગતું એક મીલીટરી બેન્ડ પણ સ્થાપવામાં આવેલ છે, જે વિકટોરીયાગાર્ડન તથા માધવ બાગમાં દર અઠવાડીયે વાજીંત્રનાં સુંદર સરોદથી પ્રજાનાં મન રંજન કરે છે. એ એમ્બ્યુલન્સ ડીવીઝન તથા બૅન્ડ સ્થાપવામાં તેમનાં પત્નીના ભાઈ મી. જમશેદ કોઠાવાળાએ તન મનથી ખરી મહેનત કરી છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

# શેઠ હરિદાસ અચરતલાલ.

શ્રીયુત હરિદાસભાઇ જ્ઞાતે વીસા લાડ વાણીયા છે, તેમનો જન્મ સંવત ૧૯૩૭ ના અષાડ સુદ ત્રીજના રોજ થયેલો હતો. પાંચ વરસની ઉમરે તેમણે ગામઠી નિશાળમાં પોતાનો અભ્યાસ ક્રમ શરૂ કર્યો હતો. સંવત ૧૯૫૬ માં મેટ્રિકની પરિક્ષા સંસ્કૃત વિષય લઇને તેમણે પસાર કરી હતી અને ત્યાર પછી અભ્યાસ આગળ વધારવા માટે તેઓ ગુજરાત કોલેજમાં દાખલ થયા હતા, પરંતુ પ્રિવીયસની પરિક્ષામાં નાસીપાસ થવાથી તેમણે અભ્યાસ બંધ કર્યો હતો.

હરિદાસભાઈના વડવાઓ વડોદરામાં ઝવેરચંદ લક્ષ્મીચંદના નામથી મશહુર છે, એ નામની પેઢી વડોદરામાં બસો વર્ષ ઉપરાંતની જુની છે. જે હજુ પણ એ નામથીજ ચાલે છે. હરિદાસભાઇના વડવાઓ અમદાવાદમાં પરી હરિવલ્લભદાસ મુળચંદના નામથી પ્રખ્યાત છે.

શેઠ હરિદાસભાઈના વડવાઓએ સંવત ૧૯૫૯ માં વડોદરા મીલ ડુબતી હાલતમાં ગાયકવાડ સરકાર પાસેથી લીધી હતી, અને એટલી બધી કુશળતાથી તે કામ આગળ ચલાવ્યું કે પહેલેજ વરસે શેર હોલ્ડરોને દસ ટકાની વહેંચણી આપી હતી, તે જોઈને શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ ઘણા ખુશી થયા હતા.

તેમની આવા ઉત્તમ પ્રકારની વ્યાપારી કુનેહ અને બીજી સેવાઓથી પ્રસન્ન થઈને ઝવેરચંદ લક્ષ્મીચંદની પેઢીને વંશ વારસોને માટે "રાજરત્ન"નો ઘણોજ માનવંતો ઈલ્કાબ આપેલો છે.

શેઠ હરિદાસભાઈના દાદા હરિલાલભાઇએ પોતાની હૈયાતીમાં વડોદરામાં બે વખત શંભુમેળો જમાડેલો હતો, તથા અમદાવાદમાં બે વખત કંઠીબંધાને જમાડેલા હતા, તેમજ બે વખત બ્રાહ્મણોની ચોરાસી જમાડેલ હતી. તે શિવાય સ્ટેશનની નજીકમાં ગોસાઈજીના બાળકો તથા વલ્લભી સંપ્રદાયના વૈષ્નવો માટે ઘણાજ મોટા ખરચે એક ભવ્ય ધર્મશાળા બંધાવેલી છે.

શેઠ હરિદાસભાઈએ પ્રિવીયસ સુધી અભ્યાસ કરીને સંવત ૧૯૫૮ માં ધંધાની શરૂઆત કરેલી હતી, અને પોતાની મીલમાં જવું શરૂ કર્યું હતું, ત્યારથી તેઓ એ મીલમાં કામ કરે છે. એ મીલનું નામ "માણેકલાલ હરિલાલ" મીલ છે, શ્રીમાન હરિદાસભાઈએ પોતાની અક્કલ હુશિયારી અને કાર્યકુશળતાથી એ મીલને સારા પાયા પર મુકેલી છે, અને હાલ પણ તેમની માલિકી તથા દેખરેખ નિચે એ મીલ ઘણું સારૂં કામ કરે છે.

માણેકલાલ હરિલાલ મીલ શિવાય હરિવલ્લભ મુળચંદ મીલ, તથા બરોડા સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલમાં, પણ હરિદાસભાઈનો સારો હિસ્સો છે.

શ્રીમાન હરિદાસભાઈની લાયકાતથી સંવત ૧૯૬૫ માં અમદાવાદના કલેકટર મી. સ્લેડને તેમની મ્યુનીસીપાલીટીના મેમ્બર તરીકે એક વરસને માટે નિમણુક કરેલી હતી, પરંતુ તેમની કાર્યકુશળતા તથા દીર્ઘદષ્ટિના પ્રભાવે તેમની મુદત પાંચ વરસ સુધી લંબાવવામાં આવી હતી. તે વખત દરમ્યાન હરિદાસભાઇએ પોતાથી બનતાં પ્રજાહિતનાં કાર્યો કરીને લોકોની પ્રીતિ સંપાદન કરેલી હતી, તેમજ અમલદારો વિગેરેને પણ સંતોષ આપેલો હતો.

આ પાંચ વરસ દરમ્યાન મેનેજીંગ કમિટી તથા સેનીટરી કમિટીમાં ઘણીખરી વાર તેમની નિમણુક થવાથી મ્યુનીસીપાલીટી સબંધે સારો અનુભવ તેમણે મેળવેલો છે, તેમજ ત્યાં આગળ સારા વિદ્વાન માણસોની સોબત થવાથી તેમના વિચારો પણ પ્રૌઢ થયેલા છે.

ઈશ્વર કૃપાએ શેઠ હરિદાસભાઈ જો કે ગર્ભશ્રીમંત છે, તો પણ તેમણે પોતાની જાતની અક્કલ હુશિયારીથી પોતાને સોંપાયેલ મીલનો સુવ્યવસ્થા પૂર્વક વહિવટ કરીને પોતાની સ્થિતિમા તથા સંપત્તિમાં ઘણો સુધારોવધારો કરેલો છે.

હરિદાસભાઈના પિતાશ્રી તરફથી તેમજ હરિદાસભાઈ તરફથી સખાવતનાં ન્હાનાં મોટાં ઘણાં કાર્યો થયેલાં છે, અને હજુ પણ થયા કરે છે, દુષ્કાળ વિગેરે પ્રસંગે ગરીબ માણસોને અનાજ વિગેરેની તથા ગાયોને ઘાસ વિગેરેની સારી મદદ તેમણે કરેલી છે.

હરિદાસભાઈને રણછોડદાસભાઈ નામના એક ન્હાનાભાઈ છે, તેઓ એક કેળવાયેલા અને સભ્ય ગ્રહસ્થ છે, મીલના કામનો તેમને પણ સારો અનુભવ છે, અને તેઓ પોતાના વડિલ ભાઈને એ કામમાં સારી મદદ કરે છે.

શ્રીમાન હરિદાસભાઇની ઉમર હજુ યુવાન છે, તો પણ તેમના વિચારો ઠરેલા છે, તેઓ સ્વભાવે શાન્ત, ઉદાર અને મિલનસાર છે, પુષ્કળ પૈસો હોવા છતાં પણ તેમના નિરાભિમાનપણાને માટે તથા તેમના શાન્ત અને ગંભીર સ્વભાવને માટે તેમને ધન્યવાદ ઘટે છે.





શેઠ ગોવિંદદાસ માણેકલાલ.

# શેઠ ગોવિંદદાસ માણેકલાલ.

રા. રા. ગોવિંદદાસભાઈ સાતે વીસા લાડ વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૪૨ના અસાડ વદ ત્રીજના રોજ બોરસદ મુકામે થયેલો હતો.

એમના વડવાઓ વડોદરામાં ઝવેરચંદ લક્ષ્મીચંદના નામથી મશહુર છે, અને અમદાવાદમાં હરિવલ્લભદાસ મુળચંદના નામથી પ્રખ્યાત છે. ઝવેરચંદ લક્ષ્મીચંદની પેઢી વડોદરામાં બસો વરસની જુની તથા રાજા પ્રજાની માનીતી ગણાય છે, એ પેઢીના પ્રમાણિકપણાથી તથા તેના અગ્રેસરોની બાહોશીથી એ પેઢીને નામદાર ગાયકવાડ સરકાર તરફથી કાયમને માટે "રાજરત્ન"નો માનવંતો ઇલકાબ મળેલો છે.

રા. રા. ગોવિંદદાસ ભાઇએ ગુજરાતી છ ધોરણ અને અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યા બાદ ધંધાની શરૂઆત કરેલી હતી, અને શરૂઆતમાં તેમના પિતાની સાથે પેઢીના વહિવટમાં તેઓ સામેલ થયેલા હતા.

ઈ. સ. ૧૯૧૩માં તેમની "ધિ હરિવલ્લભ મુળચંદ" મીલ સ્થાપન થયેલી, તેનો વહિવટ પણ તેમને પાછળથી મળેલો હતો, હાલ એ મીલનો વહિવટ તેઓ કરે છે, અને તે મીલ સારા પાયા પર ચાલે છે.

શ્રીમાન ગોવિંદદાસ ભાઈને જાત્રા તથા મુસાફરીનો સારો શોખ છે, અને કાશી, પ્રયાગ, કોટા, જગદિશ, દ્વારકાં તથા શ્રીનાથજી જેવાં પવિત્ર સ્થળોની જાત્રા તેમણે સહકુટુંબ બે ત્રણ વખત કરેલી છે.

તેમનાં પિતાજી સંવત ૧૯૬૪માં સ્વર્ગવાસી થયા, તેમની પાછળ તથા તેમનાં ધર્મપત્ની સંવત ૧૯૭૨માં સ્વર્ગવાસી થયાં તેમની પાછળ તેમના પુન્યાર્થે ઘણી સારી સારી રકમો તેમણે વૈશ્નવ સંપ્રદાયના ધર્માદામાં આપેલી છે.

એમના પિતાશ્રી ગુજરી ગયા છે; પરંતુ તેમનાં નવાં ધર્મપત્ની ભાગીરથી બ્હેન તથા તેમનાં પુત્રી યશોદા બ્હેન હૈયાત છે, અને એ ઓરમાન માતુશ્રી તથા ઓરમાન બ્હેન તરફ ગોવિંદદાસ ભાઈ ઘણીજ માનની લાગણીથી વર્તવા સાથે સારો પ્રેમ રાખે છે. કોઈ પણ અજાણ્યો માણસ તેમના વર્તનથી ઓરમાન જાણી શકશે નહિં. તેમનાં મર્હુમ ધર્મપત્નીનો સ્વભાવ પણ તેમને ઘણો અનુકૂળ હોવાથી તેમની વચ્ચે સારો બનાવ હતો, અને તેમના મૃત્યુથી ગોવિંદદાસ ભાઈનું દિલ બહુજ નાખુશ થઈ ગયું હતું, તેઓ તેમની લાયકાતને માટે હજુ ઘણી સારી લાગણી બતાવે છે. અને વખતો વખત તેમને યાદ કર્યા કરે છે.

તેમનું બીજી વખતનું લગ્ન પેટલાદના એક આગેવાન ગૃહસ્થ તથા ધિ પેટલાદ સયાજી ડાઇંગ એન્ડ મેન્યુફેકચરીંગ કંપનીના માલિક શેઠ મોતીલાલ કરસનદાસનાં મોટાં પુત્રી ચતુરાંલક્ષ્મી સાથે સંવત ૧૯૭૩નામાહ સુદ ૧૫ના રોજ થયેલ છે.

ગોવિંદદાસ ભાઇને તેમનાં આગલાં પત્નીથી બે પુત્રીઓ થયેલ છે, જેમાં મોટાં ચંદ્રકાન્તાની ઉમર ૧૩ વરસની અને ન્હાનાં પુત્રી હીરાલક્ષ્મીની ઉમર ૭ વરસની છે.

ગોવિંદદાસ ભાઇના મુનીમ રા. રા. અંબારામ ભાઈ પણ તેમનાજ જેવા ગંભીર સ્વભાવના અને શાન્ત બુદ્ધિના સરળ ગૃહસ્થ છે.

ધર્મ ઉપર તથા ધર્માચાર્યો ઉપરની ગોવિંદદાસ ભાઇની શ્રદ્ધા અદ્વિતિય છે, તે એટલે સુધી કે તેમની બે ત્રણ વખતની સખત બિમારીમાં વૈદ્ય ડાકટરો ની કિંમતી દવાઓથી તેમને આરામ નહોતો થતો તે માત્ર તેમના ગુરૂ કોટાના ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજના ચરણામૃતના પાનથી તેમને આરામ થઈ ગયો હતો, રા. ગોવિંદદાસ ભાઈ કહે છે કે એ મહાત્મા ખરે-ખર એક ચમત્કારી પુરૂષ હતા.

હરિવલ્લભ મુળચંદ મીલના એજન્ટ ઉપરાંત ગોવિંદદાસ ભાઈ માણેક-લાલ હરિલાલ મીલના ચીફ પાર્ટનર તથા ડાયરેકટર છે, તેમજ બરોડા સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલમાં તેઓ પાર્ટનર તથા ડાયરેકટર છે, તે શિવાય પોતાની હરિવલ્લભ મુળચંદ મીલમાં પણ તેઓ એકસ્ટ્રા ઓફીશીયલ ડાયરેકટર છે.

શ્રીમાન ગોવિંદદાસ ભાઈ એક ગર્ભ શ્રીમંત ગૃહસ્થ હોવા છતાં, ઘણાજ સાદા, નિરાભિમાની અને સ્વભાવે શાન્ત તથા મિલનસાર છે. તેઓ ધર્મના ચુસ્ત હિમાયતી છે, અને કૃષ્ણ પરમાત્માના આસ્તિક ભક્ત છે. ઈશ્વર તેમને સહ કુટુંબ સર્વદા સુખ શાન્તિમાં રાખે એવી અમારી પ્રાર્થના છે.



# શેઠ અમૃતલાલ દામોદરદાસ.

શ્રીમાન અમૃતલાલભાઈ જ્ઞાતે વીસા પોરવાડ મેસરી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૧૩ ના માગસર સુદ ૧૨ ના રોજ થયેલો હતો, ગુજરાતી ૭ ધોરણ અને અંગ્રેજી ચાર ધોરણનો અભ્યાસ કરી તેઓ પોતાના પિતાશ્રી દામોદરદાસ મોહોલાલની સાથે રહી તેમના કામમાં મદદ કરવા લાગ્યા હતા.

એમના પિતાશ્રી તથા તેમના બીજા ત્રણ મિત્રો રા. બ. રણછોડલાલ છોટાલાલ, શેઠ પ્રેમાભાઈ હીમાભાઈ, તથા અચરતલાલ ગીરધરલાલ વેરાગી એ ચાર જણાએ મળીને સંવત ૧૯૧૬ માં અમદાવાદની અંદર " અમદાવાદ સ્પીનીંગ અને વીવીંગ " નામની એક મીલ પ્રથમ ઉભી કરેલી હતી, તેઓ રૂનો વેપાર પણ કરતા હતા.

સંવત ૧૯૨૦ માં અમેરિકામાં મોટી લડાઈ થયેલી, તે વખતે રૂના ભાવ ઘણાજ વધી જવાથી એ ધંધામાં તેમને ઘણી સારી પેદાશ થઈ. આ ચારે મિત્રોએ એ પ્રસંગે રૂની રૂખ સંબંધે અમેરિકાથી પ્રથમ સમાચાર પોતાને ત્યાં આવે એવી ગોઠવણ કરેલી હતી, તે ઉપરથી તેમનું નામ " શોધન કંપની " પડેલું હતું, અને હજુ પણ અમૃતલાલભાઈનું કુટુંબશોધનના નામથી ઓળખાય છે.

શ્રીમાન અમૃતલાલભાઈના પિતાશ્રીએ સંવત ૧૯૩૩ માં રા. બ. રણછોડલાલ છોટાલાલ તથા રા. રા. બાબારાવ ભોળાનાથ સાથે સામેલ થઇને "અમદાવાદ કેલીકો પ્રિન્ટીંગ કંપની લીમીટેડ " એ નામથી છીંટ છાપવાનું એક કારખાનું ઉભું કર્યું હતું, પરંતુ અમદાવાદની નદીનું પાણી માફક નહિ આવવાથી તેનો વહિવટ શેઠ કરમચંદ પ્રેમચંદની પેઢીના માલેક શેઠ સારાભાઇને સોંપી દીધોહતો, તેમણે પણ છીંટ છાપવાનું બંધ કરી વીવીંગ મીલનું કારખાનું ઉભું કરીને પાછી તેમાં સ્પીનીંગનું કામ વધાર્યું હતું, જે હજુ પણ ચાલે છે.

એજ અરસામાં એક બીજી જુદી મીલ ઉભી કરવાનો શોધન કંપનીનો વિચાર થયો અને સંવત ૧૯૩૪ માં અમૃતલાલભાઈના પિતાએ રા. બ. રણછોડલાલ છોટાલાલના ભાગમાં એક જીનીંગ કારખાનું જે હાલ સારંગપુર દરવાજા બહાર " અમદાવાદ જીનીંગ મીલ " કહેવાય છે, તે ઉભું કર્યું, અને તેનો વહિવટ માધવલાલ દામોદરદાસના નામથી ચલાવ્યો, તેની અંદર ત્રણ વરસના વહિવટમાં તેમને ઘણોજ સારો લાભ જણાયો.

અમૃતલાલભાઈના પિતાશ્રીએ સંવત ૧૯૩૭ માં ભાવનગરમાં પણ એક

જીનીંગ ફેકટરી ઉભી કરેલી હતી, પરંતુ દૈવ ઇચ્છાએ ૧૯૩૮ ના શ્રાવણ વદ ૮ ના રોજ તેમનો સ્વર્ગવાસ થવાથી વહેવારનો બધો બોજો અમૃતલાલભાઈ પર આવી પડયો. એ વખતે અમૃતલાલભાઈની ઉમર ફક્ત પચીસ વરસનીજ હતી.

એમના પિતાએ ભાવનગરમાં સ્થાપેલ કારખાનું કેટલાંક કારણોને લીધે બરોબર ચાલ્યું નહિ, અને તેથી અમૃતલાલભાઇએ પોતાના પિતાશ્રીના કેટલાક મિત્રોની સલાહથી તે જીનનો બધો સામાન વીરમગામ લઈ જઇને ત્યાં સંવત ૧૯૪૦ માં "દામોદરદાસ મોહોલાલ જીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ" નામથી તે કારખાનું ચાલુ કર્યું.

ત્યાર પછી સંવત ૧૯૪૫ માં શ્રીમાન અમૃતલાલભાઇએ પોતાના પિતાશ્રી ના મિત્ર મોતીલાલ હીરાભાઈની સાથે રહી "ધી મોતીલાલ હીરાભાઈ" નામની મીલ ઉભી કરી, જે હાલ તેલીયા મીલના નામથી ઓળખાય છે.

લગભગ પાંચ વરસ પછી મોતીલાલ હીરાભાઈ તથા શ્રીમાન અમૃતલાલ ભાઈ તે મીલનો વહિવટ પોતાના બીજા ભાગીદારોને સોંપી સંવત ૧૯૫૧ માં છુટા પડયા અને પાંચ લાખ રૂા. ના શેર કાઢી "અમદાવાદ કોટન મેન્યુ-ફેકચરીંગ કંપની લીમીટેડ" એ નામની એક મીલ અમૃતલાલભાઇએ ઉભી કરી. પોતાની હુશિયારી અને કાર્યકુશળતાના પ્રભાવે થોડાજ વખતમાં એ મીલને સારા પાયાપર મુકી બીજી નવી મીલ કાઢવાનો અમૃતલાલભાઇએ વિચાર કર્યો, અને પાંચ લાખ રૂપિયાના શેર કાઢી સંવત ૧૯૬૧ માં "અમદાવાદ ન્યુ કોટન મીલ્સ કંપની લીમીટેડ" એ નામની એક બીજી મીલ પણ ઉભી કરી દીધી, તે મીલને પણ સારી આબાદી ભરેલી સ્થિતિમાં મુકીને સંવત ૧૯૭૦ ની સાલમાં એક ત્રીજી મીલ ઉભી કરવાનો વિચાર કર્યો, અને પાંચ લાખ રૂપિયાના શેર કાઢી "ધિ અમદાવાદ લક્ષ્મી કોટન મીલ્સ કંપની લીમીટેડ" એ નામની મીલ ઉભી કરી, પરંતુ તે દરમ્યાન યુરોપનું ચાલુ મહાભારત યુદ્ધ શરૂ થયું. અમૃતલાલભાઇએ પોતાની આ ત્રીજી મીલને માટે વીસ હજાર ત્રાકો તથા તેને લગતા બીજા સંચાઓનો ઓર્ડર લડાઈ પહેલાં આપેલો હતો, પરંતુ લડાઈને લીધે પાંચ હજાર ત્રાકો ઓછી આવી, તો પણ ઈશ્વર કૃપાએ તેના બીજા સંચાઓ વિગેરે આવી પહોંચવાથી તે મીલ પણ સંવત ૧૯૭૨ માં ચાલુ થઈ ગઈ.

શ્રીમાન અમૃતલાલભાઇએ પોતાની જાતે સ્થાપેલ ત્રણ મીલો પૈકી "અમદાવાદ કોટન" મીલનો વહિવટ તેમના પોતાના નામથી ચાલે છે. "અમદાવાદ ન્યુ કોટન"નો વહિવટ તેમના ચી. ગીરધરલાલ અમૃતલાલની કંપનીના નામથી

ચાલે છે, અને ત્રીજી "લક્ષ્મી કોટન" મીલનો વહિવટ તેમના ચી. રણછોડલાલ અમૃતલાલની કંપનીના નામથી-ચાલે છે.

જો કે ત્રણે મીલોનો વહિવટ જુદા જુદા નામથી ચાલે છે ખરો, પરંતુ એ બધી મીલની બરોબર દેખરેખ શ્રીમાન શેઠ સાહેબ અમૃતલાલ ભાઈ જાતેજ રાખે છે, અને તેમની જાત મહેનત, અક્કલ હુશિયારી તથા કાર્ય કુશળતાને લીધે એ ત્રણે મીલો ઘણાજ સારા પાયા પર કામ કરે છે.

આ ત્રણ મીલોના વહિવટ ઉપરાંત શ્રીમાન શેઠ સાહેબ અમૃતલાલ ભાઈ નિચેની મીલોના ડાયરેકટર તરીકે પણ કામ કરે છે.

ધિ અમદાવાદ કોટન મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ.
ધિ અમદાવાદ જીનીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કં. લીમીટેડ.
ધિ અમદાવાદ ન્યુ કોટન મીલ્સ કંપની લીમીટેડ.
ધિ અમદાવાદ સારંગપુર મીલ્સ કંપની લીમીટેડ.
ધિ સારંગપુર કોટન મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ.
ધિ અમદાવાદ લક્ષ્મી કોટન મીલ્સ કંપની લીમીટેડ.

વ્યવહારિક કાર્યો કુશળતા પૂર્વક કરવા ઉપરાંત શ્રીમાન શેઠ સાહેબ અમૃતલાલભાઈ પરમાર્થિક કાર્યોમાં પણ સારૂં લક્ષ રાખે છે, અને પ્રસંગે પ્રસંગે પોતાથી બનતી મદદ હરકોઇને કર્યા કરે છે.

સંવત ૧૯૭૨માં તેમણે તથા તેમના ભાઈ બાલાભાઈ દામોદરદાસે મળીને શ્રી મથુરાંજીમાં એક વિશાળ ધર્મશાળા બંધાવવા માટે રૂા. દસ હજાર ખરચીને દસ હજાર વાર જમીન લીધેલી છે, અને તેના ઉપર રૂપિયા ત્રીસથી ચાલીસ હજાર ખરચીને એક ભવ્ય ધર્મશાળા બંધાવવાની ગોઠવણ ચાલે છે, તેમના આવાં પરોપકારી કાર્યને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન શેઠ સાહેબ અમૃતલાલ ભાઇને પરમ દયાળુ પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે, અને તેમને સહ કુટુંબ સુખ શાન્તિમાં રાખે તથા તેમના હસ્તથી લોકહિતનાં તથા પરોપકારનાં અનેક સત્ કાર્યો થાય એવી પરમ દયાળુ પરમાત્મા પ્રત્યે અમારી પ્રાર્થના છે.



શેઠ અમૃતલાલ દામોદરદાસ.

# શેઠ બાલાભાઈ દામોદરદાસ.

શ્રીયુત બાલાભાઇ જ્ઞાતે વીશાપોરવાડ મેસરી વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૧૪ ના આસો વદ ત્રીજના રોજ થયેલ છે, તેમના પિતાશ્રી દામોદરદાસ મોહોલાલ શરાફને ત્યાં મુનિમગીરી કરતા હતા, અને તે વખતના ઘણાખરા ધનાઢય શેઠીયાઓની સાથે તેમને સારી ઓળખાણ હતી. રા. બા. રણછોડલાલ છોટાલાલ, શેઠ પ્રેમાભાઈ હીરાભાઈ, તથા અચરતલાલ ગીરધરલાલ વેરાગી એ ત્રણ તેમના ખાસ મિત્રો હતા, એ ચારે મિત્રો વિલાયત તથા અમેરિકાના રૂના તાર મંગાવતા, તેમજ દરેક કાર્યમાં એક બીજાની સલાહ લેતા. એ ચાર મિત્રોની ટોળી શોધન કંપનીના નામથી ઓળખાતી હતી.

શ્રીયુત બાલાભાઇએ ગુજરાતી ચાર ધોરણનો અભ્યાસ કર્યા બાદ તેઓ અંગ્રેજી હાઇસ્કૂલમાં દાખલ થયા હતા અને મેટ્રિકની પરિક્ષા પાસ કરી હતી. ત્યાર બાદ તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થવાથી તેઓ રા. બ. રણછોડલાલની શાહપુરની મીલમાં વીસ રૂપિયાના પગારથી સ્ટોરકીપરની જગાએ નોકર રહેલા હતા, ત્યાં કેટલોક વખત નોકરી કર્યા બાદ તેઓ રૂા. પચાસના પગારથી શેઠ માધવલાલ રણછોડલાલની મીલમાં સેલ્સમેનની જગ્યાએ રહ્યા હતા, એ નોકરી બારેક માસ કર્યા પછી તેમને કોઈ પણ પ્રકારે સ્વતંત્ર મીલ ઉભી કરી તેનો વહિવટ કરવાની ઇચ્છા થઇ.

પોતાની પાસે પૈસાની પુરતી સગવડ નહિ હોવાથી શ્રીયુત મંગળદાસ ભાઈની સાથે જોડાઇને તેમણે બેઉ મિત્રોના નામથી "ધિ આર્યોદય સ્પીનીંગ. એન્ડ વીવીંગ" નામની એક મીલ ઉભી કરી. શ્રીયુત મંગળદાસભાઈની સ્થિતિ પણ બાલાભાઈના જેવીજ હતી, પરંતુ બન્ને મિત્રો તિક્ષ્ણ બુદ્ધિના સાહસિક અને કાર્યકુશળ હોવાથી બનતી મહેનત કરી મીલ ઉભી કરી દીધી. એ મીલમાં ધીમે ધીમે ઘણોજ સુધારો વધારો કરવામાં આવ્યો છે, અને હાલ તે મીલ ઘણાજ સારા પાયાપર ચાલે છે, તેના એક હજારના શેરના ભાવ અત્યારે લગભગ ચાર હજાર રૂપિયા બોલાય છે.

આર્યોદય મીલ ચાલુ કર્યા પછી શ્રીયુત બાલાભાઈએ હાલમાં તેમના વડિલભાઈ અમૃતલાલભાઈના હાથ નિચે ચાલતી "ધિ અમદાવાદ કોટન" મીલ ઉભી કરવામાં, તથા શેઠ મોતીલાલ હીરાભાઇના વહિવટ નિચે ચાલતી "અમદાવાદ સારંગપુર મીલ" ઉભી કરવામાં અગ્રેસર થઈ સારો ભાગ લીધેલો હતો, તેમજ કાંકરીયા મીલ કે જે લીક્વીડેશનમાં હતી અને જેના પર

ભારે દેવું હતું, તેનો વહિવટ પણ તેમણે હાથમાં લીધેલો હતો, પરંતુ તેનું દેવું અદા કરવા માટે તેમણે જે યોજના ઘડેલી તેને જોઇએ તેવો ટેકો નહિ મળવાથી તેમણે એ મીલનો વહિવટ મુકી દીધો હતો.

ત્યાર બાદ તેમના મોટાભાઈની "ધિ અમદાવાદ ન્યુ કોટનમીલ" માં ભાગ રાખીને તે ઉભી કરવામાં પણ તેઓ સામેલ હતા, ત્યાર પછી તેઓએ "ધિ સારંગપુર કોટન મેન્યુફેકચરીંગ કંપની" એ નામની એક મીલ પોતાના ચી. સાકરલાલભાઈના નામથી ઉભી કરી છે.

તે ઉપરાંત શેઠ બાલાભાઈ તથા તેમના મોટાભાઈ શેઠ અમૃતલાલભાઈ તથા શેઠ મંગળદાસભાઈ એ ત્રણે ગૃહસ્થોએ મળી રૂની પાકી ગાંસડીઓ બાંધવાનો એક પ્રેસ વિરમગામમાં ઉભો કરેલ છે.

ઉપરની પાંચે મીલોની તથા વિરમગામના પ્રેસની સ્થિતિ હાલ ઘણી સારી છે, અને તેના ભાવ પણ સારા પ્રિમિયમ બોલાય છે, એ પાંચે મીલો માં તથા તેમના મોટા ભાઈની "લક્ષ્મી કોટન મીલ" માં શ્રીયુત બાલાભાઈ ડાયરેકટર છે.

આવી રીતે વ્યવહારિક અને ઔદ્યોગિક કાર્યો કુશળતાપૂર્વક કરવાં ઉપરાંત શ્રીયુત બાલાભાઈએ ધર્મનાં તથા પરોપકારનાં તેમજ જ્ઞાતિહિતનાં પણ ઘણાં કાર્યો કરેલાં છે, જેનું ટુંક વર્ણન નિચે પ્રમાણે છે.

૧) અત્રેની વૈશ્ય સભા ઉભી કરવામાં સારો આગેવાની ભર્યો ભાગ લેવા ઉપરાંત તેના મકાન બાંધવાના કામમાં બનતી મદદ કરેલી છે, તેમજ એ સભાના ખર્ચને માટે પણ વાર્ષિક મદદ તરીકે હજુ અમુક રકમ આપ્યે જાય છે. ૨), સ્થાનિક મ્યુનીસીપાલીટી, તથા મેનેજીંગ અને સેનીટરી કમિટિ માં મેમ્બર તરીકે જોડાઈ તેમાં ઉત્સાહભર્યો ભાગ લઈને લોકહિતને માટે બનતી કાળજી ધરાવે છે. ૧) વૈશ્નવ સંપ્રદાયના તેઓ હિમાયતી હોવા ઉપ-રાંત એ ધર્મ ઉપર ઘણીજ સારી આસ્થા રાખે છે, અને આવી ઉત્તમ આસ્થાના યોગે તેઓ વખતો વખત શ્રીનાથજી, હરદ્વાર, બનારસ, ગોકુળ, મથુરાં, અયોધ્યા, જગન્નાથજી, દ્વારકાં, નાસિક, તથા વિઠ્ઠલનાથ વિગેરે પવિત્ર સ્થળોની યાત્રાએ સહકુટુંબ જાય છે, અને ત્યાં આગળ સારૂં દાનપુન્ય કરે છે. ૪) મથુરાજીમાં એક સારી સગવડવાળી ધર્મશાળા બંધાવવા માટે તેમણે પોતાના મોટાભાઈ સાથે મળીને રૂા. દશહજારની જમીન ત્યાં આગળ લીધેલી છે, અને તેના ઉપર લગભગ પાંત્રીસથી ચાળીસ હજાર રૂા. ખરચીને એક સારી ધર્મશાળા બંધાવવાનો તેમનો ઈરાદો છે. ૫) નૈમિષારણ્યની યાત્રાએ તેઓ

ગયેલા ત્યારે ત્યાં આગળ પણ એક ધર્મશાળા બાંધવાનો તેમનો ઇરાદો થવાથી તેમણે ત્યાં પણ જમીન લઈ રાખેલ છે. ૬) મથુરાંજીમાં તેમના ચોબાને આશરે ત્રણ હજાર રૂપિયા ખરચીને તેમણે એક ઘર બંધાવી આપેલ છે. ૭) અત્રે તેમની જ્ઞાતિની વાડી કરવા માટે જગ્યા લેવામાં પણ નાણાંની બનતી મદદ કરેલી છે. ૮) અત્રેના શ્રી નટવરલાલજીના મંદિરના આચાર્યજીશ્રી મધુસૂદનલાલજી મહારાજના પુત્ર શ્રી રણછોડલાલજીના યજ્ઞોપવિતના પ્રસંગે વૈશ્નવોના કંઠીબંધા કરવામાં આવ્યા હતા, ત્યારે તેમાં પણ તેમણે તથા શ્રીયુત મંગળદાસભાઈએ અગ્રેસર થઈને ઉત્સાહપૂર્વક ખર્ચ કરેલો હતો. ૯) પોતાના પૂજ્ય પિતાશ્રીની મરણ તિથીના દિવસે દર વરસે નાત જમાડવા સારૂ તેમણે પોતાના ભાઈની સાથે મળીને નાતને અમુક રકમ સોંપેલ છે. ૧૦) અમદાવાદમાં મેટ્રિક, સ્કૂલ ફાઈનલ, ટેકનીકલ તથા મેડિકલ ઈન્સ્ટીટયુટની પરિક્ષા આપવા આવનાર વિદ્યાર્થીઓમાંના કેટલાકને તેઓ પોતાને બંગલે રાખે છે, અને ત્યાં આગળ તેઓ રોકાય ત્યાં સુધી તેમને જમવા જુઠવાની તથા સુવા બેસવાની, રહેવાની તેમજ બધી જાતની સગવડતા કરી આપે છે. ૧૧) દેશી વૈદ્યક તરફ તેમની સારી ચાહના હોવાથી સંવત ૧૯૫૮ માં તેમણે રાજકોટના વૈદ્ય રવિશંકર દેવશંકરને અત્રે બોલાવી લોકોને સારી અને સસ્તી દેશી દવા આપવાના ઉદ્દેશથી એક દવાખાનું ખોલાવેલું હતું, થોડાં વરસ પછી સદરહુ વૈદ્યને ઉદેપુર જવાનું થવાથી તેમના કાકા કામેશ્વરભાઈને બોલાવી એ દવાખાનું ચાલુ રખાવ્યું હતું, પરંતુ અમુક મુદત પછી તેમનું પણ ભાવનગરના મહારાજા શ્રી પાસે જવું થવાથી, તેમજ ત્યાર પછી કોઈ લાયક વૈદ્ય નહિ મળવાથી એ દવાખાનું બંધ થયું હતું. હાલમાં તેમણે રાજકોટના વૈદ્ય અંબાશંકર ઘેલાભાઈને બોલાવી "લોકહિતાર્થ દેશી દવાખાનું" ચાલુ કરાવેલ છે. ઉપરનાં તેમનાં પરોપકારી કાર્યોને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીયુત બાલાભાઈના પુત્ર સાકરલાલભાઈ પણ એક કેળવાયેલ અને સભ્ય ગૃહસ્થ છે, મીલ ઉદ્યોગનો ઘણો સારો અનુભવ તેમણે મેળવેલો છે, અને તેઓ પોતાની મીલનો વહિવટ ઘણી બાહોશીથી ચલાવે છે.

શ્રીયુત બાલાભાઈ દીર્ઘદષ્ટિવાળા, વ્યવહાર કુશળ, કાર્યદક્ષ અને એક બાહોશ સદ્‌ગૃહસ્થ છે, પરમ દયાળુ પરમાત્મા તેમને સહકુટુંબ સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે લોકોનું વિશેષ હિત થાય એવી અમારી શુભેચ્છા છે.



# શેઠ લાલભાઇ ત્રીકમલાલ જમનાદાસ.

શેઠ લાલભાઇનો જન્મ સંવત ૧૯૪૦ ના વૈશાખ વદ ૧૪ ના રોજ થયેલો હતો, તેમના પિતા શેઠ ત્રીકમલાલ જમનાદાસની શરાફની પેઢી હતી, તેનો વહિવટ તેઓ કરતા હતા, એ પેઢી હજુ પણ તેમનાજ નામથી ચાલે છે.

લાલભાઈ શેઠના મોટાભાઈ શેઠ હીરાલાલ ત્રીકમલાલ પણ એક મીલ એજન્ટ છે. શેઠ લાલભાઇએ ગુજરાતી પાંચ ધોરણ અને અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ કરેલો છે.

એમના પિતા એમને બહુજ નહાની ઉમરના મુકીને ગુજરી ગયેલા હતા, મેટ્રિક સુધી અભ્યાસ કરીને લાલભાઇએ ધંધાની શરૂઆત કરેલી હતી, અને પ્રથમ તેઓ પોતાના મોટાભાઈની મીલના વહિવટમાં સામેલ થયા હતા, થોડાં વરસ તેમની સાથે રહ્યા પછી, મીલના કામનો તેમને અનુભવ મળી જવાથી તેઓએ ઈ. સ. ૧૯૦૫ માં "ધિ ન્યુ માણેકચોક સ્પીનીંગ એન્ડ વીવીંગ" નામની મીલ સ્થાપન કરેલી હતી. ફક્ત એકવીસ વરસની યુવાન વયે સ્વતંત્રપણે સાહસ કરી મીલ ઉદ્યોગમાં ઝુકાવનાર લાલભાઈની બાહોશીને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે, એ મીલ હાલ પણ તેમનાજ વહિવટ નિચે છે, અને શેઠ લાલભાઈની હુંશિયારી તથા કાર્ય દક્ષતાથી દિનપ્રતિદિન સારા પાયા પર આવતી જાય છે.

શ્રીમાન લાલભાઈ શેઠને મુસાફરી તથા યાત્રાનો પણ સારો શોખ છે, અને મથુરાં, ગયા, હરદ્વાર, શ્રીનાથજી, જગન્નાથજી તથા છેક રામેશ્વર સુધીની યાત્રા તેઓ સહકુટુંબ બે ત્રણ વખત કરી આવેલા છે. સ્થાનિક મ્યુનીસીપાલીટીમાં પણ તેઓએ મેમ્બર થઇને જાહેર પ્રજાની બનતી સેવા બજાવેલી છે.

દેશી વૈદ્યક તરફ તેમને સારી લાગણી હોવાથી હાલમાં તેમણે રાજકોટના સુપ્રસિદ્ધ વૈદ્ય અંબાશંકર ઘેલાભાઇને બોલાવીને બનતી મદદ આપી "લોક હિતાર્થ" નામનું દેશી દવાખાનું સાંકડીશેરીમાં સદ્દમાતાની પોળના નાકે સ્થાપન કરાવેલું છે.

શ્રીમાન લાલભાઈની ઉમર હજુ યુવાન છે, તોપણ તેમનો સ્વભાવ શાન્ત અને ગંભીર છે, તેઓએ સંગે પ્રસંગે પોતાથી બનતાં સખાવતનાં કાર્યો કરેલાં છે, અને હજુ ભવિષ્યમાં તેમના હસ્તે સારાં કાર્ય થવા સંભવ છે.

# શેઠ જીવણલાલ ગીરધરલાલ.

રા. રા. જીવણલાલભાઈ જ્ઞાતે વીસા દિસાવળ મેસરી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૨૫ ના આસો વદ અમાસને દિવસે થયેલો હતો, એમના પિતા રેશમનું એટલે કે તાગીયાનું કામ કરતા અને પોતે સ્થાપેલી ગીરધરલાલ જેઠાભાઈ નામની પેઢીનો વહિવટ કરતા. એ પેઢી હજુ એજ નામથી ચાલે છે.

જીવણલાલભાઇએ ગુજરાતી પાંચ ધોરણ અને સાધારણ અંગ્રેજી અભ્યાસ કરીને સંવત ૧૯૪૦ એટલે કે ફક્ત પોતાની ૧૫ વરસનીજ ન્હાની ઉમરે ધંધાની શરૂઆત કરેલી હતી, અને પ્રથમ પોતાના પિતાની પેઢીમાં જવું શરૂ કરેલું હતું.

કેટલાંક વરસ ત્યાં કામ કરી વેપારી નામાઠામાનો તથા ચોપડાઓના કામનો અનુભવ મેળવ્યા બાદ સંવત ૧૯૪૯ માં શ્રીમાન મંગળદાસ શેઠે આર્યોદય મીલ ઉભી કરી તેના કમીશનમાં ભાગ રાખી મીલ ઉદ્યોગની શરૂઆત કરેલી હતી. તેમાંથી મીલઉદ્યોગના કામનો પુરતો અનુભવ મેળવી ઈ. સ. ૧૯૦૫ માં પોતે ધિ ભરતખંડ ટેકસટાઈલ નામની પોતાની મીલની સ્થાપના કરી. એ મીલને ધીમે ધીમે તેમણે ઘણાજ સારા પાયા પર આણેલી છે, અને અત્યારે અમદાવાદની સારી ગણાતી મીલોમાં તેની પણ ગણત્રી થાય છે. એ મીલના એક હજારના શેરના ભાવ અત્યારે લગભગ બે હજાર રૂપિયા છે, તે શિવાય બીજી કેટલીક મીલોના તેઓ ડાયરેકટર હોવા ઉપરાંત કમીશનમાં પણ ભાગ રાખેલો છે.

ત્યાર બાદ ઈ. સ. ૧૯૧૫ માં મર્હુમ ઝવેરી લલ્લુભાઈ રાયચંદવાળી ધિ અમદાવાદ ન્યુ સ્પીનીંગ નામની મીલ પોતે ખરીદ કરીને ધિ અમદાવાદ ન્યુ ટેકસટાઈલ મીલના નામથી ચાલુ કરીને પોતાની એજન્સીમાં ચલાવે છે.

શ્રીમાન જીવણલાલભાઇને સંતતિમાં બે પુત્રો તથા બે પુત્રીઓ છે, તેમના મોટા પુત્ર નારણલાલભાઈની ઉમર ૨૭ વરસની છે અને મેટ્રિક સુધી અભ્યાસ કરીને તેઓ પણ મીલ ઉદ્યોગમાં જોડાઈ ગયા છે. તેમની ખંત, જાત મહેનત તથા મીલ ઉદ્યોગનું તેમનું જ્ઞાન ખરેખર પ્રશંસાપાત્ર છે, અને તેમની કાર્ય કુશળતા તથા બાહોશીના પ્રભાવે તેમની મીલો ઘણાજ સારા પાયા પર ચાલે છે, તેમના નાના પુત્ર ગુણવંતભાઈ પણ અંગ્રેજી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરીને હાલ મીલ ઉદ્યોગમાં જોડાયેલા છે.

શ્રીમાન જીવણલાલભાઈને શેઠ મંગળદાસ ગીરધરદાસ સાથે ઘણોજ સારો સંબંધ છે, અને શેઠ મંગળદાસભાઈ તેમને પોતાના એક કુટુંબી જેવાજ માને છે. મંગળદાસભાઈએ તેમને મીલો સ્થાપન કરવામાં પુરતી મદદ આપેલી છે, તેમજ પોતાની આર્યોદય મીલમાં પણ જીવણલાલભાઈનો કમીશનનો સારો ભાગ રાખેલો છે.

શેઠ જીવણલાલભાઈ તથા તેમના પુત્ર નારણલાલભાઈ લક્ષાધિપતિ શેઠીયા હોવા છતાં સ્વભાવે ઘણાજ સાદા, શાન્ત, ગંભીર, નિરાભિમાની, પરોપકાર વૃત્તિવાળા અને અમીરી સ્વભાવના ખરેખરા લાયક સદ્‌ગૃહસ્થો છે, એમના જેટલી હૃદયની ઉદારતા, ભલમનસાઈ અને ખરેખરી લાયકાત ઘણા થોડા ગૃહસ્થોમાં જોવામાં આવશે.

પરમ દયાળુ પરમાત્મા આવા ભલા સ્વભાવના અને લાયક સદ્‌ગૃહસ્થને સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે તેમને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે એવી અમારી શુભેચ્છા છે.



# શેઠ રણછોડદાસ જેઠાભાઇ.



શ્રીયુત રણછોડદાસભાઈ જ્ઞાતે દશા શ્રીમાળી શ્રાવક વાણીયા છે, તેમનો જન્મ સંવત ૧૯૫૯ માં અમદાવાદ શહેરમાં થયો હતો, તેઓ રણછોડદાસ ભાઇ તથા માધુભાઈ એમ બે નામથી ઓળખાય છે.

તેમણે આજથી લગભગ અરધી સદી પૂર્વે વેપારની શરૂઆત કરેલી હતી અને અત્યાર સુધીમાં અનેક ધંધા તેઓ સારી રીતે કરી શક્યા છે, અનેક આપત્તિઓમાં પણ શાન્તિ અને ગાંભીર્યતા પૂર્વક કામ કરવાનુંજ આ પરિણામ છે. ઐક્યતા એ તેમના વેપારનો મુદ્રાલેખ છે; વેપાર માત્ર કરવો એવી તેમની માન્યતા હોવાથી આશરે બારેક વર્ષ પૂર્વે તેઓએ અત્રેના રહીશ રા. કેશવલાલ ગણપતરામ નામના ગૃહસ્થ સાથે ઇંદોરમાં કોન્ટ્રાક્ટર તરીકે પણ કામ કર્યું હતું.

શ્રીમાન રણછોડદાસે જે અનેક ઉદ્યમ કરેલા છે, તેમાં આજથી આશરે બાવીસ વર્ષ પૂર્વે અમદાવાદમાં પાંચકુવા દરવાજા બહાર તેમના ચી. શા. હીરાલાલ રણછોડદાસના નામથી એક કાપડની પેઢી સ્થાપેલ છે, તે ખાસ ધ્યાન ખેંચે છે, હાલ તે પેઢી ઉત્તમ પ્રકારના દેશી વાણિજ્ય અને વહીવટની સાક્ષી રૂપ છે, વર્ષો થયાં ઐક્યતા અને ખંત પૂર્વકની ઉત્તમ વ્યવસ્થા માટે પ્રસ્તુત પેઢીના અન્ય ગૃહસ્થો શેઠ ડાહ્યાભાઈ, શેઠ માણેકલાલ, તથા શેઠ કેશવલાલની પણ આ સ્થળે નોંધ લેવી આવશ્યક છે.

શ્રીમાન રણછોડદાસને જમનાદાસ નામે એક ભાઈ હતા, જેઓ બે વર્ષ પૂર્વે સ્વર્ગવાસી થયા છે, તેઓ પોતાની પાછળ ચંદુલાલ નામના એક પુત્ર મુકી ગયા છે. શેઠ જમનાદાસની વેપારી તરીકેની જીંદગી ઘણી ટુંકી હતી, છતાં પ્રસ્તુત પેઢીના યોગે તેમણે સારૂં દ્રવ્ય ઉપાર્જન કરેલું હતું. પોતાની હૈયાતી દરમ્યાન તેમણે જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડિંગ સ્થાપવામાં, તેમજ બીજા કેટલાંક શુભ કાર્યોમાં ભગભગ રૂા. પચાસ હજાર જેટલી રકમનો સત્કાર્યે વ્યય કર્યો હતો.

શ્રીયુત રણછોડદાસભાઇના પુત્ર શ્રીમાન હીરાલાલભાઈ અત્રેની શા. હીરાલાલ રણછોડદાસના નામથી ચાલતી પેઢીના એક સ્વામી અને કાર્યવાહક છે, સામાન્ય રીતે તેઓનો સ્વભાવ સ્વાશ્રયી અને મિલનસાર છે, તેઓનો નિયમિત અભ્યાસ જો કે ગુજરાતી પાંચ અને અંગ્રેજી ત્રણ ધોરણ જેટલો છે, પરંતુ તેમનું ગુજરાતી અંગ્રેજી ભાષાનું જ્ઞાન ખરેખર પ્રશંસાપાત્ર છે. જમાનાને અનુસરવા માટે વિશેષ અભ્યાસની આવશ્યકતા તેમને જણાયાથી પોતાના

સ્વાભાવિક બુદ્ધિબળથી લગભગ દોઢેક વર્ષ જેટલા ટુંક સમયમાં લંડન ચેમ્બર્સ ઓફ કોમર્સ, તથા નેશનલ ટીચર્સ એસોસીએશનની બુક કીપીંગ વિગેરેનો અભ્યાસ કરી પરિક્ષા પસાર કરી હતી; એટલુંજ નહિ પણ તેઓ ઇન્સ્ટીટયુટ ઓફ કોમર્સ, બર્મીંગહામના એસોસિએટ હતા.

તદ્ ઉપરાંત તેઓ સાહિત્યનો વિશેષ શોખ ધરાવે છે, તેમજ તે બાબતમાં લક્ષ્મીનો પણ સારો વ્યય કરે છે, આજ સુધીમાં સાહિત્ય તથા વ્યાપાર વિષયના કેટલાક છુટા છવાયા લેખો તેમણે લખેલા છે, પોતાના ધંધામાં સારી કુશળતા ધરાવવા ઉપરાંત દેશહિતના તથા સાહિત્યની ઉન્નતિના કાર્યોમાં પણ તેઓ સારી સહાનુભૂતિ ધરાવે છે. સુપ્રસિદ્ધ ગુજરાતી ગ્રંથકાર ઠક્કુર નારાયણ વિસનજી તથા બીજા કેટલાક લેખકો તેમના ખાસ મિત્રો છે. આશા છે કે તેમનો સાહિત્યનો શોખ પ્રતિદિન વૃદ્ધિ પામી તેનું ઉત્તમ ફળ આવશે.

આશરે અઢાર વર્ષની યુવાવસ્થાથી તેમની વ્યાપારી જીંદગીની શરૂઆત થાય છે. સને ૧૯૧૨ માં તેમણે પોતાની સ્વતંત્ર પેઢી આયાત અને નિકાશના વેપાર અર્થે સ્થાપી હતી, તે પેઢી આશરે બે વર્ષ જેટલી ટુંક મુદતમાં સારા પાયા પર આવી હતી, પણ તેવામાં દૈવયોગે ચાલુ યુરોપિય યાદવાસ્થળીની શરૂઆત થઈ, અને તેમના ધંધાનો મોટો આધાર પાશ્ચાત્ય દેશો પર હોવાથી સ્વાભાવિક રીતેજ તેમને તે વહીવટ બંધ કરવાની જરૂર પડી, અને તેમને તો તેમના પ્રથમનાજ સ્વતંત્ર પ્રયાસમાં **प्रथम ग्रासे मक्षिका पातः** જેવું થયું, છતાં પણ હિમ્મત અને ખંત પૂર્વક અનેક દિશામાં તેઓ પોતાનું કાર્ય કર્યે જાય છે.

શ્રીયુત હીરાલાલભાઈની ઉમર હાલ ફક્ત ૨૩ વર્ષનીજ છે, તે છતાં તેમના વિચારો ઠરેલા અને ધડો લેવા લાયક છે. તેમનું વય યુવાન હોવા સાથે તેઓ પૈસે ટકે સુખી અને સ્વતંત્ર હોવા છતાં કોઈ પણ દુર્ગુણ યા ઉછૃંખળતા તેમનામાં દૃષ્ટિગોચર થતી નથી, જેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર, હસમુખા અને ઉદાર દિલના એક લાયક યુવક છે, તેમની સાથેના પરિચય પરથી તેઓ ભવિષ્યમાં એક આશાજનક ગૃહસ્થ નિવડશે એવી હરકોઇને ખાત્રી થયા શિવાય રહેશે નહિ. શ્રીયુત રણછોડદાસભાઈ તથા શ્રીમાન હીરાલાલભાઇને જગદિશ્વર દીર્ઘઆયુષ્ય બક્ષવા સાથે સદા સુખ શાન્તિમાં રાખે અને તેમના હસ્તે લોકહિતનાં તથા દેશહિતનાં શુભ કાર્યો થાય, તેમજ તેમની કારકિર્દિ ઝળકતી નિવડે એવી અમારી શુભેચ્છા છે.

# શેઠ વ્રીજવલ્લભદાસ જેકીસનદાસ.

રા. રા. વ્રીજવલ્લભદાસભાઈ જ્ઞાતે વીસા પોરવાડ મેસરી વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૧૬ ના વૈશાક સુદ ૪ ના રોજ થયેલો હતો. એમના પિતાની સ્થિતિ સાધારણ હતી અને તેઓ મશરૂનું કામ કરતા હતા.

શ્રીમાન વ્રીજવલ્લભદાસભાઇએ ગુજરાતી પાંચ ધોરણ અને અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ કરીને બાવીસ વરસે ધંધાની શરૂઆત કરેલી હતી, અને પ્રથમ ભરૂચમાં રાલી બ્રધર્સને ત્યાં રૂા. ૧૪) ના પગારથી મોસમને માટે નોકર રહેલા હતા. આઠ મહિના એ નોકરી કર્યા પછી તેમણે ખંભાતમાં ખાનગી ગુજરાતી નિશાળ કાઢેલી હતી. થોડો વખત એ નિશાળ ચલાવ્યા પછી તેમણે બે મહિના પોષ્ટ ખાતામાં ઉમેદવારી કરી હતી, અને ત્યાર પછી તેમને ખેડામાં નોકરી મળી હતી, ત્યાંથી ભરૂચના સ્ટેશનપર શોર્ટીંગ ઑફીસમાં, ત્યાંથી વડોદરા કેમ્પમાં અને ત્યાંથી લુણાવાડાની પોષ્ટ ઑફીસમાં તેઓ રહ્યા હતા.

ત્રણ વરસ પોષ્ટ ખાતાંની નોકરી કર્યા પછી અમદાવાદ આવીને રા. બ. રણછોડલાલભાઈની મીલમાં મર્હુમ શેઠ ચીનુભાઈના હાથ નિચે રૂા. ૨૦) ના પગારની કોરસ્પોન્ડન્ટ કલાર્કની નોકરી તેમણે મેળવેલી હતી. એક વરસ તેમણે ત્યાં નોકરી કરી, દરમ્યાન રાલીબ્રધર્સ વાળાને તેમની જરૂર પડવાથી રૂા. ૨૫) ના પગારથી તેમને નોકર રાખ્યા. અઢી વરસ એ નોકરી કર્યા બાદ પાછા ફરીને શેઠ ચીનુભાઇએ પોતાના પિતાની મીલમાં તેમને રૂા. ૨૫) ના પગારથી સ્ટોરકીપરની જગ્યા આપી. એ નોકરી તેમણે પાંચ વરસ સુધી કરી. ત્યાર બાદ તેઓ પોતાના નાના ભાઈ મુળચંદભાઈની સાથે તેમના સ્ટોર બીઝનેસમાં સામેલ થયા. દસ વરસ તેમની સાથે કામ કર્યા પછી ઈ. સ. ૧૯૦૧ માં ધંધાની ઉન્નતિ માટે તેમણે મુળચંદભાઇને વિલાયત મોકલાવ્યા. ત્યાં જઇને મુળચંદભાઇએ માનચેસ્ટર પાસે આવેલ સ્ટોકપોર્ટ નામના ગામમાં એમ. શાહ બ્રધર્સના નામની મીલ સ્ટોર તથા સુતરની દુકાન ખોલેલ હતી, એ દુકાન હજુ પણ એ નામથી ચાલે છે.

ઈ. સ. ૧૯૦૪ માં મુળચંદભાઈ વિલાયતમાં માંદા પડયા, તેમજ તેમના ભાણેજ તેમની સાથે ગયેલા, તે ત્યાં ગુજરી ગયા, તેથી વ્રીજવલ્લભદાસભાઇને વિલાયત જવું પડયું, ત્યાં તેઓ છ માસ રહીને સ્વદેશ પાછા ફર્યા.

મુળચંદભાઇને ક્ષય રોગ લાગુ પડવાથી તેઓ સ્વદેશમાં આવ્યા પછી એક વરસ માંદા રહીને ગુજરી ગયા, તેઓ પોતાની પાછળ સોમાભાઈ નામના પુત્ર મુકી ગયેલા. હાલમાં સોમાભાઈ શેઠ વ્રીજવલ્લભદાસની સાથે મીલ ઉદ્યોગમાં સામેલ રહીને કામ કરે છે.

રા. રા. મુળચંદભાઈ વેપારના કામમાં પ્રવિણુ, ઉત્સાહી અને ઘણાજ સાહસિક હતા, તેમની જ્ઞાતિમાં તેઓ પહેલવહેલા વિલાયત જનાર સદ્દગૃહસ્થ હતા.

મુળચંદભાઈના ગુજરી જવા પછી શ્રીમાન વ્રીજવલ્લભદાસભાઇએ થોડો વખત પોતાની અમદાવાદની મીલ સ્ટોરની દુકાનનું કામ ચલાવ્યું અને પછી ઈ. સ. ૧૯૦૮ માં તેઓ પોતાના પુત્ર નંદલાલભાઈને સાથે લઇને ફરીથી વિલાયત ગયા: ત્યાંથી ટુંક વખતમાંજ તેઓ પાછા ફરેલા હતા.

ઈ. સ. ૧૯૧૨ માં તેમણે ભરતખંડ કોટન મીલની એજન્સી લીધી. જે વખતે તેમણે એ મીલ લીધી ત્યારે તે ઘણીજ ડુબતી હાલતમાં હતી, પરંતુ વ્રીજવલ્લભદાસભાઈના હાથમાં તેનો વહિવટ આવ્યા બાદ તેનું દેવું ઘણુંજ ઓછું થઈ ગયેલું છે, અને વ્રીજવલ્લભદાસભાઈની કાળ કુનેહ તથા અક્કલ હુંશિયારી તથા જાતમહેનતના પ્રભાવે મીલ પ્રતિ દિવસ સારા પાયા પર આવતી જાય છે.

શ્રીમાન વ્રીજવલ્લદાસભાઇએ સાધારણ સ્થિતિમાંથી આગળ વધીને સારી સ્થિતિ સંપાદન કરેલી છે, અને સારી સ્થિતિએ પહોંચેલા હોવા છતાં, પાછલી સ્થિતિ તેઓ ભુલી ગયા નથી. ગરીબ માણસોને પડતી મુશિબતોનો અનુભવ તેમને થયેલો હોવાથી ગરીબો પ્રત્યે તેઓ સારી લાગણી રાખે છે, અને સંગે પ્રસંગે પોતાથી બનતી સહાયતા તેમને આપે છે, સ્થાનિક મહિપતરામ અનાથાશ્રમમાં તેમણે પોતાના પિતાના, માતાના તથા બ્હેનના નામથી દરેક રૂા. પાંચસોનો એવા ત્રણ શેરો આપેલા છે, સિદ્ધપુરના અનાથાશ્રમમાં પણ તેઓ માસિક પાંચ રૂપિયાની મદદ કાયમને માટે આપે છે, તેમજ મહારાજની ગાયોમાં તથા ડાકોરના મંદિરમાં, તેમજ દુષ્કાળ વિગેરેના પ્રસંગોમાં તેમણે પોતાથી બનતી સહાયતા આપેલી છે, સ્ત્રી કેળવણીના તેઓ હિમાયતી છે અને તેથી સ્ત્રી કેળવણીના પ્રચાર અર્થે તથા અજ્ઞાન માણસોમાંથી વહેમ વિગેરે દૂર કરવા માટે તેમણે આઠ વરસ થયાં રૂા. ૨૫) ના પગારથી એક ઉપદેશક રોકેલ છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

# શેઠ જેસંગભાઈ ઉજમશી.

રા. રા. શેઠ જેસંગભાઈ ઉજમશી જ્ઞાતે દશા શ્રીમાળી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૧૯ ના માગસર વદ ૧૩ ના રોજ થયેલો હતો. એમના પિતા એમને તેર વરસની ન્હાની ઉમરના મુકી સ્વર્ગવાસી થયેલા હતા, એમના પિતામહ શેઠ મલીચંદ જેચંદ ગુજરાત તથા કાઠીયાવાડમાં એક પ્રસિદ્ધ વેપારી તથા શ્રીમંત તરીકે પંકાઈ ગયા છે, તેઓ ધ્રાંગધ્રા, વઢવાણ, લીંબડી, ચુડા, બજાણા, મોરબી, ધ્રોળ, વાંકાનેર, વળા, ગોંડળ, કચ્છ ભુજ, તથા જામનગર વિગેરે રાજ્યોની સાથે એજન્ટનું કામ કરતા હતા, તેમને પાંચ પુત્રો હતા, તેમાં લહેરાભાઈ ઘણા બુદ્ધિમાન અને દીર્ઘદ્રષ્ટિવાળા હતા; તેઓ પરોપકારી કામોમાં ઘણો સારો ભાગ લેતા હતા, પોતે પોતાના તરફથી દ્રવ્યની મદદ કરવા ઉપરાંત જાત મહેનત કરીને બીજાઓ પાસેથી દુકાળ વિગેરેના પ્રસંગોએ સારી મદદ અપાવતા હતા. તેમના પગલે પગલે ચાલીને જેસંગભાઈએ સારી કીર્તિ તથા પૈસો સંપાદન કરેલો છે.

ગુજરાતી ચાર ચોપડીનોજ ફક્ત અભ્યાસ કરીને જેસંગભાઈએ પોતાની બાર વરસની કુમળી વયે ધંધાની શરૂઆત કરેલી હતી.

સંવત ૧૯૫૬ માં કાઠીયાવાડમાં સખત દુકાળ પડવાથી તે વખતના પોલીટીકલ એજંટે દેવામાં ડુબી ગયેલા કેટલાક ગરાસીયા તથા રજવાડાઓના હિતના માટે બાપનું દેણું દિકરાએ નહિં આપવું એવો કાયદો કરવાથી જેસંગભાઈ શેઠે રજવાડાઓની સાથેનું કામ છોડી દીધું અને કોટન કમીશનનું કામ શરૂ કર્યું. જે કામ તેઓ છુપી રીતે દસ વરસ થયાં કરતા હતા, પરંતુ સંવત ૧૯૫૫ માં બધા ભાઈઓ જુદા પડવાથી, પોતાના કાકાના દિકરા આત્મારામને સાથે રાખી જાહેર રીતે સારા પાયાપર કામ શરૂ કર્યું. અને આત્મારામ જેસંગભાઈના નામની પેઢી સ્થાપન કરી, રાજકોટ, વઢવાણ, આકોલા, હુબલી અને ખાનદેશ વિગેરે શહેરોમાં તેની બ્રેંચો ખોલી. દસ વરસ આત્મારામની સાથે ભાગીદાર તરીકે ધંધો કર્યા પછી સંવત ૧૯૬૪ માં તેઓ તેમનાથી જુદા પડયા અને જુદાં જુદાં શહેરોમાં બ્રેંચો ખોલી વેપાર ધમધોકાર આગળ ચલાવ્યો.

વેપારના અંગે જેસંગભાઈ શેઠે ગુજરાત, કાઠીયાવાડ તથા કચ્છભુજના રાજા રજવાડાઓ, સદ્‌ગૃહસ્થો તથા વેપારીઓમાં સારી લાગવગ તથા નામના મેળવવા સાથે સારા પૈસા પ્રાપ્ત કરેલા છે.

સંવત ૧૯૭૧ માં તેઓ અત્રેના સુપ્રસિદ્ધ સદ્‌ગૃહસ્થ ખા. બ. રૂસ્તમજી

જહાંગીરજી વકીલની સાથે તેમની "જહાંગીર વકીલ મીલ" ની એજન્સીમાં જોડાયા છે, જેનો વહિવટ તેમના મોટા દિકરા મંગળદાસભાઇ કરે છે, હાલમાં શ્રીમાન રૂસ્તમજી શેઠે ભાવનગરની "વેણીશંકર મીલ" લઇને તે "ન્યુ જહાંગીર વકીલ મીલ" ના નામથી ચાલુ કરી છે, તેની એજન્સીમાં પણ તેમનો ભાગ છે. એ શિવાય નડીયાદની ન્યુ શોરોક મીલમાં પણ તેમનો સારો ભાગ છે, કલ્લોલના પ્રેસમાં પણ તેમનો ભાગ છે, તથા અમદાવાદમાં તેમજ બીજાં કેટલાંક શહેરોમાં તેમના નામની પેઢીઓ છે, તેમજ અમદાવાદમાં મંગળદાસ જેસીંગભાઇના નામની મીલ સ્ટોરની દુકાન છે.

શ્રીમાન જેસંગભાઈ શેઠના મોટા પુત્ર મંગળદાસભાઈ કેળવાયેલા અને સભ્ય ગૃહસ્થ છે, ને વેપારી કામનો તથા મીલ ઉદ્યોગનો તેઓ સારો અનુભવ ધરાવે છે. તેમના બીજા દીકરા મણીલાલ દુકાનનું કામકાજ ચલાવે છે.

રા. રા. જેસંગભાઈ ને મર્હુમ શેઠ મનસુખભાઈ ભગુભાઈની સાથે ઘણોજ સારો સબંધ હતો, અને તેમની સલાહ તથા મદદથી તેઓને ઘણોજ લાભ થયેલો હતો, તેવીજ રીતે હાલ તેમને શેઠ મંગળદાસ ગીરધરદાસની સાથે સારો સબંધ તથા તેમની મદદ છે, જેને માટે તેઓ એ બન્ને ગૃહસ્થોનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

શ્રીમાન જેસંગભાઈ શેઠ સ્વભાવે શાન્ત, સાદા અને પરોપકાર વૃત્તિના છે. તેમણે પોતાના પિતામહ મલીચંદ જેચંદના નામથી રૂા. ૩૦૦૦) ગુજરાત કોલેજને સોંપેલા છે, તેના વ્યાજમાંથી દશાશ્રીમાળી વણિક કોમના વિદ્યાર્થીઓ ને સ્કોલરશીપ આપવામાં આવે છે. તેવીજ રીતે રૂા. ૨૦૦૦) રણછોડલાલ છોટાલાલ હાઇસ્કુલના વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવા માટે રોકેલા છે. તે શિવાય ૧૯૫૬ ના તથા ૧૯૬૯ ના ભયંકર દુષ્કાળમાં ગરીબોને તથા પાંજરા પોળને તેમણે સારી મદદ કરેલી હતી, ૧૯૭૨ માં રાજકોટ, વાંકાનેર, ધોરાજી તથા બીજાં ગામોના ગૃહસ્થોનાં ડેપ્યુટેશન અત્રે આવેલાં ત્યારે તેના ફંડમાં પોતે બનતી મદદ કરવા ઉપરાંત પોતાના જાણ પીછાણવાળાઓમાંથી સારી રકમ તેમણે ભરાવી આપેલ હતી.

શ્રીમાન જેસંગભાઈ એક આગેવાન વેપારી હોવા ઉપરાંત કાઠીયાવાડના રજવાડાઓમાં તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાં, તેમજ અમદાવાદના ગૃહસ્થોમાં ઘણીજ સારી લાગવગ ધરાવે છે, હાલમાં તેઓ સરકાર તરફથી નિકળેલી હિંદી વોર લોન ભરાવવામાં પણ આગેવાની ભર્યો ભાગ લઈ બ્રિટીશ સરકારની બનતી સેવા બજાવે છે. પરમ દયાળુ પરમાત્મા તેમને સહકુટુંબ સુખશાન્તિમાં રાખવા સાથે દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરે, એવી અમારી શુભેચ્છા છે.



શેઠ ગીરધરલાલ અમૃતલાલ દેસાઇ



શેઠ ચમનલાલ ગીરધરલાલ. દેસાઈ

# શેઠ ગીરધરલાલ અમૃતલાલ દેસાઈ.

શેઠ ગીરધરલાલભાઈ જ્ઞાતે દશા ખડાયતા વાણીયા છે, તેમનો જન્મ સંવત ૧૯૦૦ ના વૈશાક વદ ૧૨ ને દિવસે થયેલ હતો. તેમના પિતા ધીરધારનો ધંધો કરતા અને ગીરધરલાલભાઇનો જન્મ થયો તે વખતે તેમની સ્થિતિ સાધારણ હતી.

શેઠ ગીરધરલાલભાઇએ પોતાનો અભ્યાસ ગામઠી નિશાળે શરૂ કરેલ હતો, એ વખતે કેળવણી ખાતાની તદ્દન શરૂઆતજ હતી, અને વેપારી વર્ગનાં માણસો શિવાય બીજા કોઈ પોતાનાં બાળકોને ભાગ્યેજ શિક્ષણ આપતા. ભણતર. પણ જુની ઢબનું અને તે શિખવવાની ઢબ પણ તદ્દન જુદીજ હતી. હાલ જે પહેલી, બીજી, ત્રીજી ચોપડીઓ વિગેરે છે, તેમાંનું કશું એ વખતે હતું નહિ. સંવત ૧૯૧૦ માં ગામડીયા નિશાળ મુકીને ખાડીયામાં આવેલ તુલજારામ મહેતાજીની સરકારી નિશાળમાં તેઓ દાખલ થયા હતા, ત્યાં બાળમિત્ર–એટલે કે હાલના સાતમા ધોરણ–સુધીનો અભ્યાસ કરીને સંવત ૧૯૧૪ માં હાઈસ્કુલમાં દાખલ થયા.

હાઈસ્કુલમાં દાખલ થયા પછી થોડું ઘણું જ્ઞાન સંપાદન થવાની સાથેજ તાર લખવા વાંચવાનું શરૂ કરીને પોતાના પિતાજીની સાધારણ સ્થિતિમાં તેમને મદદ કરવા લાગ્યા. અને સાથે સાથે અભ્યાસ પણ ચાલુ રાખ્યો, પરંતુ પિતાની સાધારણ સ્થિતિને લીધે અભ્યાસ વિશેષ લંબાવી શકાય તેમ નહિ હોવાથી સંવત ૧૯૧૭ માં અંગ્રેજી ત્રણ ચોપડીનો અભ્યાસ પુરો કરીને નાણાવટીને ત્યાં વાર્ષિક ફક્ત ત્રીસ રૂપિયાથી ગુમાસ્તી રહ્યા.

એ વખતે અનાજ, ઘી, દુધ તથા શાકપાન વિગેરેની અતિશય સોંઘવારી હોવાને લીધે માણસને ઘર ખર્ચ વિશેષ થતો નહિ, અને તેથી એ વખતના પગાર પણ બહુજ ટુંકા હતા, તે છતાં પણ માણસોમાં પ્રમાણિકપણું એટલું બધું હતું કે શેઠનું તમામ કામ વાણોતર હસ્તકજ રહેતું, ગીરધરલાલભાઈના કામથી અને તેમની હુંશિયારીથી શેઠ બહુજ ખુશી રહેતા અને તેથી એક વરસ વીત્યા પછી પોતાના ધંધામાં ફક્ત લાભ આવે તેમાંજ તેમનો ચાર આના ભાગ કરી આપ્યો.

આ ગુમાસ્તીથી ગીરધરલાલભાઈને સારો લાભ હતો, પરંતુ બચપણથી રૂના વેપારીઓના ભાવપાડના તાર વાંચેલા લખેલા હોવાથી, તેમના મગજપર પણ રૂના ધંધાનાજ સંસ્કાર થયેલા હતા. અને તેથી સંવત ૧૯૨૬ ની સાલમાં રૂની દલાલીનો ધંધો તેમણે શરૂ કર્યો.

આ ધંધામાં શ્રીમાન શેઠ સાહેબ રણછોડલાલભાઇએ તથા શેઠ બહેચરદાસ લશ્કરીએ શરૂઆતમાં તેમને બહુજ સારી મદદ કરી હતી.

આ ધંધાથીજ ગીરધરલાલભાઈની સ્થિતિ સુધરી અને પૈસાદારમાં તેમની ગણના થવા માંડી. સારી આવક થવાથી ગીરધરલાલભાઈનું હૃદય પણ ઉદાર થયું અને સંગે પ્રસંગે અનેક માણસોને તેઓ પોતાથી બનતી મદદ કરવા લાગ્યા.

ઈશ્વરની ગતિ અકળ છે, આ પ્રમાણે ધંધાની સરખાઇને લીધે ગીરધરલાલભાઈ સુખચેનમાં પોતાનો વખત વ્યતિત કરતા હતા, દરમ્યાન તેમના મકાનમાં એક ભયંકર આગ લાગી અને આશરે ત્રીસેકહજારની નોટો તથા તેમનાં કુટંબનાં બે ત્રણ માણસો એ આગમાં ભસ્મીભૂત થઈ ગયાં, અધૂરામાં પુરૂં સંવત ૧૯૫૨ માં તેમનાં પત્ની પણ સ્વર્ગમાં સીધાવી ગયાં!

આફતના આવા સજ્જડ ફટકા લાગવા છતાં શ્રીમાન ગીરધરલાલભાઈએ પોતાના મનોબળના પ્રભાવથી, તથા ઈશ્વરપરની અડગ આસ્થાને લીધે એ દુઃખને ગણકાર્યું નહિ.

તેમનાં પત્ની ગુજરી જવાથી તેમના કેટલાક લાગતા વળગતા મિત્રોએ તથા તેમનાં સગાં સબંધીઓએ તેમને બીજી સ્ત્રી કરવાનું કહ્યું, પરંતુ દીર્ઘદૃષ્ટિ અને લાંબા અનુભવના પ્રભાવે તેમને તેમ કરવું યોગ્ય લાગ્યું નહિ, અને તેથી બીજી સ્ત્રી કરવા ચોખ્ખી ના પાડી દીધી.

પોતે પુખ્ત ઉમરના થયેલ હોવા સાથે પોતાના ચી. ને કોઈ સારા અને સ્વતંત્ર ધંધાપર લગાડી દેવાની ઈચ્છાથી તેમણે સંવત ૧૯૬૫ ની સાલમાં રૂની દલ્લાલીનો ધંધો પડતો મુકીને "આસ્તોડીયા મેન્યુફેકચરીંગ કંપની" એ નામની એક મીલ સ્થાપેલ છે.

શેઠ ગીરધરલાલભાઈની ઉમર અત્યારે લગભગ પોણોસો વર્ષની હોવા છતાં, તેમની શારીરિક તન્દુરસ્તી બહુજ સારી છે. તેમજ તેમના ધાર્મિક તથા વ્યવહારિક વિચારો પણ સારા અને શિખામણ લેવા લાયક છે.

પરમ દયાળુ પરમાત્મા તેમને સહકુટુંબ સદા સુખશાન્તિમાં રાખે એવી અમારી ખરા અંતઃકરણની પ્રાર્થના છે.

**શેઠ ચમનલાલ ગીરધરલાલ દેસાઇ.**

શેઠ ગીરધરલાલ અમૃતલાલ દેસાઈના પુત્ર ચમનલાલભાઈનો જન્મ સંવત ૧૯૪૮ ના ભાદરવા સુદ બારસ (વામનદ્વાદશી) ને દિવસે થયેલ હતો.

પાંચ વરસની ઉમરે ગુજરાતી અભ્યાસ તેમણે શરૂ કર્યો હતો, અને ગુજરાતી પાંચ ધોરણ પુરાં કરીને અંગ્રેજી હાઈસ્કૂલમાં દાખલ થયેલા હતા, ત્યાં મેટ્રિક સુધી અભ્યાસ કરીને તેઓ મીલ ઉદ્યોગમાં જોડાઈ ગયેલા છે.

વીસ વરસની કુમળી વયે મીલ ઉદ્યોગ જેવા જોખમી ધંધામાં તેઓ જોડાઈ ગયા, એજ તેમની અક્કલ હુશિયારીની સાબિતીને માટે પુરતું છે.

ચમનલાલભાઇની ઉમર અત્યારે ફક્ત પચીસ વરસની છે, તે છતાં પણ તેમણે પોતાની મીલનો તમામ વહિવટ સંભાળી લીધેલો છે, અને કાળજીપૂર્વક મીલ ચલાવે છે.

મીલનો તથા વ્યવહારિક બાબતોનો તમામ વહિવટ ચમનલાલભાઇએ સંભાળી લઇને પોતાના પિતાશ્રીને નિવૃત્તિથી ઈશ્વિર ભજન કરવાનો સુયોગ પ્રાપ્ત કરાવેલ છે, તે ખાતે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન ચમનલાલભાઇનો સ્વભાવ બહુજ શાન્ત અને ગંભીર છે, તેમજ તેઓ હૃદયના ઉદાર, કદરદાન અને વિવેકવાળા છે, એમની મુલાકાતથી કોઈ પણ માણસને સંતોષ થયા વગર રહેશે નહિ.

શ્રીયુત ચમનલાલભાઇને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે, તથા સર્વદા સુખ શાન્તિમાં રાખે એવી અમારી નમ્ર પ્રાર્થના છે.



# શેઠ ચમનલાલ હરિલાલ નગરીવાળા.

રા. રા. ચમનલાલભાઈ જ્ઞાતે વીસા દીસાવળ મેસરી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૪ ના આસો સુદ ૪ ના રોજ અમદાવાદ શહેરમાં થયેલો હતો, એમના પિતા શરાફ હતા, તેમની પેઢી હરિલાલ ગોકળના નામની હજુ પણ છે, અને શ્રીયુત ચમનલાલભાઈ તથા તેમના ન્હાનાભાઈ પોપટલાલભાઈ એ પેઢીનો વહિવટ કરે છે.

ચમનલાલભાઇએ ગુજરાતી પાંચ ધોરણ અને અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યા પછી અભ્યાસ આગળ લંબાવવા માટે તેઓ ગુજરાત કોલેજમાં દાખલ થયેલા હતા, પરંતુ અનુકૂળતા નહિ હોવાથી એકાદ વર્ષ પછી તેમણે અભ્યાસ બંધ કરેલો હતો.

ધંધાની શરૂઆત તેમણે પોતાની પચીસ વરસની વયે એટલે કે સંવત ૧૯૫૯ માં કરેલી હતી, અને પ્રથમ પોતાના પિતાની પેઢી પર તેઓ જતા હતા, ત્યાં લગભગ ચારેક વર્ષ કામ કરી કેટલોક અનુભવ મેળવ્યા પછી સંવત ૧૯૬૩ ની સાલમાં તેમણે ગોવિંદલાલ ગીરધરલાલની સાથે ભાગમાં "નેશનલ મીલ" નામની એક મીલ સ્થાપન કરેલી હતી, એ મીલને ધીમે ધીમે વધારીને હાલ ઘણા સારા પાયાપર મુકેલી છે.

શ્રીયુત ચમનલાલભાઇને એક મોટા અને એક નાના એવી રીતે બે બીજા ભાઇઓ છે, જેમાં મોટાભાઈ માણેકલાલની તબીયત નાદુરસ્ત રહે છે, ન્હાના ભાઈ પોપટલાલ એક કેળવાયેલા અને સભ્ય ગૃહસ્થ છે, તેઓ પોતાના વડિલ ભાઈને મીલના કામમાં મદદ કરવા ઉપરાંત પેઢીનું કામ પણ તેઓજ કરે છે. ચમનલાલભાઇને સંતતિમાં એક પુત્ર અને ચાર ચાર પુત્રીઓ હૈયાત છે, તેમના પુત્રની ઉમર નવેક વરસની છે, અને તે વિદ્યાભ્યાસ કરે છે.

શ્રીમાન ચમનલાલભાઈ એક કેળવાયેલા અને સભ્ય સદ્‌ગૃહસ્થ છે. તેમનો સ્વભાવ શાન્ત, ગંભીર અને મિલનસાર છે, તેઓ સાદા અને ગરીબો પ્રત્યે માયાળુ છે, તેમનું અંતઃકરણ દયાળુ હોવાથી ગરીબ અને નિરાધાર માણસોને તેઓ વખતો વખત પોતાથી બનતી સહાયતા આપે છે.

પરમાત્મા તેમને સહકુટુંબ સર્વદા સુખ શાન્તિમાં રાખે એવી અમારી ખરા અંતઃકરણની પ્રાર્થના છે.



શેઠ ચમનલાલ હરિલાલ નગરીવાળા.



શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઈ.

# શેઠ ચુનીલાલ નગીનદાસ ફુલચંદ ચીનાઈ.

શ્રીયુત ચુનીલાલભાઈ જ્ઞાતે દશા દિસાવાળ વણિક ગૃહસ્થ છે. એમનો જન્મ વિક્રમ સંવત ૧૯૦૮ ના જેઠ સુદ બીજને દિવસે અમદાવાદ શહેરમાં કાળુપુરમાં આવેલી ખજુરીની પોળમાં તેમના વડિલોપાર્જીત મકાનમાં થયો હતો. એમના જન્મ વખતે એમના પિતાની આબરૂ સારી હતી, અને તેઓનું કુટુંબ ઉચ્ચ કુટુંબોમાં ગણાતું હતું.

શ્રીયુત ચુનીલાલભાઈ બાલ્યાવસ્થાથીજ ઘણા રમતીયાળ, છતાં સ્વભાવે ચંચળ, ખંતીલા અને ઉમંગી જણાતા હતાં. પોતાના ગુજરાતી અભ્યાસ દરમ્યાન ખાસ કરીને ગણિતના અભ્યાસમાં તેમણે સારી નિપુણતા મેળવી હતી, જે ભવિષ્યમાં વ્યાપારના કામમાં તેમને ઘણી ઉપયોગી થઈ પડી. શાળાના અભ્યાસથીજ તેમની મહત્વાકાંક્ષા, બીજા પર દાબ બેસાડવાની શક્તિ, પ્રમાણિકતા અને ધાર્મિક વૃત્તિઓ સારી રીતે જણાઈ આવતી હતી.

શ્રીયુત ચુનીલાલભાઈની ઉમર જ્યારે ૧૯ વરસની થઈ ત્યારે તેમના પિતાએ મુંબાઈમાં એક પેઢી સ્થાપી મોટા પાયા પર રેશમની આડતનો ધંધો શરૂ કર્યો હતો.

સંવત ૧૯૩૨ માં ચુનીલાલભાઈના પિતા શેઠ નગીનદાસનો સ્વર્ગવાસ થયો, તે વેળાએ ચુનીલાલભાઈની ઉમર માત્ર ૨૫ વરસની હતી. પિતાના અનિવાર્ય અને અણધાર્યા અવસાનથી તેમની પેઢીનો સર્વ બોજો ચુનીલાલભાઈના શિરે આવી પડયો.

એ વ્યાપારનું સુકાન ચુનીલાલભાઈના હસ્તમાં આવ્યા પછી ૧૧ વરસની મુદતમાં પોતાના પ્રસ્તુત ધંધામાં તેમણે સારો યશ તથા પૈસો પ્રાપ્ત કર્યો, અને એ ધંધાને સારા પાયા પર મુકયા બાદ બર્માથી લાકડાંનાં ટીંબરો મગાવી તેનો પણ વેપાર શરૂ કર્યો.

આ પ્રમાણે એકલે હાથે પોતે બે ધંધાના સુકાની બન્યા. બીજાં ચાર વરસમાં એમણે પોતાના ધંધામાં એટલી બધી કુશળતા મેળવી કે પોતાનો વ્યાપારિક સંબંધ ચીન સાથે જોડી ત્યાંથી રેશમ ખરીદવા માંડયું અને તેને અંગે બંગાળા ઈલાકામાં કલકત્તા, રામપુર, બેલીઆ, જંગીપુર, માલદા અને બેલડાંગામાં પેઢીઓ ખોલી મ્હોટા જથ્થામાં વ્યાપાર ચલાવ્યો, અને ટુંક મુદતમાં મદ્રાસ ઈલાકામાં પણ પોતાના માલનો સારો પગ પેસારો કર્યો.

સંવત ૧૯૬૬ માં તેમણે પોતાના વડિલ પુત્ર શ. જીવણલાલભાઇને વ્યાપારની વિશેષ માહિતી મેળવવા ચીન તથા જાપાન મોકલ્યા અને સંવત ૧૯૬૮ માં ચીનના શાંગાહી બંદરમાં પોતાની પેઢી ખોલી.

પોતાની જ્ઞાતિમાં હિંદુસ્તાન બહાર મુસાફરી કરવાની પહેલ શેઠ ચુનીલાલે પોતાના ઘરમાંથી કરી છે, તે પરથી તેમની સાહસિક વૃત્તિ તથા નિર્ભયતા સ્પષ્ટ જણાઈ આવે છે.

ચુનીલાલભાઈની આર્થિક સ્થિતિ તેમના જન્મ વેળાએ સાધારણ હતી, પરંતુ તેમણે પોતાની જાતમહેનત, બુદ્ધિબળ અને સાહસિકપણાના યોગે સારૂં દ્રવ્ય સંપાદન કરેલું છે. દેશના વ્યાપારી કુનેહ ધરાવનાર સાહસિક વ્યાપારીઓ માં આ શેઠની ગણત્રી કરવામાં અતિશયોક્તિ ગણાશે નહિ.

સ્વહસ્તે મેળવેલ દ્રવ્યનો સ્વહસ્તે સદ્વ્યય કરવામાં પણ તેમણે સારી ઉદારતા બતાવેલી છે. જાતમહેનતથી દ્રવ્ય પ્રાપ્ત કરનાર તેનો સારો ઉપયોગ કરી શકે છે એ સુત્રની સત્યતા એમના જેવાના જીવન પ્રતિ દૃષ્ટિ ફેંકતાં પ્રત્યક્ષ થાય છે.

સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે ઘણાં ગરીબ કુટુંબોને તેમણે ગુપ્ત તથા જાહેર રીતે અન્નદાન આપી સારી મદદ કરી હતી, અને હજુ પણ કેટલાંક ગરીબ કુટુંબોને ગુપ્ત રીતે તેમના તરફથી મદદ મળ્યા કરે છે, એવું અમારા સાંભળવામાં છે, મારવાંડ જેવા દૂરના પ્રદેશમાં પણ તેમણે પોતાનો ઉદાર હસ્ત લંબાવેલો છે.

તેમની ૪૮ વરસની વયે તેમનો વ્યાપાર સંપૂર્ણ જાહોજલાલીમાં આવ્યો હતો, અને ત્યારથી સખાવતનાં ઝરણો તેમના હૃદયમાંથી સતત વહ્યા કરે છે, તેમનાં ઘણાંખરાં સખાવતી કાર્યો જાહેર છે.

શ્રીયુત ચુનીલાલભાઈ ધનવાન, કુટુંબવત્સળ અને કીર્તિવાન હોવા છતાં નિરાભિમાની છે. સાંસારિક સુખો, સારી સંપત્તિ, માન આબરૂ તથા પુત્ર પૌત્રાદિક સર્વ અનુકૂળતા હોવા છતાં તેમના અંતરમાં અભિમાને પ્રવેશ કરેલો નથી, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે, સ્વજ્ઞાતિની સેવા કરવામાં પણ તેઓ સારો ઉત્સાહ ધરાવે છે, અને જ્ઞાતિહિતને માટે તેઓ તન, મન ધનથી સારો યત્ન કરે છે.

શ્રીયુત ચુનીલાલભાઇને બે પુત્રો છે, અને એ બે પુત્રોને ત્યાં પણ પુત્રો છે, તેમના પૌત્રમાંના એક ભાઈ ચમનલાલ જીવણલાલ એક સાહસિક યુવક છે. તેમણે મુંબાઈમાં રહી મેટ્રિક સુધી અભ્યાસ કરી અભ્યાસ અને વ્યાયામ

માટે ઘણા ચાંદ મેળવેલ છે. ઈ. સ. ૧૯૧૫ માં તેમણે મુંબઈમાં દિવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામના પ્રમુખપણા નિચે પોતાનો રચેલ "કરૂણાજનક" નામનો ખેલ મુંબાઈના કેટલાક આગેવાન શ્રીમંતોના પુત્રોની મદદથી દેશભક્ત ગોખલેના સ્મારક ફંડના લાભાર્થે સારી રીતે ભજવી બતાવીને તેની આવકમાંથી રૂાં. ૮૦૦)ની રકમ ધર્માદા ખાતે આપેલી હતી.

તેઓ સાહિત્યના ક્ષેત્રમાં પણ સારો ભાગ લીએ છે, કુમુદકળા નામની એક સામાજીક નવલકથા તેમણે રચીને પ્રસિદ્ધ કરી છે, અને થોડા વખત પહેલાં શેકસપીયર વિરચિત "રેપ ઓફ લ્યુક્રિસ" નામના પુસ્તકનું ભાષાંતર કરેલ છે, જે હજુ અપ્રસિદ્ધ છે.

રા. ચમનલાલભાઈની ઉમર આશરે વીસેક વરસની છે, અને આટલી ન્હાની ઉમરમાં તેમની કારકિર્દિ ખરેખર પ્રશંસાપાત્ર છે, હાલ તેઓ અમદાવાદમાં રહે છે, અને પોતાના પિતાના આશ્રય હેઠળ "દેસાઈ ચીનાઈની કંપની"એ નામની સુતરની પેઢી સ્થાપી સુતરનો વેપાર કરે છે.

શ્રીયુત ચુનીલાલભાઈને અત્રેના સુપ્રસિદ્ધ મીલ એજન્ટ શ્રીમાન શેઠ મંગળદાસ ગીરધરદાસની સાથે સારી મૈત્રી છે, અને તેમની સાથે અમદાવાદ તથા મુંબાઈની મીલોનું કાપડ વેચવાનો ધંધો મુંબઈમાં શરૂ કર્યો છે, જેનું તંત્ર રા. ગોરધનદાસ કેશવલાલ નામના યુવાન ગૃહસ્થ ચલાવે છે.

શ્રીયુત ચુનીલાલભાઈ કેટલીક મીલોમાં સારૂં હિત ધરાવે છે, અને કેટલીક મીલોના તેઓ ડાયરેકટર પણ છે, હાલ તેઓ પોતાના ઉદ્યમનો સર્વ વહિવટ પોતાના સુપુત્રોને સોંપી પોતાના દિવસો નિવૃત્તિથી પોતાના વિસ્તૃત કુટુંબ કબીલા સાથે આનંદ પૂર્વક વ્યતિત કરે છે.

એમનું આ વૃત્તાંત પૂર્ણ કરતાં પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે લોક હિતનાં પ્રશંસાપાત્ર કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# શેઠ સારાભાઇ ડાહ્યાભાઈ.

અમદાવાદની પ્રખ્યાત મીલ સ્ટોર સપ્લાયરની એચ. એમ. મ્હેતાની કંપનીના એજન્ટ શેઠ સારાભાઈનો જન્મ સંવત ૧૯૪૩ ના ભાદરવા વદ ૯ ના દિવસે થયો હતો, પાંચ વરસની ઉમરે ગુજરાતી અભ્યાસ મ્યુનીસીપાલીટીની નિશાળમાં તેમણે શરૂ કર્યો હતો, ત્યાં પાંચ ધોરણ સુધી અભ્યાસ કરીને સંવત ૧૯૫૩માં ગવર્નમેન્ટ હાઇસ્કૂલમાં તેઓ દાખલ થયા હતા, જ્યાં તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો.

મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી સત્તર વરસની કુમળી વયે તેઓ ધંધામાં જોડાયા હતા, અને શરૂઆતથીજ મીલ સ્ટોર, શેર તથા રૂ વિગેરેના જોખમી ધંધા તેઓ ખેડવા લાગ્યા હતા, ધંધાની શરૂઆત કરી ત્યારે તેમના પિતા અથવા કોઈ વડિલ હૈયાત નહિ હોવાથી તેઓ તદ્દન નિરાધાર જેવાજ હતા, અને ધંધાની શરૂઆતમાંજ તેમને મોટી નુકશાની લાગી હતી.

શ્રીયુત સારાભાઈએ ધંધાની શરૂઆત મીલ સ્ટોર સપ્લાયરથી કરેલી હતી, અને તે ધંધો પોતે એકલે હાથે સંવત ૧૯૬૬ સુધી કરેલો હતો, એ ધંધા ઉપરાંત વચમાં એક વરસને માટે તેમણે કાઠીયાવાડ બેંકના મેનેજર તરીકે પણ કામ કર્યું હતું.

શેઠ સારાભાઈ પ્રત્યે અત્રેના સુપ્રસિદ્ધ મીલ એજન્ટ શ્રીમાન મંગળદાસ ભાઈની સારી ચાહના છે, અને તેથી મંગળદાસભાઈએ મુંબાઈની એચ. એમ. મહેતાની કંપનીની એજન્સી લીધી તેમાં તેમણે સારાભાઇને એ કંપનીના મેનેજર તરીકે નિમેલા છે, શેઠ સારાભાઈ પણ એ જગ્યા ઘણીજ ખંત અને બાહોશીથી ચલાવે છે.

શ્રીમાન મંગળદાસ ભાઈની સારાભાઈ પ્રત્યે સારી લાગણી અને સહાયતા છે, અને સારાભાઈ પણ પણ તેમની ઉત્તમ સલાહ અને સહાયતાને માટે તેમનો મોટો આભાર માને છે.

શ્રીયુત સારાભાઈ સ્વભાવે શાન્ત, મિલનસાર અને વિવેકી વૃત્તિના છે, પોતાના ધર્મની ઉપધાનની ક્રિયા તેમણે થોડાજ વખત પહેલાં ભારે ધામધૂમથી રૂા. દસહજાર ખરચીને કરાવેલ છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમના હસ્તથી આવાં અનેક શુભ કાર્યો થાય અને જગદિશ્વર તેમને દીર્ઘાયુષ્ય બક્ષીસ કરે એવી અમારી શુભેચ્છા છે.

# શ્રીયુત મનસુખરામ કહાનદાસ બિલાડીવાળા.

શ્રીયુત મનસુખરામભાઈ જ્ઞાતે કડવા કણબી હતા, એમનો જન્મ સંવત ૧૮૯૯ ના મહા વદ ૧ ને સોમવારના રોજ થયેલો હતો, તેમના વડવાઓ બિલાડીવાળાના નામથી ઓળખાતા હતા, અને તેમના વંશજો પણ હજુ એ નામથી જ ઓળખાય છે. મનસુખરાભાઈના પિતાની શરાફની પેઢી હતી, જે હજુ પણ છે.

મનસુખરામભાઇએ જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કર્યાબાદ તેઓ પોતાના વેપાર વણજમાં જોડાયા હતા, અને મુંબઈ, ધોલેરા, તથા માંડળ વિગેરે સ્થળોની પોતાની પેઢીઓનો વહિવટ કરતા હતા. શરાફની પેઢી ઉપરાંત તેઓ બીજો પણ ધંધો કરતા હતા, રૂના વેપાર અને આડતમાં તેમની સારી નજર પહોંચતી હતી, અને એ ધંધામાં તેમણે ઘણીજ સારી કમાણી કરેલી હતી.

શ્રીયુત મનસુખરામભાઈ મુસાફરી અને જાત્રાના બહુજ શોખીન હતા, અને તેથી વખતો વખત તેઓ સારાં સારાં પવિત્ર સ્થળોની જાત્રા કરવા જતા હતા, તેમનું અંતઃકરણ પરોપકાર વૃત્તિવાળું હોવાથી જાત્રાના પ્રસંગે તેઓ પોતાથી બનતું દાન પુન્ય કરતા હતા. શંકરના તેઓ અનન્ય ભક્ત અને પરમ આસ્તિક હતા. મનસુખરામભાઈએ સખાવતનાં ઘણાં જાણવા જેવાં કાર્યો કરેલાં છે, અને હજારો રૂપિયા ધર્મદાનમાં વાપરેલા છે. તેમનાં કેટલાંક સખાવતનાં કાર્યોની નોંધ નિચે પ્રમાણે છે.

અમદાવાદ શહેરની અંદર દરિયાપુર દરવાજા બહાર એક વિશાળ જગ્યા લઈને "બિલાડીવાળાનો બાગ" એ નામની એક સુંદર અને ભવ્ય જગ્યા તેમણે બંધાવેલ છે, એ જગ્યાના આગળના ભાગમાં એક સુંદર બગીચો અને બેઠી બાંધણીનો એક નાજુક બંગલો તેમણે પોતાના તથા પોતાના વંશ વારસોના ઉપયોગને માટે બંધાવેલ છે. એ બંગલાના પાછળના ભાગમાં શ્રી મહાદેવજીનું એક સુંદર દેવાલય બંધાવીને સંવત ૧૯૪૨ ના જેઠ સુદ બીજના રોજ તેની અંદર "શ્રી મનકેશ્વર" મહાદેવની સ્થાપના કરેલી છે જેના નિભાવ માટે વાર્ષિક રૂ. ૨૫૦૦)ની આવકવાળું મનસુખપરૂં નામનું ગામ વસાવેલ છે. તેની ડાબી બાજુમાં સનાતન ધર્મના સાધુ સન્યાસીઓ અને બ્રહ્મચારીઓને માટે "મુક્તાશ્રમ" બંધાવેલો છે; તેમજ ફરતી ધર્મશાળા સ્થાપેલી છે, તેમજ રૂા. ૪૦૦૦) ખરચીને દાળીયાનું સદાવ્રત બાંધેલું છે. આ જગ્યામાં દર વરસે શ્રાવણ માસના પ્રથમ સોમવારે મોટો મેળો ભરાય છે, અને શહેરનાં હજારો માણસો દર્શનાર્થે ત્યાં આવે છે. એ વખતે તથા બીજા અન્ય શુભ પ્રસંગોએ શ્રી મનકેશ્વર મહાદેવને શૃંગાર ધરાવવામાં આવે છે. એ શૃંગાર સોના ચાંદીનો બના-

વેલ છે, અને મનસુખરામભાઇએ તે ઘણુજ ઉત્સાહપૂર્વક બનાવરાવેલ છે. તેની પાછળ લગભગ રૂા. ૭૦૦)નો ખર્ચ થયેલ છે, એ શૃંગારમાં મહાદેવજીનું મ્હોરૂં તથા મુગટ ખાસ આકર્ષક અને ભવ્ય છે.

તે શિવાય ઉંટડીયા મહાદેવ નામના પવિત્ર સ્થળે પોતાના પિતાએ બંધાવેલા શિવાલયનો જીર્ણોદ્ધાર કરી યાત્રાળુઓ માટે ત્યાં આગળ ધર્મશાળા બંધાવેલ છે, અને તે ખાતે રૂા. ૪૦૦૦)નો ખર્ચ કરેલ છે, તથા અમદાવાદની હરમાનની પોળવાળા શ્રી ગોપનાથ મહાદેવમાં કામનાથ મહાદેવના શિવાલયનો જીર્ણોદ્ધાર કરાવવામાં પણ રૂા. ૧૫૦૦) વાપરેલા હતા. તેમજ શાહપુર લત્તામાં પરબડી પાછળ રૂા. ૭૦૦) તથા દુધેશ્વરના આરે વિસામો બંધાવવામાં રૂા. ૫૫૧) ખરચેલા હતા. તે શિવાય રૂા. ૮૯૦૦) માંડળ ગામના મહાજનને તે ગામમાં કાયમને માટે સદાવ્રત આપવા માટે સંવત ૧૮૮૨ની સાલમાં સુપ્રત કરેલા છે. વિદ્યા વૃદ્ધિનાં કાર્યોને ઉત્તેજન આપવા માટે પણ તેમણે રૂા. ૧૦૦૦) ગુજરાત વર્નાકયુલર સોસાઇટીને સંવત ૧૯૦૧ માં સુપ્રત કરેલા છે, તે એવી સરતે કે ૫૦૦) રૂા. ના વ્યાજમાંથી સંસ્કૃત શાળાના ગરીબ વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવું અને ૫૦૦)રૂા.ના વ્યાજમાંથી મ્યુનીસીપલ સ્કૂલોના ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ અપાવવી. ઉપર જણાવેલ રકમો ઉપરાંત મથુરાં અને કાશીનાં પવિત્ર સ્થળોએ યાત્રાળુઓ માટે ઉતારા તથા શિવાલય બંધાવવામાં તથા અસારવા સ્ટેશન નજીક શિવાલય અને ધર્મશાળાના જીર્ણોદ્ધારમાં તેમણે સારી રકમ ખરચેલી છે.

આ પરોપકારી પુરૂષ પોતાની પાછળ ત્રણ પુત્ર રત્નો મુકી સંવત ૧૯૫૮ ના માગસર વદ ૨ના રોજ ૫૯ વરસની વયે સ્વર્ગવાસી થયેલા છે. તેમના અવસાન વખતે તેમના મોટા પુત્ર મોતીલાલભાઇની ઉમર ૧૫ વરસની, બીજા પુત્ર અંબાલાલભાઇની ઉમર તેર વરસની અને નાના પુત્ર દામોદરદાસની ઉમર નવ વરસની હતી. એ ત્રણ ભાઈઓમાંથી નાના દામોદરદાસ સંવત ૧૯૬૭ ના પોષ સુદ સાતમના રોજ અઢાર વરસની નાજુક વયે સ્વર્ગવાસી થયેલા છે, તેમને ફોટોગ્રાફરના કામનો શોખ હોવાથી તેમની યાદગીરીમાં તેમની પાછળ તેમના ભાઈઓએ નડીયાદ હિંદુ અનાથાશ્રમને કેમેરો વિગેરે ભેટ આપેલ છે, તથા રૂા. ૫૦૦૦) ખરચીને શ્રી મનકેશ્વર મહાદેવની જગ્યામાં "ધાર્મિક શ્રી ગ્રંથાલય" ૧૯૭૨ના જેઠ સુદ ૨ના રોજ સ્થાપેલ છે.

શ્રીયુત મોતીલાલભાઈ ઘણા લાયક સદ્‌ગૃહસ્થ છે, અને પોતાના પિતાએ સ્થાપેલ સખાવતનાં કાર્યોમાં તેમણે ઘણા સુધારા વધારા કરેલા છે તેમજ પોતે પણ પોતાના પિતાના નામથી કડવા પાટીદાર હિતવર્ધક મહામંડળમાં રૂા. ૧૫૦૦) તથા કડવા પાટીદાર સમાજ ફંડમાં રૂા. ૨૦૦) આપેલા છે.

# શ્રીયુત ભાઇશંકર નાનાભાઇ સોલીસીટર. જે. પી.

અમદાવાદના એક આગેવાન શહેરી, મ્યુનીસીપાલીટીના માજી પ્રમુખ અને મુંબાઈના પ્રખ્યાત સોલીસીટર તથા જસ્ટીસ ઑફ ધિ પીસ શ્રીમાન ભાઈશંકર ભાઈ જ્ઞાતે રાયકવાળ બ્રાહ્મણ છે, એમનો જન્મ અમદાવાદ જીલ્લાના દસક્રોઈ પ્રગણાના ભુવાલડી નામના એક ન્હાના ગામમાં સંવત ૧૯૦૧ ના શ્રાવણ સુદ ૧૦ ને બુધવારના રોજ થયેલો હતો.

એમના વડિલોની સ્થિતિ ઘણી સાધારણ હતી, અને તેથી બાલ્યાવસ્થા માં ભાઈશંકર ભાઈ ગરીબ હાલતમાં ઉછરેલા હતા, તેમણે પોતાનો વિદ્યાભ્યાસ પોતાનાં કાકા રા. રા. ધનશ્યામ ભટ્ટની દેખરેખ નિચે શરૂ કરેલો હતો, અને થોડા વખત પછી અભ્યાસ માટે તેમને અમદાવાદ લઈ જવામાં આવ્યા હતા.

પોતાના વડિલોની ગરીબ સ્થિતિ લક્ષમાં લઇ ભાઈશંકર ભાઈ અભ્યાસ દરમ્યાન પણ ગૃહસ્થોના છોકરાઓને ટયુશન આપી ૧૪ વર્ષ જેટલી ન્હાની ઉમરથીજ ઘર ખરચમાં મદદ કરતા હતા, એમ કરતાં કરતાં તેમને સ્વ. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની સાથે, તેમના જયેષ્ટ પુત્રને તેઓ શિખવવા જતા હોવાથી સારી ગાંઠ બંધાઈ તેમની સલાહથી ૧૫ વર્ષની ઉમરે ભાઈશંકર ભાઈએ અંગ્રેજી શિખવાનું શરૂ કર્યું હતું, પરંતુ કુટુંબની ગરીબ સ્થિતિને લીધે તેમને વિદ્યાભ્યાસ પડતો મુકી નોકરી ગ્રહણ કરવાની ફરજ પડી. આ માટે તેમણે તે વખતે લેવાતી તલાટીની પરિક્ષાને માટે તજવીજ કરી, પરંતુ તેમાં નિષ્ફળ થયા. આથી તેમને પોતાની પ્રથમ નોકરી રેલ્વેમાં રૂા. ૨૦ના પગારથી લેવી પડી, જે રેલ્વે તે વખતે નડીયાદથી અમદાવાદ સુધીની સડક બાંધવાને માટે શરૂ થઇ હતી. પરંતુ ગડબડથી કંટાળી ત્રણ મહિના જેટલી ટુંકી મુદતમાં એ નોકરી મુકી દીધી હતી. પછી ભોગીલાલભાઈએ તેમને પોતાની ઈન્કેમટેક્ષ કલેકટરની ઑફીસમાં ૧૨ રૂા. ના પગારની કારકુનની જગ્યા આપી હતી.

દરમ્યાન લલ્લુભાઈ કરમચંદ નામના તેમના એક વણિક મિત્રની મારફતે તેમને અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ દલપતભાઈ ભગુભાઈની સાથે ઓળખાણ થવાથી તેઓ ત્યાં નોકર રહ્યા હતા. ત્યાં તેમની નિડરતા અને બાહોશીના બનાવથી શેઠ દલપતભાઈએ તેમને પોતાની મુંબાઈની દુકાન પર મોકલાવ્યા હતા. થોડા વખત ત્યાં નોકરી કરી કેટલોક અનુભવ મેળવી રાજી ખુશીથી શેઠની રજા લઈ તેઓ સુરતમાં રોયલબેંકના કેશીયરની જગ્યાએ રહ્યા હતા, અને ત્યાંથી પછી તેઓ મુંબઈમાં વિકટોરિયા ફીનાન્સ નામની જોઈન્ટ સ્ટોક કંપનીના મેનેજર થયા હતા.

ત્યાર બાદ તેઓ જુદા જુદા યુરોપીયન સોલીસીટરના હાથ નિચે રહેલા હતા, અને તેમની સોબત તથા સલાહથી કાયદાનો અભ્યાસ શરૂ કરીને ધીમે ધીમે તેમાં સારી પ્રવિણુતા મેળવી હતી, અને કેટલાક મોટા મોટા કેસમાં ફતેહ મેળવી અમદાવાદ તથા મુંબાઈના અગ્રેસર શ્રીમંતોની, કેટલાક રજવાડાઓની અને ગુજરાત કાઠીયાવાડની પ્રજાની સારી પ્રીતિ સંપાદન કરેલી હતી. ઈ. સ. ૧૮૭૭ થી હાઈકોર્ટના વકીલ તરીકે અને ઈ. સ. ૧૮૭૮ થી હાઈકોર્ટના સોલીસીટર તરીકે કામ કરવું તેમણે શરૂ કર્યું હતું. હાલ પણ તેમની સોલીસીટરની પેઢી મુંબાઈમાં છે, અને એક બાહોશ સોલીસીટર તરીકે તેઓ મુંબાઈમાં સારી રીતે પ્રખ્યાત છે.

શ્રીમાન ભાઇશંકર ભાઈ તદ્દન સાધારણ સ્થિતિમાંથી પોતાનીજ અક્કલ હુંશિયારી, જાત મહેનત, ખંત, દીર્ઘદૃષ્ટિ અને બાહોશીથી આગળ વધેલા છે, અને ઘણીજ સારી નામના તથા પુષ્કળ પૈસો સંપાદન કરેલ છે. પોતાને પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો અનેક પ્રકારે સદ્‌વ્યય કરીને તેમણે પોતાનાં માતુશ્રીનું, પોતાનાં ધર્મપત્નીનું અને પોતાનું નામ અમર કરેલું છે.

એમનાં પરોપકારી કાર્યોમાં—અમદાવાદમાં સ્ટેશન સામે બંધાવેલી ભવ્ય ધર્મશાળા, રાયપુર ચકલામાં બંધાવેલ દવાખાનું તથા લાઇબ્રેરી અને અમદાવાદનું સ્મશાન ઈત્યાદિ ખાસ ધ્યાન ખેંચે છે.

તે ઉપરાંત અમદાવાદના એક પ્રજાપ્રિય અને જાહેર પુરૂષ તરીકે પણ તેમણે ઘણીજ સારી નામના મેળવેલી છે. અમદાવાદની અનેક સાર્વજનિક સંસ્થાઓમાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો છે, તેમાં અમદાવાદની મ્યુનીસીપાલીટીના પ્રમુખ, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના આગેવાન, ૧૯૧૨ ના આર્યન બ્રધરહુડની વિરૂદ્ધ અમદાવાદમાં મળેલી સનાતન ધર્મની ગંજાવર સભાના પ્રમુખ અને સ્કૂલ કમિટીના ચેરમેન વિગેરે હોદ્દાઓ ખાસ નોંધ લેવા જેવા છે.

શ્રીમાન ભાઈશંકરભાઈએ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં પણ સારો ભાગ લીધેલો છે. તેમણે કેટલાક મહત્વના ગ્રંથો ઉત્તેજન આપીને પ્રસિદ્ધ કરાવેલા છે. તેમજ "ભાઈશંકર ગ્રંથમાળા" નામનું એક પુસ્તક પોતે પણ પ્રસિદ્ધ કરીને ગુજરાતી સાહિત્યમાં ઉમેરો કરેલો છે.

શ્રીમાન ભાઈશંકરભાઈનાં મકાનો તથા સગાં સંબંધીઓ અમદાવાદમાં છે, અને તેઓ પોતે પણ કેટલેક વખત અમદાવાદમાંજ રહે છે, પરંતુ હાલમાં તેમનો નિવાસ મુંબાઇ ખાતે છે. તેમની ઉમર અત્યારે પોણોસો વરસની વૃદ્ધ હોવા છતાં તેઓ ઘણાં ખરાં કાર્યોમાં સારો આગેવાની ભર્યો ભાગ લે છે. પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘાયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે દેશહિતનાં તથા લોકહિતનાં વિશેષ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.



શ્રીયુત ગોપાળશંકર વેણીશંકર ભચેચ.

માજી હજુર ડેપ્યુટી કલેક્ટર.

# શ્રીયુત ગોપાળશંકર વેણીશંકર ભચેચ.

જામનગરના માજી દિવાન અને અમદાવાદના માજી હજુર ડેપ્યુટી કલે. તથા ઇન્કમટેક્ષ કલેકટર.

શ્રીયુત ગોપાળશંકરભાઈ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ છે, એમનો જન્મ સંવત ૧૯૧૨ સને ૧૮૫૬ ના સપ્ટેમ્બરની ૧૬ મી તારીખે હિંદુઓના પવિત્ર ધામ કાશીમાં થયો હતો. એમના કુટુંબનું નિવાસ સ્થાન પણ એ વખતે તેજ હતું.

એમના પિતા શ્રીયુત વેણીશંકર માનશંકર ભચેચનો શરાફીનો ધંધો હતો, અને તેઓ એક ધનાઢય જમીનદારને ત્યાં મુનીમગીરી પણ કરતા હતા, તેઓ પ્રમાણિક અને ધન કરતાં આબરૂને વિશેષ ચાહનાર ગૃહસ્થ હતા. શ્રીમાન ગોપાળશંકરભાઈના જન્મ વખતે તેમની આર્થિક સ્થિતિ સાધારણ હતી, પરંતુ નીતિ રીતિ અને વટ વ્યવહારમાં એમનું કુટુંબ ઈજ્જતદાર લેખાતું હતું.

શ્રીયુત ગોપાળશંકરભાઈના શિક્ષણની શરૂઆત કાશીમાંજ થયેલી હતી, અને બનારસ કવીન્સ સ્કૂલ જેવી પ્રખ્યાત સ્કૂલનું શિક્ષણ તથા કાશી જેવા પવિત્ર ક્ષેત્રનું વાતાવરણ એ સર્વ સંજોગો તેમના લાભમાં હતા.

કુટુંબનું રહેવાનું સ્થળ કાશીથી અમદાવાદ બદલાતાં મી. ભચેચને પોતાનો અંગ્રેજી અભ્યાસ વિદ્વાન મી. મેકમોર્ડીના હાથ નીચે પુરો કરવા તક મળી હતી, તે વખતે મેટ્રિક પછીનો અભ્યાસ કરવાની કોલેજ મુંબઈમાં હતી અને મુંબઈનું પાણી સારૂં ન ગણાવાથી તેમનો અભ્યાસ આગળ વધી શક્યો નહોતો.

મી. ભચેચની બાલ્યાવસ્થાની બે બાબતો નોંધ લેવા જેવી છે, એક તો તેમની વિદ્યાપરાયણ બુદ્ધિ અને બીજી તેમની સરળ રીતિ. અભ્યાસમાં તેઓ એટલા બધા ચુસ્ત રહેતા કે રમવું, ખાવું, પીવું, હરવું, ફરવું એ બધું અભ્યાસ પછી તેમને રૂચતું હતું, તેમની સરળ રીતિ એ હતી કે દીઠે રસ્તે આવવું અને દીઠે રસ્તે જવું. મતલબ કે બચપણથીજ તેઓ ખટપટથી નિરાળા અને વિદ્યાના વ્યસની હતા. મી. મેકમોર્ડીએ પોતાના ખાસ પ્રીતિપાત્ર શિષ્યોમાં એમની ગણના કરેલી હતી અને તેઓએ મી. ભચેચનું ભવિષ્ય સારૂં ભાખ્યું હતું.

ઓગણીસ વર્ષની કુમળી વયે અભ્યાસ પૂર્ણ કરીને મી. ભચેચ સરકારી નોકરીમાં જોડાયા હતા, એમનું મન જે વિદ્યાને વળગેલું હતું તે ત્યારથી

કામને વળગ્યું, અને કામ પ્રત્યે પણ તેમને ચુસ્ત વૃત્તિ ઉત્પન્ન થઈ. કામમાં કામણ રહેલું છે, કામથી મી. ભચેચને કામનું તત્વ મળ્યું તથા અધિકારીઓની મહેરબાની મળી. તેના પરિણામે મુખ્ય પરિક્ષાઓ આપવા ખાસ પરવાનગી મળી અને ૨૯ વર્ષની ઉમરે કલેરીકલ લાઈનથી હોદ્દેદારની લાઈનમાં જોડાવું થયું, મેળવેલો અનુભવ અને મગજ એમનામાં શક્તિરૂપે વિકાશ પામ્યાં અને ધર્મના ખાતર સાથે રોપાયેલા સદ્‌ગુણના અંકુરો ફુટી નિકળ્યા. સંગીન પણ સરળ કામ તેમના હસ્તે થવા લાગ્યાં અને અસત્ય તથા ખટપટ તેમનાથી દૂર રહેવા લાગ્યાં. સરકારમાં બાહોશ અને વફાદાર નોકર તરીકે તથા લોકોમાં એક ઈન્સાફી અને સ્વતંત્ર અમલદાર તરીકે તેઓ પંકાવા લાગ્યા. જુનીયર મામલતદારની જગ્યા પર તેઓ હોવા છતાં પોલીટીકલ ખાતામાં હિસાબી કામને માટે તેમની ખાસ નિમણુક થઈ, અને એ કાર્યમાં તેમણે બતાવેલી કુશળતાથી તેમની ઉચ્ચ જગ્યા પર નિમણુક કરી કાઠીયાવાડમાં મોકલવામાં આવ્યા, અને થોડો વખત રાજકોટમાં રહ્યા બાદ જામનગર સ્ટેટના એડમીનીસ્ટ્રેશનમાં તેમની નિમણુક થઈ, એ રાજ્યનું હિસાબ, નાણાં તથા ઉપજ સંબંધી ખાતાંઓનું કામ નવા ધોરણ પર મુકતાં છેવટ તેમને સરકાર તરફથી ત્યાંના દિવાનની જગ્યા મળી, પરંતુ દિવાનગીરીમાં પોતાના ઉપયોગીપણાનો સંકોચ જણાયાથી મી. ભચેચ જીલ્લા સર્વિસમાં પાછા ફર્યા, અને પાછા ફરવામાં બતાવેલી સ્વતંત્રતાએ તેમની ઓળખમાં તેમના ગુણને અગ્રસ્થાન આપ્યું. હજુર ડેપ્યુટી કલેકટર અને ઈનકમટેક્ષ કલેકટર જેવા માનવંત હોદ્દાઓ તેમણે લાંબો વખત સુધી ભોગવ્યા અને નોકરીમાં છેવટ સુધી તેઓ પોતાના કાર્યમાં ચુસ્ત તથા સત્ય અને સ્વતંત્ર માર્ગના હિમાયતી રહ્યા.

તેઓ ઉમર લાયક થવાથી તા. ૧-૪-૧૯૧૪ માં તેમને સરકાર તરફથી પેન્શન આપવામાં આવ્યું, અને પેન્શન મળ્યા પછી તેમના અનુભવ તથા સદ્‌ગુણોને લીધે તેમની એક કરતાં વધારે ઠેકાણેથી માગણી થઈ, પરંતુ તેનો સ્વીકાર કરવાનું તેમને અનુકૂળ ન પડતાં તેમણે પોતાની વિદ્યાર્થી અવસ્થાની વિદ્યાપરાયણ વૃત્તિ અને ગૃહસ્થ અવસ્થાની કાર્યપરાયણ વૃત્તિ વાનપ્રસ્થ જેવી અવસ્થામાં ધર્મપરાયણ કરી નાખી. હજુ પણ તેઓ એક વિદ્યાભ્યાસી છે, અને તેમને પુસ્તક જેવું કોઈ બીજું મિત્ર નથી એમ કહીએ તો ચાલે. હાલમાં તેઓ અમદાવાદમાંજ રહે છે, અને સન્માર્ગે પોતાનું જીવન વ્યતિત કરે છે.

સંતાનમાં તેમને કમળાશંકર નામના એક પુત્ર હૈયાત છે, અને તેમને બે પુત્રીઓ હતી તે યુવાવસ્થામાં સ્વર્ગવાસી થયેલ છે, તેમનાં મ્હોટાં પુત્રી પોતાની પાછળ એક પુત્રી નામે કનુબા મુકી ગયાં છે, જેની ઉમર હાલ ૨૦ વર્ષની છે.

શ્રીમાન ગોપાળશંકરભાઈના પુત્ર કમળાશંકરભાઈની ઉમર પાંત્રીસ વર્ષની છે, અને બી. એ. સુધી અભ્યાસ કરીને તેઓ નિશાળમાં માસ્તર તરીકે નોકરી કરે છે. તેઓ પણ વિદ્યાના વિલાસી છે, અને વખતો વખત માસિકો વગેરેમાં છૂટા છવાયા લેખ લખે છે, અને પુરસદનો વખત પુસ્તક રચનામાં ગાળે છે. તેઓ પણ પોતાના પિતાના જેવા સાદા, નિરાભિમાની અને એકાન્ત પ્રિય વૃત્તિવાળા છે પોતાના કુટુંબની ધાર્મિક વૃત્તિ, તથા ઉજ્વળ યશ, તેઓ પોતે, તથા તેમનાં ધર્મીષ્ટ અને વિચારશીલ પત્ની સૌ મહેન્દ્રબા, તેમજ પરંપરાની રીતિમાં રહી ઉછરતા તેમના બે પુત્રો મી. ચિંત્વનશંકર અને મી. ધ્રુપદશંકર સાચવી રાખશે, અને શ્રીમાન ગોપાળશંકરભાઈએ મેળવેલ ઉજ્વળ આબરૂમાં ઉમેરો કરશે એવી આશા છે.

શ્રીમાન ગોપાળશંકરભાઈને પ્રસિદ્ધિમાં આવવું બહુ પ્રિય નથી. અને તેથી તેમની પરમાર્થિક વૃત્તિ જોઈએ તેવી અજવાળામાં આવી નથી, તો પણ તેમના હસ્તે થયેલાં કેટલાંક સાર્વજનિક કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે. ૧) અમદાવાદમાં સાંકડીશેરીમાં આવેલ પોતાની જ્ઞાતિનાં મકાન અને શિવાલયનો તેમણે જીર્ણોદ્ધાર કરાવી આપેલ છે, તેમજ તે સંસ્થાં પ્રત્યે કાયમને માટે તેમની મદદ જારી છે. ૨) મદન ગોપાળની હવેલી પાસે પોતાનાં એક ગત પુત્રી છનુ બ્હેનના સ્મરણાર્થે પાણીનો એક કુવારો સાર્વજનિક ઉપયોગ માટે બંધાવી તેમણે ખુલ્લો મુકયો છે. ૩) કોલેજમાં પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓને અભ્યાસમાં મદદ કરવા સારૂ એક સ્કોલરશીપ તેમણે સ્થાપેલી છે, સ્ત્રી કેળવણીના તેઓ ખાસ હિમાયતી હોવાથી પોતાની જ્ઞાતિની સુજ્ઞ બ્હેનોને સંસારના વ્યવહારમાં જોડાયા પછી પણ અભ્યાસ વધારવાની તક મળે એવી યોજના કરવા તેઓ ધારે છે.

શ્રીમાન ગોપાળશંકરભાઈ સ્વભાવે શાન્ત, ગંભીર, સાદા, નિરાભિમાની, વિદ્યાવિલાસી અને ધાર્મિક વૃત્તિવાળા એક ખરેખરા લાયક ગૃહસ્થ છે, અમદાવાદના હજુર ડેપ્યુટી કલેકટર તથા ઈન્કમટેક્ષ કલેકટર જેવા મહત્વના અને માનપ્રદ હોદ્દા પરથી પેન્શન લઈ હવે તેઓ વાનપ્રસ્થ અવસ્થા ભોગવે છે જગતને તેમની જે કાંઈ ઓળખાણ છે, તે તેમના હોદ્દા કરતાં તેમના ગુણથી વિશેષ છે, અને ભચેચના નામમાં જે મોહ રહ્યો છે, તે ગુણને લીધેજ છે.

પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે, અને તેમના હસ્તે લોકહિતનાં વિશેષ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

---

# શ્રીયુત બાપુજી જગન્નાથ.

બાપુજીભાઈનું વૃત્તાંત વિસ્તારથી લખવામાં આવે તો તેનું એક પુસ્તક થઈ શકે, પરંતુ અત્રે તો તેમના જીવનની ટુંક નોંધ લેવી પડે છે. એમનો જન્મ થયો ત્યારે આડોસી પાડોસી, સગાં વ્હાલાં, યા ગામનાં માણસોમાંનાં કોઇને પણ એવો ખ્યાલ નહિ હોય કે આ બાળક ભવિષ્યમાં આવીનામના મેળવશે.

શ્રીયુત બાપુજીભાઈ ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણ, એમના પિતાનું નામ જગન્નાથ અને માતાનું નામ લક્ષ્મીબાઈ હતું, તેમનો જન્મ અમદાવાદ નજીક ના સરખેજ ગામમાં સંવત ૧૮૯૬ના શ્રાવણ માસમાં થયેલો જણાય છે.

એમના વડિલો ખેતીનો ધંધો કરતા અને સાધારણ સ્થિતિમાં રહી પોતાનું ગુજરાન ચલાવતા બાપુજીભાઈની શરીર સંપત્તિ બાલ્યાવસ્થાથીજ સારી હતી. દસ વરસની ઉમરે તેમને યજ્ઞોપવિત સંસ્કાર કરવામાં આવ્યો હતો, અને પછી તેજ ગામની હરગોવિંદ મહેતાજીની ગામઠી નિશાળે અભ્યાંસ માટે બેસાર્યા હતા, સાધારણ આંક, બારાક્ષરી અને નામ લખતાં વાંચતા આવડે એટલો અભ્યાસ થયો, દરમ્યાન તેમના વડિલોએ નિશાળ છોડાવી પોતાના ખેતીના ધંધામાં સામેલ કર્યા, આઠ દસ વરસમાં ખેતીનો અનુભવ મેળવી એક હુશિયાર ખેડુત તરીકે પોતાના ભાઇઓને તેઓ મદદગાર થઈ પડયા. તે અરસામાં તેમના પિતા ગુજરી ગયા, તેમની આર્થિક સ્થિતિ સાધારણ હોવાથી સમયાનુસાર સંકોચથી તેમની ઉત્તર ક્રિયા વિગેરેનો ખર્ચ કર્યો.

સાધારણ સ્થિતિ અને પુરતાં સાધનોના અભાવે ખેતીના ધંધામાં કાંઇક દુર્લક્ષ થયું અને ગામના ચાલતા વેપાર તરફ લક્ષ ખેંચાયું. તેમાં તો પૈસા જોઈએ પણ તે મળે નહિ, તેથી સાધન વાળા બીજા બે મિત્રોની સાથે સામેલ થઈ ધોલેરાથી કરીયાણું વિગેરે માલ લાવી વેચવા સાટવા માંડયો, તેમાંથી પુરસદ મળ્યે ઘરના ખેતીના કામમાં પણ મદદ કરતા, અને જરૂર પડે રાત્રે ખેતીના ઉભા પાકનું રક્ષણ કરવા હથિયાર લઈ સીમમાં રાતવાસો રહેતા.

આ પ્રમાણે ચાલુ કરેલા વેપારનું પણ કાંઈ સંતોષકારક પરિણામ આવ્યું નહિ; કારણ કે આ બાબતમાં ઈશ્વરની ઈચ્છા કાંઈ ઓરજ હતી. ભવિષ્યમાં ઉચ્ચ કાર્યો માટે નિર્માયેલ આ વીરલ પુરૂષને ત્રાજવાં કાટલાં ઝાલી નફા તોટા ના વિચારોમાં બેસાડી મેલવાનું ઈશ્વરને નજ રૂચ્યું, અને નોકરી તરફ લક્ષ ખેંચાયું. દલપતરામ પ્રાણજીવન ત્રવાડી ( સરકાર ) તે પ્રસંગે સરખેજમાં સુપ્રસિદ્ધ ગૃહસ્થ હતા, અને અમદાવાદના આગેવાન ગૃહસ્થોમાં તેમની લાગ વગ સારી હતી. એજ અરસામાં અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ લલ્લુભાઈ પાનાચંદ

ના મુનીમ મનસુખરામ બહાદુર કામ પ્રસંગે કાઠીયાવાડ તરફ જતાં સરખેજ માં ત્રવાડીને ત્યાં ઉતરેલા, તેમને એક હુશિયાર માણસની જરૂર હોવાથી ત્રવાડીએ બાપુજી ભાઈ માટે ભલામણ કરી અને તે પરથી ધંધુકા તાલુકાના ગાંફ ગામના ઠાકોરને ત્યાં તેમને રાખવામાં આવ્યા. થોડી મુદત ત્યાં નોકરી કર્યા બાદ સંવત ૧૯૧૮માં બાવીસ વર્ષની ઉમરે તેઓ અમદાવાદ આવ્યા તેજ તેમના ભાગ્યોદયનું ચિન્હ જણાય છે.

સરકારી નોકરીની ઈચ્છા હતી, પણ પુરતો અભ્યાસ નહિ હોવાથી શેઠ છોટાલાલ જમનાદાસ ટંકશાળી અને પછી સ્વ. કીકાભાઈ હરનારાયણ કે જેઓ ટ્રેડીંગ કંપનીમાં મેનેજર હતા તેમને ત્યાં નોકરી કરી કેટલુંક વહિવટી જ્ઞાન મેળવી તે વખતની કોર્ટમાં મુખ્તીયાર વકીલ તરીકે કામ કરવાની સનંદ મેળવી. એ ધંધામાં ઉત્તરોત્તર ફતેહ મળવાથી આર્થિક સ્થિતિમાં સુધારો અને ઉત્સાહમાં વધારો થયો, તેની સાથે તે વખતની મ્યુનીસીપાલીટી અને શહેરમાં થતા નવીન સુધારા વધારાની સંસ્થાઓ અને સભાઓમાં સારી રીતે ભાગ લેવા માંડયો.

સને ૧૮૬૬-૬૭માં તેમની જાહેર હિમ્મત અને જુસ્સો પ્રકાશમાં આવવાનો એક બનાવ બન્યો અને ત્યારથી તેમની ખ્યાતિમાં ઘણો વધારો થયો. એ વખતના અમદાવાદના કલેકટર મી. ઓલીફન્ટની પાસે મુંબઈ બેંક ની અત્રેની શાખાના એજન્ટ મી. વીલસનના સંબંધમાં એક સ્ટામ્પને માટે ફરીયાદ કરવાની બાપુજી ભાઈને જરૂર જણાતાં, તેમણે ફરીયાદ કરી, તે કલેકટરે નહિ સાંભળતાં તેમને ઉલટા ગુન્હેગાર ઠરાવી તેમને પકડવાનું વારંટ કઢાવ્યું. એ બનાવથી હિમ્મત નહિ હારતાં બાપુજી ભાઈએ મુંબઈ જઈ નામદાર ગવર્નર તથા હાઈકોર્ટને રૂબરૂ તેમજ લેખીત અરજીઓ કરી, એ બાબતની ચર્ચા જાહેર પેપરોમાં લાંબા વખત સુધી ચાલી. દરમ્યાન કલેકટર મી. ઓલીફન્ટની બદલી પુના અને તાબાના મી. ડેપ્યુટી માજીસ્ટ્રેટ જગજીવનદાસ ખુશાલદાસની બદલી સુરત થઈ. તેથી બાપુજી ભાઈ મુંબાઇ છોડી અમદાવાદ આવ્યા અને તેમનાપર નિકળેલું વારંટ તે વખતના હજુર ડેપ્યુટી કલેકટર મી. કુંવરજી કાવસજીની કોર્ટમાં તા. ૨૭-૭-૧૮૬૭ના રોજ માંડી વાળવામાં આવ્યું. આ મુશ્કેલીને લીધે મુંબઈ જવાનું થવાથી તેમને ઘણો અનુભવ મળ્યો તેમજ મી. નાનાભાઈ હરિદાસ. તથા તે વખતના ટાઇમ્સ ઑફ ઇન્ડીયાના અધિપતિ અને બીજા પ્રતિષ્ટિત ગૃહસ્થોના સમાગમમાં આવવાથી લાગવગમાં વધારો થયો.

એ અરસામાં વળી એક નવી આફત પ્રજાપર આવી પહોંચી, અમેરિકા

ની લડાઈ બંધ પડવાથી રૂના ભાવ તદ્દન બેસી ગયા અને તેથી ઘણી બેંકો તથા કંપનીઓ ભાગીને પાયમાલ થઈ ગઈ, તે બાબત સરકારમાં ફરીયાદો થઈ, તેમાં પક્ષકારો તરફથી કેટલેક સ્થળે બાપુજીભાઇએ કામ કરી લોકોને સંતુષ્ટ કર્યા. એ કાર્યમાં તેમને આર્થિક લાભ પણ સારો થયો.

સને ૧૮૭૧ માં મુંબાઈમાં "ઈન્ડીયા એસોસીએશન" અને તેની શાખા અમદાવાદમાં સ્થપાઈ. એ વખતે મ્યુનીસીપાલીટીતરફથી પોળમાં ઘર નજીક પાણી તથા કચરો વિગેરે નહિ નાખવાના તથા ડાબા જમણું ચાલવાના કેટલાક નવા કાયદા નિકળેલા, અને તેથી ગરીબ તથા અજ્ઞાન લોકો એ કાયદામાં અજાણ્યે ફસાઈ પડતા અને ભારે દંડને પાત્ર થતા, તે શિવાય ગરીબ ગાડાંવાળાઓને યા બહારગામથી માલ ભરી લાવનાર વેપારીઓના ગાડાંને વેઠની બાબતમાં ઘણી મુશ્કેલીઓ પડતી, તે હરકતો દૂર કરવા બાપુજીભાઈએ સારો પ્રયત્ન કરેલો, એટલુંજ નહિ પણ તેની વિરૂદ્ધ સજ્જડ પોકાર ઉઠાવેલો હતો. તેમનાં એ કામને માટે એસોસીએશન તરફથી તેમનો ઉપકાર માનવાનો લેખીત ઠરાવ કરી નોંધ લેવામાં આવી હતી. તેમજ મુંબઈ એસોસીએશનના સેક્રેટેરી મી. નવરોજજી ફરદુનજીએ વિલાયતમાં હકિકત જાહેર કરેલી તેમાં પણ તેમણે બાપુજીભાઇએ અમદાવાદ ખાતે પોતાને મદદ આપવાનું જાહેર કરેલું હતું, ઉપરાંત એ અરસામાં અમદાવાદમાં કેટલાક લુચ્ચાઓ ખોટાં ખત અને દસ્તાવેજો બનાવી સારા આબરૂદાર લોકોને ત્રાસ આપી નુકશાનમાં ઉતારતા તે અનર્થ દૂર કરાવવા મી. બાપુજીભાઈએ તે વખતના સરકારી અમલદારો તથા પોલીસની મદદ લઈ તેવા લુચ્ચાઓને પકડાવવામાં મદદ કરી તેમના પર કેસ ચાલતાં સાત શખ્શોને સાત સાત વરસની શિક્ષા થયેલી હતી. તેથી ઘણો ત્રાસ ઓછો થઈ ગયો હતો. એ કામમાં તે વખતના સરકારી વકીલ મી. નરભેરામભાઈ પણ બાપુજીભાઈની મદદમાં હતા. તેમણે બજાવેલ લોકહિતનાં ઉપરોક્ત કાર્યોથી તેઓ તે વખતના કેટલાક સરકારી અધિકારીઓ અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો જેવા કે રા. બ. ગોપાળરાવ હરિ દેશમુખ, સીટી પોલીસ ઈન્સપેકટર મી. ગજાનન વિઠ્ઠલ, સીટી માજીસ્ટ્રેટ મી. ફરનાન્ડીઝ, શેઠ બેચરદાસ અંબાઈદાસ, શેઠ ભગુભાઈ પ્રેમચંદ, તથા પરી કાનદાસ જમનાદાસ વિગેરેના પ્રીતિપાત્ર અને જમણા હાથ જેવા થઈ પડયા હતા.

સને ૧૮૭૧ માં અમદાવામાં પ્રાર્થનાસમાજ તથા સને ૧૮૭૩માં ઔદિચ્ય હિતેચ્છુ સભાની સ્થાપના થઇ તેમાં પણ તેમણે સારો ભાગ લીધેલો હતો, તેજ અરસામાં તેમનાં વતન સરખેજમાં એક રીડીંગરૂમની સ્થાપના થયેલી તેમાં પણ તેમણે સારી મદદ કરેલી હતી.

આ પ્રમાણે સને ૧૮૬૪ થી ૧૮૭૪ સુધી એટલે કે લગભગ દસ વરસ તેઓ અમદાવાદમાં રહ્યા તેન્દરમ્યાન, જાતમહેનત, સતત ઉદ્યોગ અને જાહેર હિમ્મત વિગેરે ગુણોથી એવી તો ચમત્કારી શક્તિ બતાવી કે શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને પ્રજાવર્ગ વિગેરેમાં તેમની પ્રતિષ્ઠા સારી રીતે જામી ગઇ હતી.

સને ૧૮૭૪ ની આખરમાં રા. બ. ગજાનન વિઠ્ઠલની ફરમાશ અને આગ્રહથી તેઓ વડોદરા રાજની નોકરીમાં જોડાયા. તે સમયની ગાયકવાડી રાજની પરિસ્થિતિ, કટાકટીના પ્રસંગે ત્યાં કરેલા તેમણે રાજા પ્રજાના હિતનાં કેટલાક કામો અને તેને અંગે મેળવેલી પ્રતિષ્ઠા કેટલીક અગત્યની જગ્યા રોકે છે, પરંતુ અહીં તો માત્ર એટલુંજ કહેવું પુરતું થશે કે આ રાજમાં બરોબર પચીસ વરસ સારી રીતે સેવા ઉઠાવી રાજાપ્રજા ઉભયનાં માન અને પ્રતિષ્ઠા સંપાદન કરી રાજના ન્હાના મોટા અધિકારીઓ અને તે વખતના દિવાન સુધીના પ્રીતિપાત્ર અને સાચા સલાહકાર હોઈ મિત્ર જેવા થઈ પડેલા હતા. તા. ૧-૨-૧૯૦૧ થી પેન્શન લઇ તેઓ અમદાવાદ આવી રહેલા છે. અને ત્યારથી તેઓ સાર્વજનિક કાર્યોમાં સારો ભાગ લે છે.

સને ૧૯૦૮-૯ ની લગભગમાં અમદાવાદ મ્યુનીસીપાલીટીની પ્રાથમિક શાળાઓના વિદ્યાર્થીઓના ઈનામના મેળાવડા વ્હેલા મોડા થતા અથવા થતા કે નહિ, તેમજ ટુંકા પગારના માસ્તરોના પગાર મોડા મળતાં તેમને હાડમારી ભોગવવી પડતી એ હકીકત સત્તાવાળાઓના કાનપર લાવી તેમાં નિયમિતપણું દાખલ કરાવ્યું હતું, જેથી વિદ્યાર્થીઓ અને તેમના શિક્ષકોને સારો લાભ થયો છે.

ધંધુકાના રહીશ રા. રા. હરજીવનદાસ પુરૂષોતમદાસ નામના ગૃહસ્થે પોતાની આશરે એક લાખ રૂા. ની મિલ્કતની વીલના ટ્રસ્ટી નીમેલા, તે કામની રૂએ પોતાના સદ્‌ગત મિત્રની ઉમેદ બર લાવવાના ઉમદા ઉદ્દેશથી એક તસુ પણ ડગ્યા નથી, મિત્રની ઈચ્છાને પુરા અર્થમાં સમજી કાંકરોલીની ધર્મશાળામાં, ધંધુકાના અન્નક્ષેત્રમાં, ત્યાંના વિદ્યાર્થીઓને ઉત્તેજનમાં, દુકાળીઆઓને અન્નવસ્ત્રમાં, મુંગાં પ્રાણીઓને અનાજ ઘાસ, પાણી વિગેરેમાં, વૈષ્ણવોના સમર્પણમાં, ગરીબ અને નિરાધાર બ્રાહ્મણોનાં બાળકોને જનોઈ અને કન્યાદાન આપવામાં, વૈષ્ણવ સંપ્રદાયનાં મુખ્ય મંદિરોમાં, ભેટ, નજરાણું, જીર્ણોદ્ધાર કરવામાં અને અનાથાશ્રમો આદિ અન્ય પરોપકારી અને ધાર્મિક કામોમાં લગભગ ૬૦ ) હજાર રૂા. નો વ્યય બાપુજીભાઈ હસ્તક થયેલો છે.

બાપુજીભાઈમાં જાહેર હિમ્મત વિશેષ હોવા સાથે તેમનો સ્વભાવ સ્પષ્ટ વક્તા જેવો હોવાથી તેઓ ગમે તેવા પ્રસંગે અને ગમે તેવા મોટા માણસને પણ પોતાને ખરી ભાસતી હકિકત જાહેર કરવામાં બિલકુલ સંકોચ રાખતા નથી. તાં. ૨૩–૮–૧૪ ના રોજ વોરફંડને માટે અમદાવાદમાં શેઠ હઠીસીંગની વાડીમાં મોટા મોટા યુરોપીયન તથા નેટીવ અમલદારો અને શહેરીઓની મોટી સભા મળેલી, તે વખતે અંતકરણમાં ઉભરાતી લાગણીથી તેમણે પોતાના વિચારો પ્રદર્શિત કરીને રાજભક્તિ, જાહેર હિમ્મત અને નિડરતા સ્પષ્ટ બતાવી આપી હતી એ વાત પ્રસિદ્ધ છે.

વ્યવહારિક કાર્યદક્ષતાની માફક ધાર્મિક કામમાં પણ તેમની વૃત્તિ ઉચ્ચ છે. પોતે જાતે બ્રાહ્મણ અને તેથી કરી તે કુળને દીપાવે તેવા મહારૂદ્ર, શતચંડી, વિષ્નુયાગ, ગાયત્રી પુરૂશ્વરણ અને અષ્ટોતર શતપારાયણ જેવા ઉત્તમ અને ધાર્મિક પ્રયોગો મોટા સમારંભથી કરી તેમાં વિદ્વાન બ્રાહ્મણો, કર્મ-કાંડી, વેદાંતી, શાસ્ત્રીઓ, અને શ્રૌતસ્માર્ત ધર્મના આચાર્યોનું વિધિવત સ્વા-ગત કરી તથા પોતાનાં સગાંસહોદર, સ્વજ્ઞાતિબંધુઓ અને અન્ય જ્ઞાતિના સ્નેહીવર્ગને આમંત્રણ કરી સનાતન ધર્મની મર્યાદાને ઉત્તેજી પ્રસિદ્ધ વક્તા દીનદયાળ શર્મા, સ્વામી આલારામજીસાગર, શ્રીમાન શંકરાચાર્ય માધવતીર્થ મહારાજ, અને શ્રીમાન દેવકીનંદન આચાર્ય જેવા મહા પુરૂષોનાં જ્ઞાન અને ઉપદેશામૃતનો જનસમાજને લાભ મળે તેવી યોજના અને પ્રયત્નો કરી ધર્મના કાર્યને ઉત્તેજી તેમના આશિર્વાદ અને પ્રીતિ મેળવ્યાં હતાં. વળી અમદાવાદમાં સંવત ૧૯૬૪ માં સનાતન ધર્મ મંડળની સ્થાપના થયેલી તેના પણ તેઓ સેક્રેટરી હતા.

ઉપર પ્રમાણે સનાતન ધર્મ તરફ એમની સબળ લાગણી હોવાથી ૧૯૧૨ માં મુંબઈમાં આર્યન બ્રધરહુડ થયું તેની વિરૂદ્ધમાં અમદાવાદ શહે-રમાં એક ગંજાવર સભા મળેલી તેમાં પણ તેમણે ઠેકઠેકાણે ફરીને સારી મદદ કરેલી. તેમની આ ઉંડી લાગણીઓ અને પ્રયત્નોથી ખુશ થઈ રા. રા. નગીનદાસ પુરૂષોતમદાસ સંઘવીએ એ સભામાં જાહેર કરેલું કે "રા. બાપુજી જગન્નાથે આ કામમાં પોતાના ખરા જીગરથી મદદ આપી છે, અને પોતાનું શરીર વૃદ્ધ હોવા છતાં ઠામઠામ જાતે જઇને સભાનો હેતુ સમજાવેલો છે અને **વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ** એ શાસ્ત્રના વચનને સફળ કર્યું છે, માટે એમનો આભાર માનવો ઘટે છે." આ પછી તે સભાના પ્રમુખ શ્રીયુત ભાઈશંકર ભાઈ પ્રતિ આભાર પ્રદર્શિત કરી અંતમાં તેમણે જણાવેલું હતું કે "બેઉ ગૃહસ્થો બ્રાહ્મણ કુલોત્પન્ન છે, અને ધર્મરક્ષાની બ્રાહ્મણોની મુખ્ય ફરજ એ બેઉ જણાએ બજાવી વર્ણાશ્રમ પર ભારે આભાર કર્યો છે."

એમનાં સખાવતનાં કાર્યોની ટુંક નોંધ નીચે પ્રમાણે છે. અમદાવાદમાં પોતાની જ્ઞાતિના મેટ્રિકમાં પાસ થઈ કોલેજમાં દાખલ થનાર વિદ્યાર્થીઓને સ્કોલરશીપ માટે રૂા. ૧૦૦૦ ) તેમજ કન્યાશાળામાં છોડીઓને ઈનામ આપવા માટે રૂા. ૫૦૦ ) સાંકડીશેરીવાળી પાઠશાળામાં રૂા. ૧૦૦૦ ) ઉપરાંત રૂા. ૧૫૦૦ ) બીજા પણ તેમણે સ્કોલરશીપ માટે રોકેલા છે, જેમાંથી રૂા. પાંચ પાંચની બે સ્કોલરશીપ અપાય છે. તે શિવાય મહિપતરામ અનાથાશ્રમમાં રૂા. ૫૦૦) તેમજ રૂા. ૫૦૦) નડિયાદ હિંદુ અનાથાશ્રમમાં રૂા. ૧૫૦૦) સરખેજની લાઇબ્રેરીમાં તથા રૂા. ૨૦૦) છોકરાઓની તથા રૂા. ૨૦૦) છોડીઓની નિશાળમાં ઈનામ આપવા માટે રોકેલા છે, તે શિવાય ગરીબો, વિદ્યાર્થીઓ, લેખકો તથા પુસ્તકાલયોમાં પાકી ખાત્રી કરી જેને જેમ ઘટે તેમ સંગે પ્રસંગે સારી મદદ આપે છે.

તેઓ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની મેનેજીંગ કમિટિના મેમ્બર, તથા ઔદિચ્ય હિતેચ્છુ સભાના અને સરખેજ લાઇબ્રેરીના પ્રેસીડેન્ટ છે, તથા તરગાળા ભોજક હિતવર્ધક સ્કુલના તથા સાંકડીશેરીવાળી પાઠશાળા વિગેરેના મદદગાર છે તે શિવાય દક્ષિણ આફ્રીકામાં મી. ગાંધીની સત્યાગ્રહની જે મોટી લડત ચાલેલી, તેમાં પણ તેમણે આર્થિક મદદ આપવા ઉપરાંત ફંડ એકઠું કરવામાં ઘણો શ્રમ લીધો હતો.

આ પ્રમાણે અંતમાં ગરીબાઈમાં ઉછરી શાળા કે કોલેજની કેળવણી લીધા શિવાય કેવળ જાતમહેનત, સતત ઉદ્યોગ, જાહેર હિમ્મત અને નિડરપણું આદિ સદ્‌ગુણો સાથે આપ બળે આગળ વધી અમદાવાદની વિવિધ પ્રજાકિય હિતની સંસ્થાઓ અને સભાઓમાં આગળ પડતો ભાગ લઈ સત્કીર્તિ સંપાદન કરનાર અને લગભગ એંસી વરસ જેટલી વૃદ્ધ વયે પણ હરેક પ્રકારની સામાજીક, ધાર્મિક અને રાજકિય બાબતોમાં જીવન વહન કરી રહેલા ઉંડી લાગણીવાળા આ સત્પુરૂષને દીર્ઘાયુષી ઈચ્છી જનસેવાનાં મહાન કાર્યો કરવાને જોઇતું બળ અને સુયોગ આપવા પરમ દયાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી વિરમીશું.



શ્રીયુત બાપુજી જગન્નાથ.



સરદાર મીરઝાં આફતાબ હુસેનખાન વલદે મીરઝાં નજફઅલીખાન

બાદશાહી દીવાન.

# બાદશાહી દીવાન સરદાર મીરઝાં આફતાબ હુસેનખાન વલદે મીરઝાં નજફ અલીખાન.

બાદશાહી દીવાન સરદાર મીરઝાં આફતાબહુસેનખાન સાહેબનો જન્મ સંવત ૧૯૪૪ ના આસો વદિ ૧૩ હીજરી સને ૧૩૦૫ ૨૭ મોહરમ ને શનીવાર ના રોજ થયેલો હતો, એમના પિતાશ્રી ઘણાજ શાન્ત સ્વભાવના અને દયાળુ હતા, તેમના પૂર્વજોએ સંવત ૧૮૬૯ ના દુકાળમાં અમદાવાદની ગરીબ પ્રજાને સારી મદદ કરેલી હતી. અમદાવાદની હિંદુ તથા મુસલમાન પ્રજાનો તેમના પ્રત્યે ઘણો સારો પ્યાર હતો, તેઓ હીજરી સને ૧૩૦૭ માં આસરે ૬૦ વરસની ઉમરે સ્વર્ગવાસી થયેલા છે.

તેમના સ્વર્ગવાસ વખતે ખાન સાહેબની ઉમર બહુજ ન્હાની હતી, જેથી તેમનાં માતુશ્રી તેમને પોતાને ઘેર ખંભાત લઈ ગયાં હતાં, ત્યાં તેઓ સાહેબે ગુજરાતી અભ્યાસ માસ્તર ભાઈલાલ ન્હાનાલાલની પાસે કરેલો હતો, તથા એક મુસલમાન મુનશી પાસે ફારસી તથા થોડો અંગ્રેજી અભ્યાસ કરેલો હતો.

રા. રા. માસ્તર ભાઈલાલભાઈએ તેમને ગુજરાતી અભ્યાસ કરાવેલો, તેના બદલામાં હાલ ખાન સાહેબે તેમને પોતાને ત્યાં સારી નોકરી આપી તેમની કદર કરેલી છે.

ખાનસાહેબ જુવાનીમાં આવ્યા ત્યારે તેમનાં લગ્ન તેમની જ્ઞાતિના રિવાજ પ્રમાણે ખંભાતમાં જમાદાર મીર હુસનઅલી વલદે મીર ઈમદાદઅલીને ત્યાં સારી ધામધૂમથી કરવામાં આવેલાં હતાં.

તેમના પિતાશ્રીના સ્વર્ગવાસ પછી ખાનસાહેબ ન્હાની વયના હોવાથી તેમની જાગીરનો વહિવટ નામદાર બ્રીટીશ સરકારે પોતાને હસ્તક રાખેલો હતો, જ્યારે ખાનસાહેબ પુખ્ત ઉમરના થયા ત્યારે તેમની જાગીર સરકારે તેમને સુપ્રત કરેલી છે. હાલ તેઓ પોતેજ પોતાની જાગીરનો વહિવટ કરે છે, અને પોતાની પ્રજા સાથે ઘણીજ માયાથી વરતે છે, હાલ તેઓ અમદાવાદ શહેરમાં પોતાનાં મકાન છે, ત્યાં સહકુટુંબ રહે છે.

ઇ. સ. ૧૯૧૬ ના ડીસેમ્બર માસમાં અમદાવાદમાં "ફ્રેન્સીફિર" નો મેલાવડો થયેલો, તેમાં ખાનસાહેબે સારો આગેવાની ભર્યો ભાગ લીધેલો હતો, એ પ્રસંગે મુંબાઈના નામદાર ગવર્નર લોર્ડ વીલીંગડન તથા લેડી વીલીંગડન અમદાવાદ પધારેલાં, તેમનો ખાનસાહેબે સ્ટેશનપર સારો સત્કાર

કરી તેમના માટે ખાસ તૈયાર કરાવેલા ફુલના હારો તેમને અર્પણ કરેલા હતા. તેથી નામદાર ગવર્નર તથા તેમનાં બાનુ ખાનસાહેબ પર ખુશ થયાં હતાં. તેમણે મુંબઈ ગયા પછી થોડાજ વખતમાં ખાનસાહેબને સરદારનો માનવંતો ઈલકાબ આપેલો હતો.

ખાન સાહેબે તા. ૩-૨-૧૭ના રોજ પોતાના યુવરાજ મીરઝાં શેરઅલીખાન સાહેબની સાલગીરિના પ્રસંગે અમદાવાદ શહેરમાં એક ભવ્ય મેલાવડો કરી શહેરના ઘણા ગૃહસ્થો તથા અમલદારોને તથા ખંભાતના પોતાના સબંધીઓને બોલાવેલા હતા, તેમજ યુરોપીયન અમલદારોને પણ પાર્ટી આપેલી હતી, તથા પોતાનાં બે ગામ કુજાડ તથા સઈજપુર બોઘાની પ્રજાને પણ આમંત્રણ આપી ત્રણ દિવસ સુધી તેમની સારી પરોણા ચાકરી કરેલી હતી; એટલુંજ નહિ પણ માગણ લોકોને તથા નોકર ચાકરોને ઈનામ આપેલાં હતાં.

તેમના પિતાશ્રીના સમય કરતાં હાલ તેઓ ઘણી સારી લાગવગ તથા ઓળખાણ ધરાવે છે, તેમજ સારી દેખરેખ રાખવાથી આવક ઉપજમાં પણ તેમણે સારો વધારો કરેલો છે.

સાલગીરિ પછી ખાનસાહેબે મુંબઈ જઈ નામદાર ગવર્નર સાહેબની મુલાકાત લીધેલી હતી, અને ગવર્નર સાહેબે પણ ઘણાજ પ્રીતિથી તેમનો સત્કાર કરવા સાથે સારૂં માન આપેલું હતું.





સ્વ. ભાઈ ધરમદાસ રામચંદ્ર. એન્જીનીયર.

શ્રીયુત રામચંદ્ર નરસીદાસ. એમ. આઈ. એમ ઈ. એન્જીનીયર.

# શ્રીયુત રામચંદ્ર નરસીદાસ એન્જીનીયર.

### એમ. આઇ. એમ. ઇ.

શ્રીયુત રામચંદ્રભાઈ જ્ઞાતે બ્રહ્મક્ષત્રીય છે, તેમનો જન્મ પોર્ટુગીઝ તાબેના દીવ બંદરમાં સંવત ૧૯૩૫ના આસો વદ અમાસને દિવસે થયેલ છે. એમના વડવાઓ દમણ, ગોવા, મસુંબા, કવીલીમેન, ઇબાન અને તેની આસપાસના મુલક સાથે દેશી રંગાટી તથા છાપેલાં કાપડનો બહોળો વેપાર ચલાવતા હતા. એઓ જેઠા કેશવજી ધાંધાના કુળથી ઉતરી આવેલા છે, અને એમના પ્રપિતામહ કેશવજીભાઇને ૭ ભાઇઓ હોવાથી તેઓ ૭ ભાયાના કુટુંબના કહેવાય છે, તેઓ મૂળ કાઠિયાવાડમાં આવેલ ધ્રાળ અને કુતીયાણાના છે.

રા. રા. રામચંદ્રભાઈના પિતા નરસીદાસ તથા તેમના કાકા નારણજીભાઈ પ્રથમ ધંધાર્થે મુંબઈ આવીને વસ્યા બાદ રામચંદ્રભાઈ પોતાની સાત વર્ષની ઉમરે પોતાનાં માતુશ્રી સાથે દીવથી મુંબઇ આવેલા હતા.

મુંબઈમાં આવ્યા બાદ એક વરસે એટલે કે પોતાની આઠ વરસની વયે રામચંદ્રભાઈએ પોતાનો અભ્યાસ મુંબઈમાં શરૂ કરેલો હતો. ગુજરાતી અભ્યાસ પુરો કર્યા પછી એલ્ફીન્સ્ટન હાઈસ્કુલમાં તેમણે પોતાનો અંગ્રેજી અભ્યાસ શરૂ કરેલો હતો, જ્યાં મેટ્રિક ક્લાસ [illegible] એલ્ફીન્સ્ટન હાઈસ્કુલમાં ગયા પછી નવી [illegible] નામની હાઈસ્કુલમાં તેમણે એ અભ્યાસ પુરો કરી મેટ્રિક્યુલેશનની પરિક્ષા આપેલી હતી, પરંતુ કેટલીક અડચણોને લીધે અભ્યાસ વધારવાનું તેમનાથી બની શક્યું નહિ. અભ્યાસ દરમ્યાન તેમણે સર જમશેદજી જીજીભાઈ આર્ટ સ્કૂલમાં ડ્રોઇંગનું જ્ઞાન સારૂં મેળવેલું હતું.

મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ પોતાની સોળ વરસની વયે રામચંદ્રભાઈ ધંધાને માટે શરૂઆતમાં મીકેનીકલ લાઇનમાં દાખલ થયા હતા. પ્રથમ તો તેઓ ગામનાં કારખાનાંઓમાં શિખવા માટે જતા હતા, જ્યાં તેમણે ટરનીંગ તથા ફીટીંગનું સાધારણ જ્ઞાન મેળવેલું હતું, ત્યાર પછી તેમણે એક વર્કશોપ ખોલી હતી, પરંતુ કેટલાંક કારણોને લીધે તેની વ્યવસ્થા બરોબર નહિ થવાથી આખર તે બંધ કરવી પડી હતી. ત્યાર બાદ તેઓ શેઠ જાદવજી રાઘવજીની મીલમાં ટરનર તરીકે નોકર રહેલા હતા, ત્યાર પછી ભાયખળા પાસેની નીકલ આયર્ન વર્ક્સમાં પણ એજ કામ પર રહેલા હતા, ત્યાં તેમણે ઘણો લાંબો વખત નોકરી કરી, પરંતુ આખરે તે કંપની ભાગી પડવાથી તેમની નોકરી પણ

પુરી થઈ. ત્યાંથી નોકરી બંધ થયા પછી જુદે જુદે અનેક સ્થળે તેમણે નોકરી કરી અને છેવટ તેઓ જંગબાર ગયા.

જંગબારમાં થોડા વખત નોકરી કરી આવ્યા બાદ મુંબઈ આવીને તેમણે પોતાનું જ્ઞાન વધારવા માટે ગ્રીવસ કોટનની કંપનીની લીઓપોલ્ડ મીલમાં હેડ ફીટર તરીકે નોકરી મેળવી હતી, અને પછી તેજ કંપની તરફથી નવી થયેલી જેમ્સ ગ્રીવ્સ નામની મીલમાં એન્જીન ફીટર તરીકે તેમને રાખવામાં આવ્યા હતા, ત્યાં તેમણે એન્જીનીયરીંગનું સારૂં જ્ઞાન મેળવેલું હતું.

આ કામમાં તેમણે કાળજી પૂર્વક સારૂં ધ્યાન આપવાથી તેમને દિન પ્રતિદિન વધારે ને વધારે અનુભવ થતો ગયો અને સને ૧૮૮૪મા થર્ડ કલાસ એન્જીનીયરની પરિક્ષા તેમણે પસાર કરી. ત્યાર બાદ તેમણે હાઇડ્રોલીક બેલીંગ પ્રેસ ફેક્ટરીમાં જીનીંગ ફેક્ટરીનું ઇરેકશન તથા ફીટીંગ કામ કર્યા બાદ એન્જીનીયર તરીકે પણ નોકરી બજાવેલી હતી, અને પછી ૧૮૮૫માં સેકન્ડ કલાસ એન્જીનીયરની પરિક્ષા પસાર કરેલી હતી.

પછી તેઓ મોરારજી ગોકળદાસ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલમાં આસીસટન્ટ એન્જીનીયર તરીકે, તેમજ સુપરવાઈઝર તરીકે ત્યાંના નવા એન્જીન હાઉસના બાંધ કામ વખતે તથા એન્જીન બેસારતી વખતે નોકર રહ્યા હતા, અને એ કામ ખલાસ થયા બાદ ૧૮૮૬માં તેમણે ફર્સ્ટ કલાસ એન્જીનીયરની પરિક્ષા પસાર કરેલી હતી. તે પછી દિલ્હીમાં હાઇડ્રોલીક પ્રેસીંગ ફેક્ટરી ઉભી કરવાની હતી તેનું કામ પુરૂં કરી એન્જીનીયર તરીકે નોકરી બજાવી પાછા મુંબઈ આવીને મોરારજી ગોકળદાસની પ્રીન્સેસ ડોક પાસે આવેલી મહાલક્ષ્મી મીલમાં એન્જીનીયર તરીકે રહેલા હતા.

એ મીલમાં લગભગ ત્રણ વરસ નોકરી કર્યા પછી તા. ૧-૧૧-૧૮૮૯ ના દિવસે તેઓ અમદાવાદમાં શેઠ માધુભાઈ રણછોડલાલ છોટાલાલની મીલમાં રહેલા હતા, ત્યાં તેમણે સાડાચાર વરસ નોકરી કરી હતી.

ત્યાર બાદ તેમણે એક કંપની ઉભી કરી મેસાણામાં પોતાના નામથી એક જીનીંગ ફેક્ટરી સ્થાપેલી હતી, તેની સાથે તેઓ કેટલીક ફેક્ટરીના ઇરેકશન નું સુપરવીઝન પણ કરતા હતા. વિરમગામમાં ચંદુલાલ ભાઈની જીનીંગ ફેક્ટરી, માંડળમાં શેઠ વીરચંદ દીપચંદની ફેક્ટરી અને તે શિવાય બાવળા તથા રામપુરા જીનીંગ ફેક્ટરીમાં તેમની દેખરેખ હતી.

સને ૧૮૯૩માં અમદાવાદની ધિ ગુજરાત જીનીંગ એન્ડ મેન્યુ ફેક્ચરીંગ મીલમાં એન્જીનીયર તરીકે. તેઓ દાખલ થયા હતા, જ્યાં તેમના ચાર્જમાં બે મીલો ઉપરાંત ત્રીજી મોતીલાલ હીરાભાઈ મીલ પણ થોડા વખતને માટે

સોંપવામાં આવી હતી. એ કામમાં તેમણે પોતાની જાત મહેનત તથા હુશિયારીથી શેઠનો પ્રેમ સારી રીતે સંપાદન કરેલો હતો.

મીલના કામ ઉપરાંત શેઠની રજાથી તેઓ ઘણે ઠેકાણે કન્સલ્ટીંગ એન્જીનીયર તરીકે પણ કામ કરવા જતા હતા, અને હાલમાં પણ તેઓ એજ કામ કરે છે.

તેમની દેખરેખ તળે કેટલીક જીનીંગ ફેકટરીઓ, ફ્લોર મીલો અને અત્યાર સુધીમાં બાર નવી સ્પીનીંગ અને વીવીંગ મીલો બંધાયેલી છે. ગુજરાત જીનીંગ મીલની નોકરી તેમણે ૧૮૯૭માં છોડીને તા. ૧-૧૧-૯૭થી તેઓ માણેકચોક અને અમદાવાદ મેન્યુફેકચરીંગ મીલમાં દાખલ થયા હતા. ત્યાં તેમણે લગભગ વીસ વરસ સુધી એટલે કે ૧૯૧૬ સુધી નોકરી કરેલી છે. એ નોકરી દરમ્યાન એક વરસને માટે તેઓ અત્રેની મ્યુનીસીપાલીટી તરફથી વોટરવર્કસ પર કનસલ્ટીંગ એન્જીનીયર તરીકે નિમાયા હતા.

૧૯૦૨ ની સાલમાં ભરાયેલ નેશનલ કોન્ગ્રેસની રીસેપ્શન કમિટીના તેઓ મેમ્બર હતા, અને તેને લગતા હુન્નર ઉદ્યોગના પ્રદર્શનમાં તેમણે એક બોઈલર ટેસ્ટીંગ પંપ બનાવીને મુકેલો હતો, જેને માટે તેમને પ્રદર્શન તરફથી રૂપાનો ચાંદ તથા સર્ટિફીકેટ મળેલાં છે.

શ્રીમાન રામચંદ્રભાઈ લંડનની મીકેનીકલ ઈન્સ્ટીટયુટના મેમ્બર છે, તેમણે સ્ટીમ એન્જીનીયર નામનું એક પુસ્તક પણ બનાવેલ છે, જે એન્જીનીયરનું કામ શિખનારને બહુ ઉપયોગી થઈ પડે તેવું છે. વિશેષમાં તેઓ લંડનની "રોયલ સોસાઈટી ઑફ આર્ટસ"ના તથા "રોયલ મેટીયોરોલોજીકલ સોસાઈટી"ના તેમજ "નોર્થ બ્રીટીશ એકેડેમી ઑફ આર્ટસ"ના ફેલો નિમાયેલા છે. અને એક વખત તેની કાઉન્સીલના મેમ્બર પણ નિમાઈ ગયેલ છે, તેઓ ગુજરાત વર્નાકયુલર સોસાઈટીના લાઈફ મેમ્બર છે, તથા અમદાવાદ ઈન્ડસ્ટ્રીયલ કલબના પ્રમુખનો હોદ્દો લાંબા વખતથી ભોગવે છે.

તેઓ લંડનની મીકેનીકલ એન્જીનીયરસ ઇન્સ્ટીટયુટમાં જોડાયા તે પહેલાં પોતાનું જ્ઞાન વધારવા માટે અને ત્યાંની પરિક્ષા આપવા માટે તેમણે ગણિતના વિષયોમાં સારી પ્રવિણુતા મેળવેલી હતી.

શ્રીમાન રામચંદ્ર ભાઈએ પોતાની હુશિયારી તથા જ્ઞાનના પ્રભાવે અમદાવાદ શહેરની અંદર એક પ્રખ્યાત એન્જીનીયર તરીકે ઘણીજ સારી નામના મેળવેલી છે, અને લંડનની મીકેનીકલ એન્જીનીયરસ ઈન્સ્ટીટયુટનું ઉંચા દરજાનું સર્ટિફીકેટ પણ તેઓ ધરાવે છે.

અમદાવાદની સ્થાનિક મ્યુનીસીપાલીટી તરફથી પણ તેમણે કેટલોક વખત વૉટર વર્ક્સ તથા ડ્રેનેજ ઉપર કન્સલ્ટીંગ એન્જીનીયર તરીકે સારૂં કામ બજાવી ઑફીસરોનો પ્રેમ તથા આબરૂ મેળવેલાં છે.

શ્રીમાન રામચંદ્રભાઇ દિલના દયાળુ હોવાથી વખતોવખત તેઓ સખાવતનાં ન્હાનાં મોટાં અનેક કાર્યો કર્યા કરે છે. ૧૯૫૬ ના દુષ્કાળમાં તેમણે મરતાં ઢોરોને બચાવવાના ફંડમાં પોતાની શક્તિ મુજબ મદદ કરેલી હતી. સનાતન ધર્મ ઉપર સારી શ્રદ્ધા હોવાથી જીર્ણ દેવાલયો દુરસ્ત કરાવવામાં તેઓ સારો આગેવાની ભર્યો ભાગ લીએ છે, તેમજ કેળવણીને તથા ગ્રંથકારોને પણ તેઓ સારૂં ઉત્તેજન આપે છે, વિદ્યાર્થીઓને ફી તથા પુસ્તકોની પણ તેઓ પોતાથી બનતી મદદ વખતોવખત કરે છે.

રા. રા. રામચંદ્રભાઈ સ્વશક્તિ, સ્વકમાઇ અને સ્વઉદ્યોગથી આગળ વધેલા છે, તેઓ સ્વભાવે મિલનસાર, અંતઃકરણના ઉદાર તથા માયાળુ તેમજ પરોપકારી અને નિરાભિમાની છે.

ઇ. સ. ૧૯૧૫ માં પોતાના, તથા પોતાના સ્વર્ગવાસી પુત્રના સ્મરણાર્થે રૂા. સાડાચાર હજારની રકમ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સ્વાધીન કરેલી છે. અને સ્વજ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધી થવા માટે રૂા. બે, ત્રણ, ચાર અને પાંચની સ્કોલરશીપ કાઢેલી છે, એ ઉપરથી તેમનો જ્ઞાતિપ્રેમ જણાઇ આવે છે.

રામચંદ્રભાઇનો નિવાસ મુંબઈમાં હોવા સાથે, તેમના માળા વિગેરે મકાન પણ મુંબઈમાં છે, પરંતુ હાલ લગભગ ત્રીસ વરસથી તેઓ અમદાવાદમાંજ રહે છે.

તેમનું હૃદય દયાળુ હોવાથી તેઓ વર્ણનો ભેદ નહિ રાખતાં ગમે તે જ્ઞાતિના ગરીબ માણસને વારંવાર પોતાથી બનતી મદદ કરે છે, તેમજ બીજા શ્રીમંતો પાસેથી પણ પોતાની લાગવગના પ્રભાવે બનતી મદદ અપાવી તેમનું ભલું કરે છે.

શ્રીમાન રામચંદ્રભાઇને ઇશ્વર દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરે અને તેમને સહકુટુંબ સદા સુખશાન્તિમાં રાખે એવું અમો ઇચ્છીએ છીએ.



# સ્વ. શેઠ અચરતલાલ ગીરધરલાલ વેરાગી.

મહુંમ શેઠ અચરતલાલ જ્ઞાતે વીસા વાયડા મેસરી વાણીયા હતા, તેમનો જન્મ સંવત ૧૮૭૭માં થયો હતો, તેઓ અમદાવાદમાં લુણસાવાડે નવ તળીયાની પોળમાં રહેતા હતા, તેઓ ઉદાર અને ફક્કડ સ્વભાવના સખી ગ્રહસ્થ હતા અને વેરાગી ઉપનામથી ઓળખાતા હતા, તેઓ સ્વ. રા. બ. રણછોડલાલ છોટાલાલના સમકાલીન અને સ્નેહી હતા.

જન્મ સમયે તેમજ યુવાવસ્થામાં તેમની આર્થિક સ્થિતિ નબળી હતી, પરંતુ પાછળથી ભાગ્યબળે સારા પૈસા કમાયા હતા. પોતાની અવસ્થા લગભગ ત્રેસઠ વરસ જેટલી વૃદ્ધ થઈ જવા છતાં પોતાને કાંઈપણ સંતતિ નહિ થવાથી તેમણે સ્વ. શ્રીમાન રા. બ. રણછોડલાલની સલાહથી તા. ૧-૬-૧૮૮૪ ના રોજ એક ટ્રસ્ટડીડ કરી ધર્માદા ખાતું સ્થાપેલ હતું, અને તેમાં નિરાશ્રિત, ગરીબ, અપંગ તથા સાધુ સન્યાસી અને પરમહંસ વિગેરેને ભોજન આપવાની તેમજ માબાપ વગરનાં અને અનાથ વિદ્યાભ્યાસ કરનાર હિંદુ છોકરાંઓને પણ જમાડવાની તથા અભ્યાસમાં મદદ કરવાની ગોઠવણ કરેલી છે. ત્યારબાદ તા. ૧૨-૨-૧૮૮૫ ના રોજ પોતે એક વીલ કરીને પોતાની તમામ મિલ્કત એ ખાતામાં આપી દીધી હતી. તે પછી ટુંક વખતમાંજ તેઓ પોતાની ૬૭ વર્ષની વૃદ્ધ વયે સ્વર્ગવાસી થયા હતા.

તેમના અવસાન બાદ તેમના સ્નેહી શ્રીમાન રા. બ. રણછોડલાલભાઈએ અને તેમના અવસાન બાદ સુવિખ્યાત સરદાર સર ચીનુભાઈએ એ ધર્માદા ખાતાંનો વહીવટ ચલાવેલો હતો.

એ ખાતાંની મિલ્કતનું સંરક્ષણ થતાં તથા શેરોના ભાવ વધતાં, હાલ એ ધર્માદા ખાતાંની મુડી સુમારે પાંચ લાખની થયેલી છે, હાલમાં આ ધર્માદા ખાતામાં પાંચ ટ્રસ્ટીઓ છે, જેમનાં નામ ૧) હીરાલાલ ગીરધરલાલ. ૨) મનસુખરામ રંગજી. ૩) રા. સા. હરિલાલ દેસાઈભાઈ. ૪) મોતીલાલ હીરાભાઈ. અને ૫) ભોગીલાલ છગુલાલ છે. ઉપલા પાંચ ટ્રસ્ટીઓ પૈકી પહેલા બે મર્હુમ અચરતલાલભાઈના વખતના હૈયાત છે, અને બાકીના ત્રણ ગુજરેલા ટ્રસ્ટીઓની જગ્યાએ નવા નિમાયેલા છે. શ્રીમાન રા. સા. હરિલાલભાઈ ટ્રસ્ટીઓની બોર્ડના ચેરમેન છે.

એ ખાતાં તરફથી હાલમાં બહોળી સંખ્યામાં વિદ્યાર્થીઓને મદદ આપવામાં આવે છે, અને ફંડનો ઉત્તમ સદ્‌ઉપયોગ થાય છે. જેને માટે તે ખાતાના અગ્રેસરોને ધન્યવાદ ઘટે છે.

# સ્વ. શ્રીયુત દેસાઈભાઈ કાળીદાસ વકીલ.

શ્રીયુત દેસાઈ ભાઈ જ્ઞાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ હતા, અને ખેડા જીલ્લાના કસ્બે મહુધા ગામમાં તેમનું વતન હતું, તેમનો જન્મ સંવત ૧૮૯૯ ના ભાદરવા વદ બીજના રોજ મહુધાના જાણીતા દેસાઇ કુટુંબમાં થયો હતો, એમના પિતા દેસાઈ કાળીદાસ અંબારામ ફોજદાર હતા. અને ખેડા જીલ્લામાં સારી પ્રતિષ્ટા ધરાવતા.

દેસાઈ ભાઈએ મહુધા તાલુકા સ્કૂલમાં ગુજરાતી સાત ધોરણનો અભ્યાસ કર્યો હતો અને ત્યાર બાદ અંગ્રેજી ચોથા ધોરણ સુધી પણ મહુધામાં અભ્યાસ કરી વધારે અભ્યાસ માટે તેઓ અમદાવાદમાં રહ્યા હતા. તેઓ દી. બ. મણીભાઈ જસભાઈના સહાધ્યાયી હતા, તેમણે સને ૧૮૬૨ માં વકીલની પરિક્ષા માટે કાયદાનો અભ્યાસ કરીને સને ૧૮૬૩ માં તેઓએ મુંબાઈ મુકામે વકીલની પરિક્ષા આપી હતી, અને સારી પંક્તિએ પસાર થયા હતા. સને ૧૮૬૯ માં તેઓએ મુનસફની પરિક્ષા પસાર કરી હતી.

ધંધાની શરૂઆત તેમણે પોતાની બાવીસ વર્ષની ઉમરે એટલે કે સને ૧૮૬૪ માં વકીલ તરીકે ખેડા જીલ્લામાં કરેલી હતી, તેમની બાહોશીથી તેજ વર્ષમાં તેઓ ખેડા જીલ્લાના સરકારી વકીલ નિમાયા હતા, અને સરકારી વકીલ તથા પબ્લીક પ્રોસીક્યુટરનો હોદ્દો તેમણે સતત ૩૮ વર્ષ સુધી એટલે કે તેઓ સને ૧૯૦૩ માં ધંધાથી નિવૃત્ત થયા ત્યાં સુધી ભોગવેલો હતો. સને ૧૮૭૨ માં જીલ્લા કોર્ટ ખેડેથી અમદાવાદ બદલવામાં આવી ત્યારથી તેમનો નિવાસ અમદાવાદમાંજ હતો.

તેઓ વકીલ તરીકે ઘણાજ બાહોશ ગણાતા હતા અને તેમણે ગુજરાત ટીચબોર્નના નામથી ઓળખાયેલો ભભૂતગરનો કેસ તથા બીજા મહત્વના દીવાની ફોજદારી કેસો ચલાવી ધંધામાં પોતાની બાહોશી, ખંત પ્રમાણિકતા તથા ટેકીપણા માટે સારી નામના મેળવેલી હતી.

બચપણથી તેમને ઇશ્વિભક્તિ, સમાજ સેવા, દેશ સેવા તથા સંતસેવા પર ઘણો પ્રેમ હતો, અને પરમાર્થનાં કાર્યો પર તેમને પ્રીતિ હતી. શરૂઆતથીજ તેઓ પોતાની આવકમાંથી ખર્ચ જતાં વધારાનો ચોથો ભાગ ધર્માદા કામ માટે જુદો કાઢી પરમાર્થના કામમાં વાપરતા હતા, અને સને ૧૮૮૫માં ચાર ધામની યાત્રા કરી આવ્યા પછીથી તો પોતાની પેદાશમાંથી ખર્ચ જતાં બાકીનો તમામ વધારો તેઓ પરમાર્થમાં વાપરતા હતા. પરમાર્થનાં ઘણાં કાર્યો તેમને હાથે થયેલાં છે, અને પોતાના ધંધામાં જેમ તેમણે નામના મેળવેલી

હતી તેવીજ રીતે ધાર્મિક અને પરમાર્થી કાર્યોને માટે પણ તેમણે સારી વિખ્યાતિ મેળવેલી છે.

ધાર્મિક પારમાર્થિક અને ઔદ્યોગિક જીવનની માફક તેમનું જાહેર જીવન પણ જાણવા જેવું છે, કારણકે જાહેર જીવનમા પણ તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

સને ૧૮૭૭–૭૮ માં સ્વદેશી માલ વાપરવાની હિલચાલ પ્રથમ શરૂ થઈ તેના હિમાયતી તરીકે, અને લોર્ડ રીપનના હસ્તે જ્યારે સ્થાનિક સ્વરાજ્યનો હક્ક હિંદની પ્રજાને આપવાની શરૂઆત થઈ તે વખતે પણ તેમણે આગળ પડતો ભાગ લીધો હતો, એટલું જ નહિ પણ તેઓ સને ૧૮૮૫ ની મ્યુનીસીપાલીટી ચુંટણીમાં પણ ચુંટાયા હતા.

અમદાવાદના સુપ્રસિદ્ધ શહેરી રા. બ. રણછોડલાલ છોટાલાલની નળ દ્વારા શહેરને પાણી આપવાની યોજનાની વિરૂદ્ધ તેમણે ભાગ લીધો હતો; કારણ કે તેમની માન્યતા એવી હતી કે નળ દ્વારા પાણી આપવાથી નકામી નાજુકાઈ વધશે, પાણીના બગાડના પરિણામે શહેરની સુખાકારી બગડશે, અને જે ડહાપણ તથા કમી ખર્ચથી તે કાર્ય કરવાની યોજના બતાવવમાં આવે છે, તે કાયમ નહિ રહેતાં શહેરની વસ્તી પર નકામા કર તથા ખર્ચના બોજા વધશે, અને શહેર દુઃખી થશે. વિશેષમાં તેમની એવી પણ માન્યતા હતી કે વિદેશથીજ મળે એવાં સંચા અને નળ ઉપર નિરાધાર બનવું એ મુનાસબ નથી. ઉપરોક્ત કારણોને લીધે તેઓ રા. બ. રણછોડલાલની યોજનાની વિરૂદ્ધ થયા હતા.

તેમનાં પરમાર્થી કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે. યુવાવસ્થામાં મહુધામાં પોતાના નિવાસ દરમ્યાન "નેટિવ જનરલ લાઇબ્રેરી" સ્થાપવામાં આગળ પડતો ભાગ લેવા ઉપરાંત ગામની પૂર્વ ભાગોળે એક વિશાળ ધર્મશાળા તેમણે બંધાવેલી છે. ખેડામાં તેમના નિવાસ દરમ્યાન વાંત્રક તથા શેઢી નદીના સંગમ નજીક આવેલા શ્રી સોમનાથ મહાદેવના સ્થાનમાં "સોમનાથ અન્નક્ષેત્ર" સને ૧૮૭૧ માં જાહેર ઉઘરાણું કરી તેમણે સ્થાપ્યું હતું, તેને માટે તેમણે સુમારે વીસ હજાર રૂા. ભેગા કર્યા હતા, તેમાં દસ હજારની રકમ તેઓ વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડ પાસેથી ભરાવી લાવ્યા હતા, એ અન્નક્ષેત્રમાં સન્યાસી, પરમહંસ, બ્રહ્મચારી તેમજ રોગગ્રસ્ત નિરાશ્રિતોને રાંધેલી રસોઈ જમાડવામાં આવે છે, અને બીજા અભ્યાગતોને કાચું અન્ન અપાય છે.

શ્રી રણછોડરાયજીના તેઓ પરમ ભક્ત હતા અને તેથી વખતો વખત ડાકોરની યાત્રીએ જતા હતા, ત્યાં નિરાશ્રિત યાત્રાળુઓના મંદવાડના પ્રસંગે

તેમની સારવાર થઈ શકે એવું કાંઈ સાધન નહિ હોવાથી તેમણે જાહેર ઉઘરાણું કરીને સને ૧૮૭૪ માં ત્યાં આગળ "દુઃખી અન્નક્ષેત્ર" સ્થાપ્યું હતું, જે હજુ ચાલે છે. એ સંસ્થા માટે તેમણે એકંદરે પચીસ હજાર રૂા. ઉઘરાવ્યા હતા અને સુમારે આઠ હજાર રૂા. પદરથી આપ્યા હતા. એ અન્નક્ષેત્રમાં નિરાશ્રિત યાત્રાળુ વિગેરેને મંદવાડ દરમ્યાન રાખવામાં આવે છે, અને ડાકટરી સારવાર, ભોજન તથા રહેવાનો ઉત્તમ બંદોબસ્ત કરી આપવામાં આવે છે, તેને માટે થઇને દવાખાના નજીક રૂા. પંદર હજારના ખર્ચે ભવ્ય મકાનો બંધાવેલાં છે. સંવત ૧૯૫૬ ના દુષ્કાળમાં જ્યારે ડાકોરમાં ગોમતી તળાવનું પાણી સુકાવાથી શ્રી રણછોડરાયજીની ધ્વજા દંડવાળી ટેકરી ખુલ્લી થઈ ત્યારે તેમણે પોતાના પદરથી સુમારે પાંચ હજાર રૂપિયા ખર્ચી ગચ્ચી તથા પુલ બંધાવી શ્રી રણછોડરાયજીની ચર્ણપાદુકા પધરાવેલ છે, અને તે ધામની શોભા અને વૈભવમાં વધારો કરેલો છે. તેમની સલાહથી નડીયાદના વડનગરા નાગર બ્રાહ્મણ રા. રા. જમિયતરામ કાશીરામે સને ૧૮૮૨ માં નડીયાદમાં એક સંસ્કૃત પાઠશાળા સ્થાપી હતી, તેના તેઓ વહીવટદાર હતા, તેમજ તે શિવાય બીજી પણ ઘણી ધાર્મિક અને પારમાર્થિક સંસ્થાઓની તેમને હાથે ઉત્પત્તિ, તથા જીર્ણોદ્ધાર અને સંરક્ષણ થયેલ છે.

જ્ઞાતિની ઉન્નતિ તથા હિતને માટે પણ તેમની કાળજી વખાણવા યોગ્ય હતી, તેમની જ્ઞાતિનાં બાવન ગામના અગ્રેસરો સને ૧૮૮૫માં વડતાલ મુકામે એકત્ર થયેલા ત્યારે તેમણે કન્યાવિક્રય, બાળલગ્ન, અને એક ઉપર બીજી સ્ત્રી કરવાના કુચાલ અટકાવવા સારૂ નિયમો બાંધવામાં તથા જ્ઞાતિમાં વિદ્યાવૃદ્ધિ માટેની હિલચાલોમાં આગેવાની ભરેલો ભાગ લીધેલો હતો, અને ત્યારપછી પણ તેઓ છેવટ સુધી જ્ઞાતિહિતને માટે કાળજી રાખતા હતા.

આ પ્રતાપી અને પરમાર્થી પુરૂષ સંવત ૧૯૬૨ના આસો વદ બીજના રોજ પોતાની પાછળ ચાર પુત્રો, એક પુત્રી અને બહોળું કુટુંબ મુકી પોતાના જીવનનું સાર્થક કરી સ્વર્ગવાસી થયા હતા.

એમના જયેષ્ટ પુત્ર શ્રીમાન રા. સા. હરિલાલ દેસાઇભાઇ છે, જેઓ અમદાવાદના એક સુપ્રસિદ્ધ શહેરી, પ્રજાહિતેચ્છુ પુરૂષ, અને અમદાવાદની હાલની જાહેર પ્રવૃત્તિઓના નેતા તરીકે, તેમજ એક બાહોશ વકીલ અને મ્યુનીસીપાલીટીના સ્વતંત્ર અને અગ્રેસર કાઉન્સીલર તરીકે અમદાવાદમાં સુવિખ્યાત છે.



રા. સા. હરિલાલ દેસાઇભાઈ

એક રા. વકીલ અને મ્યુનીસી પાલીટીના આગેવાન સભાસદ.

# શ્રીયુત રા સા. હરિલાલ દેસાઈભાઈ.

બી. એ. એલ્. એલ્. બી.

શ્રીમાન રા. સા. હરિલાલભાઈ જ્ઞાતે બાજ ખેડાવાળ બ્રાહ્મણ છે, તેમનો જન્મ ખેડા જીલ્લામાં આવેલા કસ્બે મહુધામાં સંવત ૧૯૨૨માં થયો હતો. અસલના વખતમાં મહુધા એક મોટું પરગણું હતું, અને ત્યાંના દેસાઈઓ રાજ તંત્રમાં સારો ભાગ લેતા હતા. શ્રીમાન હરિલાલભાઈ પણ તે દેસાઈ કુટુંબના છે. તેમના પિતા મહુંમ રા. સા. દેસાઈભાઈ કાળીદાસ ખેડા જીલ્લાના સરકારી વકીલ હતા. તેમની સખાવતો તથા સામાજીક, રાજકિય અને ધાર્મિક પ્રવૃત્તિઓ સમસ્ત ગુજરાતમાં વિખ્યાત છે.

રા. સા. હરિલાલભાઇ મુંબાઇ યુનીવર્સિટીના બી. એ. તથા એલ્. એલ્. બી. છે. મેટ્રિકની પરિક્ષા આપ્યા પછી તેઓ મુંબાઇની એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયા હતા, અને પ્રિન્સીપાલ વર્ડઝવર્થના હાથ નિચે તેમણે. બી. એ. માં ઇતિહાસ અને અર્થ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. બી. એ. ના અભ્યાસ દરમ્યાન તેમણે "ઈન્ફ્લુઅન્સ ઑફ સોશીયલ ઇન્ટરકોર્સ બીટવીન યુરોપીઅન્સ એન્ડ નેટિવસ" નામના વિષય પર ઉત્તમ નિબંધ લખવા માટે મુંબાઇની યુનીવર્સિટી તરફથી "ધિ લીગ્રેંડ જેકબ એસે પ્રાઇઝ" મેળવેલું હતું.

ઈ. સ. ૧૮૯૬માં એલ્. એલ્. બી. ની પરિક્ષા પસાર કર્યા બાદ ૧૮૯૭માં તેમણે અમદાવાદમાં વકીલાતના ધંધાની શરૂઆત કરેલી હતી અને તે પછી તુર્તજ એટલે કે. ઇ. સ. ૧૮૯૯માં તેઓ ખેડા જીલ્લાના ઓનરરી આસીસટન્ટ ગવર્નમેન્ટ પ્લીડર નિમાયા હતા. ઈ. સ. ૧૯૦૩માં તેમને ખેડા જીલ્લાના એડીશનલ આસીસટન્ટ પબ્લીક પ્રોસીક્યુટર નિમવામાં આવ્યા હતા અને ત્યાર પછી સને ૧૯૦૮માં ખેડા જીલ્લાના પબ્લીક પ્રોસીક્યુટર અને પંચમહાલ જીલ્લાના ગવર્નમેન્ટ પ્લીડર નિમાયા હતા તે દરમ્યાન તેમણે ભારે મહત્વના દીવાની ફોજદારી કામો ચલાવી સરકારને ફતેહ મેળવી આપી હતી, અને બીજી પણ કિમતી સેવાઓ બજાવેલી હતી, તેની કદર કરીને તેમને કોરોનેશન મેડલ આપવામાં આવ્યો હતો. તથા ઈ. સ, ૧૯૧૨ માં રા. સા. નો માનવંતો ઈલ્કાબ આપવામાં આવેલો છે.

વળી એ વખતે ખેડા તથા અમદાવાદ જીલ્લામાં ખોટા દસ્તાવેજો બનાવવાનું ઘણું જોર ચાલતું હતું અને તેમાં સગીરો તથા વિધવાઓનો ગેરલાભ લેવાતો હતો. તેમજ ન્યાયની કોર્ટોને છેતરવામાં આવતી હતી, તે હકીકત

ઉઘાડી પાડવા સારૂ રા. સા. હરિલાલભાઈએ ઉમરેઠના ખોટા દસ્તાવેજો બનાવનાર ત્રણ શખ્સોને પકડાવેલા હતા, અને પાછળથી તેમની કબૂલત થી બીજા જે સેંકડો મદદગારો જણાયા હતા, તેમાંના કેટલાકને પણ યોગ્ય નશિયત અપાવી હતી. ઈ. સ. ૧૯૧૪ની શરૂઆતમાં સરકારી વકીલાતથી છુટા થતાં તેઓ લોકહિતનાં કાર્યોમાં પોતાનો ઘણોખરો વખત વ્યતિત કરે છે.

ઈ. સ. ૧૯૧૪ની શરૂઆતમાં તેમની લાયકાતથી તેમને નડીયાદ તાલુકા લોકલ બોર્ડના મેમ્બર ચુંટી કાઢવામાં આવ્યા હતા અને ૧૯૧૫ના એપ્રીલ માં તેમને સ્થાનિક મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર તરીકે ચુંટી કાઢવામાં આવ્યા છે. તથા સને ૧૯૧૬માં સ્થાનિક મ્યુનીસીપાલીટી તરફથી અમદાવાદની ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના તેઓ મેમ્બર નિમાયા છે, ત્યારથી તેઓ પ્રજાના એક હિતેચ્છુ તરીકે મ્યુનીસીપાલીટીમાં કામકાજ કરે છે.

શ્રીમાન રા. સા. હરિલાલ દેસાઇભાઈ કેટલીક સાર્વજનિક સંસ્થાઓની પણ દેખરેખ રાખે છે, અમદાવાદ સ્કૂલ કમિટીના તેઓ ચેરમેન છે, ડાકોર દુઃખી નિરાશ્રિત અન્નક્ષેત્ર કે જે ૧૮૭૪માં તેના પિતાએ સ્થાપેલ છે, તેના તથા ખેડા સોમનાથ અન્નક્ષેત્રના તથા પાંચકુવા દરવાજા બહારની લલ્લુભાઇની ધર્મશાળાના તેઓ વહિવટદાર છે, તેમજ અચરતલાલ ગીરધરલાલ ધર્માદા ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓની બોર્ડના તેઓ ચેરમેન છે, તથા શેઠ હરજીવનદાસ પુરૂષોતમદાસ ધર્માદા ફંડના પણ ટ્રસ્ટી છે, સ્થાનિક જે. એલ. ન્યુ ઈંગ્લીશ સ્કૂલના અને ગુજરાત કલબનાં તેઓ ઓનરરી સેક્રેટરી છે.

ઉપરોક્ત સંસ્થાઓની વ્યવસ્થા તેઓ બનતી કાળજી અને કુશળતાથી કરે છે. તેમના હસ્તે એ સંસ્થાઓ દ્વારા અનેક સત્કાર્યો થયેલાં છે, તથા તે સંસ્થાઓમાં પણ યોગ્ય સુધારા વધારા થયેલા છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન હરિલાલભાઇ સ્વભાવે શાન્ત, મળતાવડા અને દયાળુ તથા પરોપકાર વૃત્તિવાળા છે, ગરીબો પ્રત્યે તેઓ સારી દિલસોજી ધરાવવા સાથે સંગે પ્રસંગે પોતાથી બનતી મદદ કરે છે, તેમજ તેમના હિત માટે સારી કાળજી ધરાવે છે, સરકાર દરબારમાં તેઓ સારી લાગવગ ધરાવે છે, અને પ્રજાની પણ પ્રીતિ તેમણે સંપાદન કરેલી છે.

પરમ દયાળુ પરમાત્મા આવા એક પ્રજાપ્રિય અને પરોપકારી સદ્‌ગૃહસ્થને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને ભવિષ્યમાં તેમના હસ્તથી પ્રજાહિતનાં વિશેષ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# સ્વ. રા. સા. લલ્લુભાઈ કરસનદાસ.

અમદાવાદમાં પાંચકુવા દરવાજા બહાર સાકર બજારને નાકે આવેલી ધર્મશાળા બંધાવનાર રા. સા. લલ્લુભાઈ જ્ઞાતે દશા બ્રહ્મક્ષત્રી હતા. તેમનો જન્મ સંવત ૧૮૮૩ માં થયો હતો, એમના વડવાઓ વંશપરંપરાથી દેસાઈગીરી કરતા હતા, પરંતુ બ્રિટીશ રાજના અમલમાં સેટલમેન્ટ વખતે દેસાઈગીરીના બદલામાં તેમને સારી રકમ બાંધી આપવામાં આવી હતી, જે લલ્લુભાઇને તેમની હૈયાતીમાં મળતી અને હજુ પણ મળ્યા કરે છે.

લલ્લુભાઇએ જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કરેલો હતો, અને સ્થિતિ સાધારણ હોવા સાથે સંજોગો અનુકૂળ નહિ હોવાથી અભ્યાસ વિશેષ નહિ લંબાવતાં વીસ વરસની ઉમરે નોકરીમાં જોડાયા હતા. શરૂઆતમાં ફક્ત ચાર રૂપિયાના પગારથી અમદાવાદ જીલ્લામાં તલાટીની જગ્યાએ દાખલ થયા હતા અને અક્કલહુશિયારી તથા જાતમહેનતના પ્રભાવે ક્રમે ક્રમે કારકુન, અવલ કારકુન, સીરસ્તેદાર તથા મામલતદારની જગ્યાએ પહોંચેલા હતા, અને તેમના વખતમાં એક બાહોશ અમલદાર ગણાતા હતા.

વડોદરાના મલ્હારરાવ ગાયકવાડ પદભ્રષ્ટ થયા પછી સર ટી. માધવરાવના વહીવટ દરમ્યાન તેમને વડોદરા રાજ્યમાં નાયબસુબાની જગ્યાએ નિમવામાં આવ્યા હતા અને માસિક રૂા. ૫૦૦) નો પગાર મળતો હતો, આવી રીતે તેઓ એક ૪) રૂપિયાના પગારમાંથી ૫૦૦) રૂપિયાના પગારદારના હોદ્દા સુધી ચડેલા હતા.

ત્યાર બાદ તેઓ ડાકોરમાં શ્રી રણછોડરાયજીનાં મંદિરના રિસીવર નિમાચેલા હતા. ડાકોરના તેમના નિવાસ દરમ્યાન પદરનો ખર્ચ ખાઈ પગારનો સંગ્રહ કરી એકઠી થયેલી રકમમાંથી ડાકોરજીમાં એક ચણાનું સદાવ્રત તેમણે સ્થાપન કર્યું હતું, અને ઉચ્ચ કોટિના સંત સાધુઓ માટે એક જગ્યા બનાવી હતી, તેમજ તે શિવાય વિષ્નુ યાગ નામનો યજ્ઞ કરી બ્રાહ્મણોની ચોરાસી જમાડેલી હતી.

પેન્શન લીધા બાદ તેમણે અમદાવાદ નજીક ખોખરા મહેમદાબાદને રસ્તે આવેલા ખુચીઆ મહાદેવની જગ્યામાં મહારૂદ્ર આરંભ્યો હતો, તેની અંદર વિદ્વાનોનો સત્કાર કરવા સાથે શહેરના બ્રાહ્મણોની ચોરાસી કરી હતી.

સંવત ૧૯૩૯માં અમદાવાદમાં પાંચકુવા દરવાજા બહાર તેમણે સાધુ સંત તથા મુસાફરોને ઉતરવા માટે લગભગ વીસ હજાર રૂા. ખરચીને એક

ભવ્ય ધર્મશાળા બંધાવેલી છે, એ ધર્મશાળાનો લાભ આજે સેંકડો સંત સાધુઓ તથા અન્ય મુસાફરો લીએ છે, અને તેના બંધાવનારને અંતઃકરણ પુર્વક આશિર્વાદ આપે છે.

સંવત ૧૯૫૧માં એમનાં પત્ની કૃષ્ણાબાઈ ગુજરી ગયાં, તેમની યાદગીરી રાખવા માટે ધર્મશાળાની અંદર તેમણે "શ્રી કૃષ્ણ પુસ્તકશાળા" નામની એક ફ્રી લાઇબ્રેરી સ્થાપેલ છે. અને નિરાશ્રિતોને રાંધેલી ખીચડી તથા ચણા આપવાનાં સદાવ્રત બાંધેલ છે.

શ્રીમાન લલ્લુભાઇએ ગરીબ સ્થિતિમાંથી આપ બળે આગળ વધીને પ્રમાણિકપણે સારો પૈસો સંપાદન કરેલો હતો, તેમજ પરોપકારનાં કાર્યો કરવામાં તેમણે એ પૈસાનો ઉપયોગ પણ સારો કરેલો હતો.

આ પરોપકારી પુરૂષ સંવત ૧૯૫૪ના ચૈત્ર વદ ત્રીજને શનીવારના રોજ એકોતેર વર્ષની વૃદ્ધ વયે પોતાની પાછળ કાંઇ પણ સંતતિ મુકયા વગર સ્વર્ગવાસી થયેલા છે.

તેમણે પોતાના મૃત્યુ પત્રમાં પોતે સ્થાપેલ ધર્માદા ખાતાંઓ કાયમને માટે નભી શકે તેવી સુવ્યવસ્થા કરેલી છે, તેમજ પાછળના તેમના થનાર વારસોમાં તેમની મિલ્કતની વહેંચણીને માટે કોઇ પણ જાતનો બખેડો થવા ન પામે તેને માટે પણ સારી વ્યવસ્થા કરેલી છે.

હાલમાં તેમના ધર્માદા ખાતાના ચાર ટ્રસ્ટીઓ છે, જેમનાં નામ ૧) ચુનીલાલ છોટાલાલ ગોડીયાવાળા. ૨) ભગુભાઈ નંદલાલ મ્હેતા. ૩) રા. સા. હરિલાલ દેસાઈ ભાઈ અને ૪) માણેકલાલ મણીલાલ રણછોડદાસ છે. ઉપલા ચાર ટ્રસ્ટીઓ પૈકી પહેલા બે મર્હુમ રા. સા. લલ્લુભાઈના વખતના હૈયાત છે અને બીજા બે સ્વર્ગસ્થ ટ્રસ્ટીઓની જગ્યાએ નવા નિમાયેલા છે.



સ્વ. રા. સા. લલ્લુભાઈ કરસનદાસ.

# રા. રા. મુનશી ફતેહમહમદ ફકીરમહમદ.

રા. રા. મુનશી ફતેહમહમદ એક મુસલમાન ગૃહસ્થ છે, એમનો જન્મ સંવત ૧૯૨૫ ના કારતક વદ ત્રીજને સોમવાર તા. ૧૭ માહે રજબ હીજરી ૧૨૮૬ માં અમદાવાદ શહેરમાં થયેલો હતો.

એમના પિતા શેખ ફકીરમહમદ લાકડાં વિગેરેનો પરચુરણ વેપાર કરતા હતા, અને તેમની સ્થિતિ સાધારણ રીતે સારી હતી, પરંતુ એક વેપારમાં તેમને સજ્જડ નુકશાની લાગવાથી તેમની સ્થિતિ નરમ થઈ ગઈ હતી, જો તેમણે ધાર્યું હોત તો તેઓ પોતાની સ્થિતિ ટકાવી શકત, પરંતુ તેમ નહિ કરતાં પોતાનાં ઘરબાર અને દરદાગીના વેચી સાટીને તેમણે પોતાનું દેવું પતાવેલું હતું.

મી. મુનશીનાં માતુશ્રી મરીયમબીબી ઘણાં નેકબખ્ત, સદાચરણી અને પતિપરાયણ હતાં, પોતાના ચાર પુત્રોને ચાર લાખની પુંજી માનીને તેમણે પોતાના ખાવિંદનું દેણું ચુકવવા માટે રાજીખુશીથી પોતાના દાગીના પણ ઉતારી આપેલા હતા, પોતાના ધર્મ ઉપર પણ તેમને સારી આસ્થા હતી, અને તેથી મક્કા તથા બગદાદ જેવાં પવિત્ર સ્થળોએ તેઓ હજ કરી આવ્યાં હતાં.

મી. મુનશીએ પોતાનું બચપણ એક રમતીયાળ તથા તોફાની છોકરા તરીકે વ્યતિત કર્યા બાદ ૧૧ વરસની ઉમરે તેઓ કાળુપુરની ઉર્દુ નિશાળમાં દાખલ થયેલા હતા, જ્યાં તેમણે ત્રણ ઉર્દુ તથા ત્રણ ગુજરાતી ચોપડીઓનો અભ્યાસ કર્યા બાદ તેઓ અંગ્રેજી સ્કૂલમાં દાખલ થયા હતા, ફારસીનો અભ્યાસ પણ તેમણે ખાનગી રીતે કરેલો હતો.

મી. મુનશી બચપણથી તીવ્ર બુદ્ધિના અને કાબેલ હોવાથી અભ્યાસમાં તેઓ ઝડપથી આગળ વધતા હતા. ઇ. સ. ૧૮૮૭ માં પબ્લીક સરવીસ સર્ટિફીકેટની પરિક્ષા પાસ કર્યા બાદ તેઓ મેટ્રિકમાં દાખલ થયા હતા અને ઈ. સ. ૧૮૮૮ માં મેટ્રિકની પરિક્ષા પાસ કર્યા બાદ તેઓ ગુજરાત કોલેજમાં પ્રિવીયસ ક્લાસમાં દાખલ થયા હતા, પોતાના માતા પિતાની સ્થિતિ સાધારણ હોવાથી મી. મુનશીએ અભ્યાસ દરમ્યાન તેમને ખર્ચને માટે વધારે તસ્દી આપેલી નહોતી, પરંતુ પોતે જાત મહેનત કરી ટયુશનો આપી, તથા પતંગો વિગેરે બનાવી તે વેચીને, તેમજ એવાજ બીજા ન્હાના ન્હાના ધંધા કરીને પોતાના અભ્યાસનો ખર્ચ તેમાંથી ચલાવતા હતા, મી. મુનશી વધારે અભ્યાસ

કરી શક્યા છે, તેનું કારણ તેમની જાત મહેનત છે, અગર જો જાત મહેનતનો ગુણ તેમનામાં ન હોત તો તેમનો અભ્યાસ એટલો લંબાત કે નહિ ? તે એક સ્વાલ જેવું છે. પોતાનાં ગરીબ માવતરને અભ્યાસના ખર્ચને માટે તસ્દી આપનાર, અને અભ્યાસના ખર્ચનાં સાધન વગર કેવી રીતે આગળ ભણી શકાય ? એવું કહેનારા વિદ્યાર્થીઓએ મી. મુનશીનો દાખલો લક્ષમાં લેવો જોઇએ, અને ખાત્રી રાખવી જોઇએ કે "Where there is a will, there is a way" મતલબ કે "મન હોય તો માળવે જવાય."

મી. મુનશીનાં લગ્ન સને ૧૮૮૭ માં અત્રેનાજ રહીશ શેઠ નૂરમહમદનાં પુત્રી ફાતમા બીબી સાથે થયેલાં હતાં, જેમનાથી હાલમાં તેમને એક પુત્ર નામે ગુલામમોહીયુદ્દીન તથા ત્રણ પુત્રીઓ નામે રહીમાબીબી, ઝેનપબીબી, તથા ખતીજાંબીબી છે, તેમના પુત્ર અંગ્રેજી પાંચમા ધોરણનો અભ્યાસ કરે છે.

મી. મુનશીએ ધંધાની શરૂઆત ૧૮૯૦ માં કરેલી હતી, અને પ્રથમ રૂા. ૩૫) ના પગારથી ભરૂચમાં પરશીયન ટીચર તરીકે નિમાયા હતા, થોડા વખત પછી તેઓ અમદાવાદની ટ્રેનીંગકોલેજમાં રૂા. ૪૦) ના પગારથી નિમાયા હતા.

જો કે મી. મુનશીને રૂા. ૪૦) ના પગારની માસ્તરની નોકરી મળેલી હતી, પરંતુ તેમનું વલણ હુન્નર ઉદ્યોગ તરફ વધારે હતું. સુભાગ્યે તેમને દિવાસળીનું કારખાનું સ્થાપવાની ઇચ્છા થઈ.

ઈ. સ. ૧૮૯૫ માં કેટલાક ભાગીદારોની સાથે તેમણે કારખાનું સ્થાપન કર્યું પરંતુ કેટલીક ખટપટને લીધે કામ જોઇએ તેવું ચાલ્યું નહિ, અને થોડાજ વખતમાં કારખાનું નુકશાનીમાં આવી પડયું, પૈસા ભરનારાઓ કારખાનાની સ્થિતિ બગડેલી જોઈ પોતાના પૈસા પાછા મળવા તકાદો કરવા લાગ્યા.

આવા પ્રસંગે સાધારણ માણુસ હોય તો તે નાસીપાસ થઈ જાય, અને ધંધાની શરૂઆતમાંજ આ પ્રમાણે થાય તો ધંધો પણ મુકી દીએ, પરંતુ મી. મુનશીએ હિમ્મત નહિ હારતાં ધીરજથી પોતાનું કામ ચલાવ્યું, અને ટુંક વખતમાં કારખાનાની સ્થિતિમાં સારો ફેરફાર કરી દીધો.

દિવાસળીને માટે વપરાતાં લાકડાંની પરિક્ષા કરવામાં કુશળતા બતાવીને તથા દિવાસળીનો મસાલો બનાવવામાં પોતાની મગજ શક્તિનો ઉપયોગ કરીને તેમણે દિવાસળીઓ બનાવવાનું કામ સારા પાયાપર આગળ ચલાવ્યું.

મુંબઇ, મદ્રાસ અને કલકત્તા જેવા સગવડવાળાં સ્થળોએ તથા પૈસા વાળા માણુસોની સહાયતાથી ઉત્પન્ન થયેલાં કારખાનાં નહોતાં ચાલતાં, તે વખતે મી. મુનશીએ જાત મહેનત અને કાર્ય દક્ષતાથી એ ધંધામાં વિજય મેળવેલો હતો.

મી. મુનશીનો દિવાસળી બનાવવાનો ઉદ્યોગ હવે એવો તો ફતેહમંદ બન્યો છે કે વિલાયતી માલની સાથે પણ તે હરીફાઈ કરી શકે તેમ છે, આ ઉદ્યોગને આવા સારા પાયાપર લાવવા માટે મી. મુનશીનાં સહુ કોઈ વખાણ કરે છે, અને એવું કહેવાય છે કે દિવાસળી બનાવવાનો પ્રયોગ ફતેહમંદીથી કરવાનુ માન મી. મુનશીનેજ ઘટે છે.

મી. મુનશી ન્હાના હતા ત્યારથીજ ઉર્દુ તથા ફારસી કાગળો અને દસ્તાવેજો કુશળતાથી વાંચી શકતા, અને તેથી એવાં કામને માટે ઘણા માણસો તેમની પાસે આવતા, જેઓ સહુ તેમને મુનશી કહીને બોલાવતા તેથી ઉમરમાં આવતાં તેઓ એ નામથી ઓળખાતા, અને હાલ પણ તેઓ આખા શહેરમાં મુનશીના નામથીજ ઓળખાય છે.

મી. મુનશી સાધારણ સ્થિતિમાંથી જાત મહેનતવડે આગળ વધેલા છે, તેઓ ભલા સ્વભાવના અને માયાળુ ગૃહસ્થ છે, પોતાની કોમની ઉન્નતિને માટે તથા કોમમાં કેળવણી વધારવા માટે તેઓ બહુ આતુર રહે છે, અને તેટલા માટે તેમણે ઘણી મહેનત લીધેલી છે, તથા હજુ પણ લે છે.

તેમની લાયકાત તથા ભલા સ્વભાવથી ઈ. સ. ૧૯૧૫ માં તેઓ પ્રજા તરફથી મ્યુનીસીપાલીટીના મેમ્બર ચુંટાયેલા છે, તેમજ સરકાર તરફથી સુન્ની કમિટિના મેમ્બર નિમાયેલા છે, અંજુમને ઈસલામના તેઓ જોઈન્ટ સેક્રેટરી છે.

મી. મુનશીના મોટાભાઇ અબ્દુલરહેમાન બ્હેશતનશીન થઈ ગયેલા છે, તેમના બે ન્હાના ભાઇઓ હાજીમહમદહુસેન તથા ગુલામરસુલ હૈયાત છે, અને તેઓ સારા રોજગારપર છે.

મી. મુનશીની લાયકાત તથા કુશળતાનાં વખાણ ઘણી જગ્યાએ થયેલાં છે, તેના નમૂના તરીકે થોડાક ફકરા નીચે બતાવેલ છે.

સર એફ. એસ. પી. લેલી. સી. એસ. આઈ. કે. સી. આઈ. ઈ. પોતાના "સજેસન્સ ફોર ધિ બેટર ગવર્નીંગ ઑફ ઈન્ડીયા" નામના પુસ્તકમાં લખે છે કે:-

" In the City of Ahmedabad my friend Mr. F. F. Munshi has carried on with great enterprize and resolution a factory of lucifar matches. I should like to tell his story if this were the place for it. It proves that there are Indians of pluck and practical wits, who in a different Country would win fortune and influence In his own land the only help Mr. Munshi has got is from the ' foreign" Government. Who at the request of its local officers has given him wood and other concessions

on the easiest terms. All that his own people will do to assist him is to lend him money at 20 per cent For years he has been competing with the Japanise, with infinite pains he has learned how to make in the Indian climate a match which rival theirs."

**ભાવાર્થ**:—અમદાવાદ શહેરમાં મારા દોસ્ત મી. ફતેહમહમદ ફકીરમહમદ મુનશીએ ઘણા સાહસ અને દ્રઢતાથી દિવાસળીનું કારખાનું સ્થાપ્યું છે. જો આ જગ્યા તેના વર્ણનને માટે હોત તો હું ખુશીથી તેનું વર્ણન કરત. આથી સાબીત થાય છે કે હિંદવાસીઓમાં પણ કેટલાક બુદ્ધિશાળી અને બાહોશ કાર્યકુશળતાવાળા હોય છે, જેઓ બીજા દેશમાં દોલત અને આબરૂ બન્ને મેળવી શકે. તેના પોતાના દેશમાં સ્થાનિક ઑફીસરોની ભલામણથી પરદેશી રાજ પાસેથી મી. મુનશી જે કાંઇ મદદ મેળવી શકયા છે, તે એટલીજ કે તેમને લાકડું અને બીજી છૂટ સસ્તા દરે આપી છે, તેના પોતાના સ્વદેશીઓએ તેને જે કાંઈ મદદ કરી છે, તે એટલીજ કે તેમને વીસ ટકાના વ્યાજે નાણાં ધીરે છે, વરસો થયાં તે જાપાનીઝ દિવાસળીની સાથે હરિફાઈ કરી રહ્યા છે અને જાપાનીઝની સાથે હરિફાઇ કરી શકે એવી દિવાસળીઓ હિંદુસ્તાનની આબોહવામાં બનાવવાનું તે ઘણીજ મહેનત અને શ્રમથી શિખ્યો છે.

## તેમની જમાત તરફથી અપાયેલું માનપત્ર.

૭૮૬

નસરૂમ્મીનલ્લાહેવફતહુન કરીબ.

## એડ્રેસ.

બજનાબ ફખરે કોમ મુનશી ફતેહમહમદ સાહેબ. રૈસે અમદાવાદ દામ ઇકબાલહૂ.

**આલિજનાબ,**

હમ એહલે જમાયત નહાયત મસર્રત વ ખુશનુદી સે ઇસ જલસેમેં આપકી તશરીફ આવરીકા બેર મકદમ અરઝ કરતે હેં, ઓર ઇન્તિખાબ કમીશનર મેયુનસીપલ કોમિટીકે એઝાઝપર ઇઝ્હારે મસર્રતકે સાથ મુબારીકબાદ દેતે હેં. હમારી ખાસકર મશકૂરીકા બાઇસ યે હે કે ઇસિસે કબ્લ હમારી જમાયત તરઝે મઆશેરત ઓર આદાબ તમદ્દુનસે નાવાકીફથી, ઓર હમારી રસમ કદીમને હમારે ઉયુબપર પડદા ડાલ રખા થા. હમ આપસમેં લડતે ઝગડતે થે, તાલીમસે બેબહેરા થે, ફઝુલ ખરચી હમમેં બડી હુઇથી. શાદી બિયામેં તવાઇફકે નાચકી ખરાબી ગરીબું પર બલાએ બદકી તરેહ નાઝીલ થી. હમદરદી ઓર ઇનિસાની ઝીંદગી હમસે કોસું દૂર થી. ખુદાકા હઝર એહસાન હે કે હમારી કોમમેં એક એસા બેદાર મગઝ પેદા હુવા જીસને આંખ ખોલતેહી કોમ પર નઝર કી ઓર ઇસકી ઇસલાહકા બાડા ઉઠાયા, હોશ સંભાલતેહી જમાઅતકી અનાન અપને હાથમેં લી, ઓર દુશવારસે

દુશવાર તકલીફુંકા સામના નીહાયત દીલેરી ઔર મરદાનગીસે કીયા. હમ સબકો એક દીલ કરનેકે લીયે મજમએ મહોબ્બત કાયમ કીયા. તાલીમકી દુશવાર ગંભુકો હમપર આસાન કીયા. હમ અપની પીછલી ઝીંદગી પર ગોર કરકે આજ અપની મોજુદેહ હાલતકો દેખતે હેં તો મેંદાને તરક્કીમેં ઇસી શેહવસરકી ગરદે દામન અપને આપકો પાતે હેં, ઔર આય દેભી હમારી તરકીયુંકા દારોમદાર ઉસી ઝાતસે વા બસતે હે જીનકા નામે નામી મુનશી ફતેહ-મહમદ સાહબ હે. ઔર હમારી જમાઅતકે પ્રેસીડેન્ટ હે. ઇસ મોકે પર હમ સબ નીહાયત અદબસે ગુઝારીશ કરતે હેં કે જીસ તરેહ આપને અપની ઉમરકા હીસ્સા હમારે લીયે વકફ કીયા હે, ખુદા આપકો ઇસકી જઝાએ ખેર દે; હમારી ઇલમી ઝરૂરતું, કોમી મુફાસીદ, ઔર યંગ મેમબરાનકી તરકીકા સામાન ભી આપકે હાથું બહમ પોહચાએ, મ્યુનીસીપાલેટીકે મુશકીલ કામુમેંભી ખુદા આપકો નુમાયાં ફતેહ દેવે. આમીન ! શુમ્મે આમીન !

ખુદા ખુશ નબી ખુશ, જમાઅત હેં ખુશ;
ખુશા આપ બજમે, મોહબ્બત હે ખુશ.

મિનજાનીબ જમીએ એહલે જમાઅત.

મુંબાઇના માજી ગવર્નરના શબ્દો:—

"I visited the Islam matah factory, to which you refer on the occasion of my last visit, and was greatly intersted in all I saw. I regard it as a very encouraging instance of Mahomedan enterprise."

પોલીટીકલ ભોમીયાના તા. ૨૦-૮-૧૯૦૯ના અંકમાંની થોડી લાઈનો:—

વો મશહુરે જહાં હમદર્દ, હે મુનશી ફતેહ મોહમદ;
જો લીડર કોમકા અપની, મુસલમાનોકા ભાઈ હે.

ખુદાકે ફઝલસેં કુરસી, મીલી દરબાર દેહલીમેં;
ઉસીને અપની કોશિશસેં, યે સબ ઇઝ્ઝત કમાઈ હે.

હે અપને શહેરમેં, દિયાસલીકી ફેકટરી કાયમ;
ઉસીકા હે મુવાવિન એ, મદદ કામ ઇસ્કી આઈ હે.

યે હોતા ગરન ઇસ્મે તો, ન ચલતી યે કીસીસે ભી;
ઉસીને ફેકટરીકું ફેકટરી, પૂરી બનાઈ હે.

બચાયા ડુબતા બેડા, ઉસીને કોમકા અપની;
ઇસીને ઇલ્મકી નોબત, ભી અપને મેં બજાઈ હે.'

છેવટમાં આવા એક બાહોશ અને જ્ઞાતિ પ્રિય ગૃહસ્થને દીર્ઘાયુષ આપવા સાથે પરમાત્મા તેમનાં સર્વ કાર્યોમાં તેમને ફતેહમંદ બનાવે એવી અમારી શુભેચ્છા છે.



# શ્રીયુત મોતીરામ હીરાભાઇ એડનવાળા.

શ્રીયુત મોતીરામભાઈ જ્ઞાતે મનુ પંચાળ છે, એમનો જન્મ સંવત ૧૯૦૮ ઈ. સ. ૧૮૫૨ ના જાન્યુઆરીની દસમી તારીખે અમદાવાદમાં થયો હતો. તેમણે અમદાવાદ, બેલગામ, સતારા, મુંબઈ અને પુના વિગેરે સ્થળોએ રહીને અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવીને પોતાની કારકીર્દિની શરૂઆત એડન મુકામે ઈ. સ. ૧૮૭૩ થી શરૂ કરી હતી.

પોતાનું મૂળ વતન તજી પરદેશ જઈ વિજાતિય મનુષ્યોના સહવાસમાં રહી પોતાનું જીવન ગાળવું તે સાહસિક વૃત્તિ અને હિમ્મતનો પુરાવો છે. એ બાબત પ્રત્યક્ષ અનુભવ થયા શિવાય સમજી શકાય તેમ નથી. પોતાની સાથે વસતા વિવિધ પ્રકારની લાગણીઓ અને આચાર વિચારવાળા મનુષ્યોના હૃદયમાં પોતાને માટે સ્થાન મેળવવું અને સારી ચાહના ઉત્પન્ન કરાવવી તે એક મળતાવડા સ્વભાવના માણસથીજ બની શકે છે.

મોતીરામભાઈ જ્યારે સરકારી નોકરીમાં જોડાવા માટે પ્રથમ એડન ગયા, ત્યારે ત્યાં આગળ ફક્ત થોડાક હિંદુ વ્યાપારીઓનો નિવાસ હતો; આવાં સ્થળે અને અપરિચિત મનુષ્યોના સહવાસમાં નિવાસ કરીને રહેવું એ કેટલાકને તો કેવળ વનવાસ જેવું લાગે છે, પરંતુ હિમ્મતવાન પુરૂષો જ્યાં જ્યાં ફરે છે ત્યાં ત્યાં પોતાનો દેશ માનીને પોતાના કર્તવ્ય તરફજ હમેશાં અડગ રહે છે, અને જે માણુસ એવી રીતે પોતાના કર્તવ્યને વળગી રહી અહોનિશ દૃઢતા અને ખંતથી કાર્ય કરે છે, તેની ઉન્નતિ થયા વિના રહેતી નથી, એ બાબતની ખાત્રીને માટે મોતીરામભાઈનો દાખલો લક્ષમાં લેવો જોઈએ.

શ્રીયુત મોતીરામભાઈ પોર્ટ અને શીપીંગ ઑફીસના સુપ્રીન્ટેન્ડન્ટ જેવા માનપ્રદ હોદ્દા પર નિયત થયેલા હતા, અને એડનમાંજ રહીને લગભગ પાંત્રીસ વરસ જેટલી લાંબી મુદ્દત સુધી તેમણે એ જગ્યા ટકાવી રાખેલી હતી, તે પરથીજ તેમની લાયકાત અને બાહોશીનો ખ્યાલ આવી શકે તેમ છે, પોતાની નોકરી દરમ્યાન તેમણે ઘણા અંગ્રેજ અમલદારોનો પ્રેમ સંપાદન કરેલો હતો.

પોતાની નોકરીમાં કુશળ રહેવા સાથે તેઓ અધિકારીઓને સારો સંતોષ આપતા હોવાથી મોટા મોટા અંગ્રેજ અમલદારોએ તેમની કર્તવ્યનિષ્ટા, વફાદારી અને ખંતને માટે મુક્તકંઠે પ્રશંસા કરવા સાથે તેમને સારાં સારાં સર્ટિફીકેટ આપેલાં છે.

શ્રીયુત મોતીરામભાઈ પ્રવૃતિમય જીવનના ચાહક હોવાથી પોતાના કામ ઉપરાંત મળતા વખતમાં અન્ય અમલદારોને તેઓના કામમાં હમેશાં ઉત્સાહ પૂર્વક મદદ કરતા હતા, આથી કરીને બીજા અમલદારોના હૃદયમાં પણ તેમણે સ્થાન મેળવેલું હતું.

સને ૧૮૮૫ માં સુઆકીમની ચડાઈ (Suakim Exipidition) દરમ્યાન, સોમાલીલેન્ડના ઘેરા ( Somaliland Campaign ) દરમ્યાન અને ઢાલા ફીલ્ડ ઓપરેશન ( Dhalla Field opration ) દરમ્યાન તેમજ બીજા કેટલાક પ્રસંગોમાં વિશેષ માણસોની મદદ શિવાય સંતોષકારક કામ બજાવવા માટે સરકારી અમલદારોના મનમાં તેમની ચપળતા અને કર્તવ્ય શક્તિ માટે ઉચ્ચ અભિપ્રાય ઉત્પન્ન થયો હતો.

સરકારી નોકરીનું કાર્ય કુશળતા પૂર્વક કરવા ઉપરાંત એડનમાં તેમણે "હિંદુ સમાજ" નામની એક સંસ્થા સ્થાપવામાં પણ સારો ભાગ લીધો હતો, અને બે વરસ સુધી પોતે તેના પ્રેસીડન્ટ તરીકે કામ કર્યું હતું.

ઈ. સ. ૧૮૭૩થી ૧૯૦૮ સુધી એટલે કે લગભગ પાંત્રીસ વરસ સુધી એડનની પોર્ટ અને શીપીંગ ઑફીસોના સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે વફાદારીથી નોકરી કર્યા બાદ તેઓ રીટાયર થયા ત્યારે તેમના માનમાં "હિંદુ સમાજ" તરફથી એક ભવ્ય મેલાવડો કરવામાં આવ્યો હતો, અને તેમનાં કાર્યોની સ્તુતિ કરવા સાથે તેમની સમાજ પ્રત્યેની લાગણીને માટે આભાર પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

શ્રીયુત મોતીરામભાઇએ નોકરી દરમ્યાન પુરસદના વખતે દરિયાઈ ખાતાંના કેપ્ટનોને, પગાર ગણનારાઓને, હુંડીયામણ ગણનારાઓને તેમજ ઈનકમટેક્ષ ભરનારાઓને ઉપયોગી થઈ પડે તેવું "રેડીરેકનર" નામનું એક પુસ્તક પણ પ્રકટ કરેલું છે.

સરકારી નોકરીમાંથી નિવૃત્ત થઈ પોતાની જીંદગીનો બાકીનો ભાગ પોતાની માતૃભૂમિ અમદાવાદમાં ગાળવા માટે તેઓએ અમદાવાદ આવ્યા બાદ ઈ. સ. ૧૯૦૯માં દિલ્લી દરવાજા બહાર શાહીબાગની સડકે પોતાના પિતાશ્રીના નામ પરથી "હીરાબાગ" નામનો એક બંગલો બંધાવેલો છે.

અમદાવાદ આવ્યા પછી થોડા વખતમાં અત્રેના સુપ્રસિદ્ધ, સરદાર સર ચીનુભાઈના ચીફ એન્જીનીયર મી. છગનલાલ જીવરામનાં પુત્રી સાથે તેમના પુત્ર નામે મુળજીભાઇનો સબંધ જોડાયો હતો.

ત્યાર બાદ થોડા વખતે તેમના ન્હાના પુત્ર ધિરજલાલનો સ્વર્ગવાસ થયો હતો, ટુંક વખત પછી તેમનાં પત્નીનો પણ સ્વર્ગવાસ થયો હતો, અને તે પછી ત્રણ મહિને તેમનાં પુત્રવધૂના મૃત્યુથી તેમના કુટુંબમાં ભારે ખોટ પડી હતી. પોતાના ઘરનાં ત્રણ માણસોના ટુંક વખતના અવસાનથી તેમના હૃદયને ભારે આઘાત થયો હતો, પરંતુ એ બધી આફતો તેમણે ધીરજથી સહન કરી હતી.

ઈ. સ. ૧૯૦૯ માં ગોધરાના રહીશ પીઠવા સોમેશ્વર ગીરધરલાલ જેઓ ફોરેસ્ટ રેન્જ ઑફીસરના હોદ્દા પર છે, તેમનાં બ્હેન સાથે મોતીરામભાઈએ પોતાના પુત્ર મુળજીભાઈનું બીજી વખત લગ્ન કરેલું હતું, તેમજ એ અરસામાં તેમણે પોતે પણ પુનર્લગ્ન કરેલું છે.

શ્રીયુત મોતીરામભાઇને સંતતિમાં મુળજીભાઈ તથા ભીખાભાઈ નામના બે પુત્રો અને ગંગાગૌરી નામની એક પુત્રી છે.

શ્રીયુત મોતીરામભાઈ વૃદ્ધાવસ્થાને લીધે નોકરીમાંથી નિવૃત્ત થયેલા હોવા છતાં હજુ પણ સરકારની સારી સેવા બજાવે છે અને ચાલુ મહાભારત યુદ્ધના અંગે ઉત્પન્ન થયેલ વૉર લોન, વીમેન્સ બ્રેંચ ઑફ વૉર એન્ડ રીલીફ ફંડ આદિ સંસ્થાઓમાં તેઓ આગેવાની ભર્યો ભાગ લેછે. તેઓ સ્થાનિક મ્યુની-સીપાલીટીમાં સરકાર તરફથી "નોમિનેટેડ કાઉન્સીલર" નિમાયેલા છે, તે ઉપરાંત ઇંગ્લંડની "રોયલ સોસાઈટી ઑફ આર્ટસ" તરફથી તેમને F. R. S. A. નો ઈલ્કાબ મળેલો છે.

શ્રીયુત મોતીરામભાઈ મિલનસાર સ્વભાવના અને સારી કારકીર્દિના ગૃહસ્થ છે, અને અત્રેના દેશી તથા યુરોપીયન અમલદારોમાં તેઓ સારી લાગવગ ધરાવે છે.





રા. બા. મોતીરામ હીરાભાઇ એડનવાળા.



ડોકટર હીરાલાલ કેશવલાલ નાણાવટી.

# શ્રીયુત ડોકટર હીરાલાલ કેશવલાલ નાણાવટી.

એલ્. આર. સી. પી. એન્ડ એસ. (એડીનબર્ગ.) એલ્. એમ. (ડબ્લીન.)

રા. રા. ડોકટર હીરાલાલભાઈ જ્ઞાતે વડનગરા નાગર છે. તેમનો જન્મ જુનાગઢ શહેરમાં સંવત ૧૯૩૧ ના પોષ સુદ ૧૫ ના રોજ થયેલ છે, એમના પિતા કેશવલાલ પ્રિતમલાલ નાણાવટી કાઠીયાવાડના એક પ્રતિષ્ટિત ગૃહસ્થ તરીકે પ્રખ્યાત છે, કારણ કે તેમણે કાઠીયાવાડના રજવાડાઓની ઘણીજ સારી નોકરી બજાવેલી છે, જેતપુરમાં કાઠી દરબારના કારભારી તરીકે, ગોંડળમાં દુર્લભજી ધરમસી વેદના વખતમાં નાયબ દીવાન તરીકે, અને વડીયા સ્ટેટના મેનેજર તરીકે નોકરી કરીને તેમણે બહુજ સારી આબરૂ, તથા ઉપરી અધિકારીઓનો તેમજ રાજવંશીઓનો સારો પ્રેમ સંપાદન કરેલ છે. હીરાલાલભાઇના મોટા ભાઈ શ્રીયુત મણીલાલ કેશવલાલ નાણાવટી બી. એ. એલ્. એલ્. બી. હાલમાં પણ જુનાગઢ સ્ટેટમાં રૂા. અઢીસોના પગારથી એકાઉન્ટન્ટ ખાતામાં કામ કરે છે.

મતલબ કે હીરાલાલભાઇએ જેવી રીતે આંહી અમદાવાદમાં પોતાની આબરૂ તથા પ્રતિષ્ટા જમાવેલી છે, તેવીજ બલકે તેથી પણ વિશેષ આબરૂ તેમના વડિલોની તળપદ જુનાગઢ ખાતે તેમજ કાઠીયાવાડ ખાતે છે.

હીરાલાલભાઇએ જુનાગઢની નિશાળમાં ગુજરાતી અભ્યાસ કરેલો છે, અને છઠ્ઠા ધોરણ સુધીનો અંગ્રેજી અભ્યાસ પણ જુનાગઢનીજ હાઈસ્કૂલમાં કરેલો છે. ત્યાર પછી મુંબઈની ન્યુ હાઇસ્કૂલ તથા પ્રોપ્રાયેટરી હાઇસ્કૂલમાં અભ્યાસ કરી મેટ્રિક્યુલેશનની પરિક્ષા પસાર કરેલી છે.

મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા પછી મુંબઈની ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં વૈદકનો અભ્યાસ કરવા તેઓ દાખલ થયા હતા, ત્યાં પાંચ વરસનો અભ્યાસક્રમ પુરો કરી યુનીવર્સિટીની ત્રણ પરિક્ષા પાસ કરેલી છે.

ત્યારબાદ એ અભ્યાસ આગળ વધારવાની તેમની ઈચ્છા થવાથી, તેઓ અભ્યાસને માટે વિલાયત ગયેલા હતા, ત્યાં સારી રીતે અભ્યાસ કરી એડીનબર્ગની એલ્. આર. સી. પી. એન્ડ એસ. ની ડીગ્રી તથા ડબ્લીનની એલ્. એમ. ની ડીગ્રી તેઓએ મેળવેલી છે.

વિલાયતની વૈદક પરિક્ષાઓ ફતેહમંદીથી પસાર કરીને સંવત ૧૯૬૩ ની સાલમાં તેઓ સ્વદેશ પાછા ફરેલા છે, અને ૧૯૬૪ ની શરૂઆતમાં આંહી અમદાવાદ ખાતે પોતાનું સ્વતંત્ર દવાખાનું ખોલેલું છે.

અમદાવાદમાં દવાખાનું ખોલ્યાં તેમને વિશેષ વખત થયેલો નથી, તેમજ તેઓ ખાસ આંહીના વતની અગર જાણીતા પણ નથી, તે છતાં તેમની હુશિયારી અને સુશિલ સ્વભાવના પ્રભાવે તેમનો ધંધો ઘણીજ સારી રીતે ચાલે છે, અને લોકોમાં તેમની પ્રતિષ્ટા પણ બહુજ સારી જામી ગયેલી છે.

પોતાના ધંધાની પ્રવિણતાના પ્રભાવે તેમણે ઘણા ભયંકર કેસને સુધારી સારા કરેલા છે, અને તેથી એક બાહોશ તથા કુશળ ડાકટર તરીકે અમદાવાદની પ્રજાએ તેમની ગણના કરેલી છે.

શ્રીમાન હીરાલાલભાઈમાં પોતાના ધંધાની કુશળતા ઉપરાંત બીજા પણ ઘણા સારા સદ્ગુણો છે, તેમજ તેમનો સ્વભાવ પણ હસમુખો અને મળતાવડો છે. તેમના ધંધામાં તેમને યશ મળે એવી પ્રભુ પ્રત્યે અમારી પ્રાર્થના છે.





ડૉ. શંકરલાલ કેશવલાલ વ્યાસ.



રા. સા. ડૉ. પોપટલાલ લલ્લુભાઈ.

See Page 151.

# રા. સા. ડોકટર પોપટલાલ લલ્લુભાઈ.

શ્રીયુત પોપટલાલભાઈ જ્ઞાતે વીસા શ્રીમાળી શ્રાવક છે, એમનો જન્મ સંવત ૧૯૧૮ ના જેઠ સુદ ૯ ના રોજ થયેલ છે, ગુજરાતી પાંચ અને અંગ્રેજી ૭ ધોરણ સુધી અભ્યાસ કરીને વૈદકના અભ્યાસને માટે તેઓ બેરામજી જીજીભાઈ મેડિકલ સ્કૂલમાં દાખલ થયેલા હતા, ત્યાં ત્રણ વરસનો અભ્યાસ કરીને એચ. એ. ની પરિક્ષામાં પાસ થયા હતા.

એ પરિક્ષામાં પાસ થવાથી સરકારે તેમને રૂા. ૧૬) ના પગારથી મુંબઈ મોકલાવેલા હતા. એ વખતે એચ. એ. ની પરિક્ષામાં પાસ થનારને સરકાર તરફથી ૧૬) રૂપિયા મળતા અને નોકરી માટે સરકાર જ્યાં મોકલે ત્યાં જવું પડતું. શ્રીયુત પોપટલાલભાઇએ ખેડા જીલ્લામાં બોરસદ અને મહુધા, તથા અમદાવાદ જીલ્લામાં વિરમગામ, ઘોઘા, ધોલેરા અને સાણંદ તેમજ તે શિવાય થાણા, સુરત, મુંબઈ અને નડીયાદ વિગેરે જુદાં જુદાં સ્થળોએ ત્રીસ વરસ સુધી ડોકટર તરીકે નોકરી કર્યા બાદ ઈ. સ. ૧૯૧૧ ના જુલાઈ માસમાં તેમની નિમણુક અમદાવાદની સીવીલ હોસપીટલના હાઉસ સર્જન તરીકે તથા મેટિરીયા મેડિકાના શિક્ષક તરીકે થયેલી હતી. થોડો વખત તેમણે મેટિરીયા મેડિકાના શિક્ષક તથા હાઉસ સર્જન તરીકે કામ કર્યા બાદ, તેમને મેટિરીયા મેડિકાના શિક્ષકનુંજ કામ સોંપવામાં આવ્યું હતું.

સીવીલ હોસપીટલની નોકરી દરમ્યાન તેમણે ઉપરી અધિકારીઓ, વિદ્યાર્થીઓ તથા સહવાસમાં આવતાં અન્યજનોનો સારો પ્રેમ સંપાદન કરેલો હતો, તેમની અવસ્થા વૃદ્ધ થવાથી હાલમાંજ એટલે કે ઈ. સ. ૧૯૧૭ ના એપ્રીલ માસમાં તેમને પેન્શન આપવામાં આવેલ છે.

રા. સા. પોપટલાલભાઈની લાયકાત, હુશિયારી તથા કાર્યદક્ષતાથી ઈ. સ. ૧૯૧૫ ના જુન મહિનામાં તેમને સરકાર તરફથી રા. સા. નો ઈલ્કાબ આપવામાં આવ્યો હતો, તે પ્રસંગે મેડિકલ સ્કૂલના વિદ્યાર્થીઓ તથા જૈન વીસા શ્રીમાળી કલબ તરફથી તેમને માનપત્રો આપવામાં આવ્યાં હતાં.

રા. સા. પોપટલલભાઇ સ્વભાવે શાન્ત, મળતાવડા, તેમજ સુશિલ સદ્‌ગૃહસ્થ છે, તેઓ હાલમાં જૈન શ્વેતામ્બર કોન્ફરન્સના પ્રોવીન્સીયલ સેક્રેટરી છે.

પરમ દયાળુ પરમાત્મા તેમને સહકુટુંબ સુખશાન્તિમાં રાખવા સાથે દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરે એવી અમારી શુભેચ્છા છે.

# શ્રીયુત ડોકટર મણીલાલ હરિવલ્લભદાસ ભગત.

## એલ. એમ. એન્ડ એસ.

ડોકટર મણીલાલભાઈ જ્ઞાતે દશા ખડાયતા વાણિયા છે તેમનો જન્મ સંવત ૧૯૪૧ ના આસો સુદ ૧૪ ના રોજ થયેલ છે. એમની છઠ્ઠી પેઢીએ રણછોડદાસ નામના એક પ્રખ્યાત ભક્ત થઇ ગયેલ છે. એ ભક્તની ગુજરાતમાં ઘણીજ સારી પ્રખ્યાતિ છે, તેમની જગ્યા તોરણામાં છે, તેમને માનનારા સેવકોની સંખ્યા ઘણીજ સારી છે, અને તેમને અન્ય ધર્મ ગુરૂઓની માફક કંઠી બાંધવાનો અધિકાર છે. રણછોડ ભક્તે કવિ તરીકે પણ ઘણીજ સારી આબરૂ મેળવેલી છે, તેમની કેટલીક કવિતાઓ કાવ્યદોહનમાં છે, તેમનું જીવનચરિત્ર ભક્તપ્રકાશ નામના પુસ્તકમાં છપાયેલ છે, જેમાંની મુખ્ય હકીકત નિચે પ્રમાણે છે.

રણછોડભક્તના પિતાનું નામ નરસિમહેતા હતું. એમના વખતનો ચોક્કસ નિર્ણય નથી, પરંતુ ૧૭૮૫ થી ૧૮૦૫ સુધી તેઓ તોરણામાં હોવાનું જણાયું છે, રણછોડભક્ત પ્રથમ પોતાના વતન ખડાલમાં ધીરધારનો તથા નેસ્તીનો ધંધો કરતા હતા, તેમને ન્હાનપણથી ઇશ્વરભજન તથા સંતસાધુપર વિશેષ પ્રીતિ હતી અને તેથી તેઓ તેમની સારી બરદાસ્ત કરતા. શ્રી ડાકોરજીના રણછોડરાય પર રણછોડ ભક્તને બહુજ શ્રદ્ધા હતી, અને તેથી તેઓ દર પુનમે ડાકોર જતા હતા. બીજા ભકતોની માફક રણછોડ ભક્તના પણ કેટલાક પરચાઓ છે, તે નીચે પ્રમાણે.

એક વખત એક વિધવા બાઇને બહાર ગામ જવાનું હોવાથી તે પોતાના ઘરેણાંનો ડાબલો લઈ ભક્તને ત્યાં મુકવા ગઇ, એ વખતે ભક્ત પુજામાં બેઠેલા હોવાથી તેમણે દાબડો હાથમાં નહિ લેતાં પાસે એક મજુસ પડેલી હતી તેના પર મુકી જવાની બાઇને આજ્ઞા કરી. બાઈ તે પ્રમાણે મુકીને જતી રહી. હવે એ દાબડો બાઇને મજુસપર મુકતાં સામે રહેનાર એક સોનીએ જોયેલ, તેથી જ્યારે ભક્ત ધ્યાનમાં નિમગ્ન થયા ત્યારે લાગ જોઇને તે સોનીએ આવીને ઘરેણાંનો દાબડો ઉપાડી લીધો અને પોતાને ત્યાં લઈ જઈ છાણાના ઢગલામાં સંતાડી દીધો.

બનાવ એવો બન્યો કે કંઈ કારણસર બાઈને ગામ જવાનું બંધ રહ્યું અને તેથી તે પોતાનો ડાબલો લેવા પાછી આવી, તે વખતે ભક્ત હજુ પુજામાંજ હતા અને તેથી તેમણે દાબડો જ્યાં મુકયો હોય ત્યાંથી લઇ લેવાનું બાઇને કહ્યું. પરંતુ બાઈને ત્યાંથી દાબડો મળ્યો નહિ, અને તેથી ભક્તને

તથા બાઇને કેટલીક બોલાચાલી થઈ, છેવટ બાઇએ ભક્તની વિરૂદ્ધ ખડાલના મિંયા પાસે ફરીયાદ કરી. તે ઉપરથી ભક્તને એકદમ કચેરીમાં બોલાવી નજર કેદ રાખવામાં આવ્યા. રણુછોડ ભક્તે ઇશ્વરનું ધ્યાન ધરી સહાયતા માગી. એ વખતે તેમણે જે સ્તુતિ કરી તે "કેવળ રસ" નામના કાવ્ય તરીકે પ્રખ્યાત છે, એ કાવ્યની અંદર મોતીદામ છંદની ૩૬૦ કડીઓ છે. કહેવાય છે કે સાક્ષાત પરમેશ્વરે સાધુના વેશે આવી સોનીએ સંતાડેલો દાબડો કાઢી હાજર કરીને રણુછોડ ભક્તની લાજ રાખી.

આ બનાવથી ભક્તને મિંયા તરફ માઠું લાગ્યું અને તેથી રીસાઇને ખડાલ છોડી તેઓ ચાલી નિકળ્યા, અને અન્ન જળ નહિ લેવાની પ્રતિજ્ઞા લઈ ડાકોર જવાની તૈયારી કરી. પરંતુ માર્ગમાં તોરણા ગામ આવ્યું, ત્યાંના કડવા કણબીઓ ભક્તના મિત્રો હતા તેમના જાણવામાં એ વાત આવતાં ભક્તને ડાકોર ન જવા દેતાં ત્યાં તોરણમાંજ રોકી રાખ્યા. ત્યાં તેમને રણુછોડરાયે સ્વપ્નમાં દર્શન આપીને ડાકોર નહિ જતાં તોરણમાંજ મૂર્તિ સ્થાપન કરી ત્યાંજ રહેવા આજ્ઞા કરી, અને અમુક જગ્યાએ પ્રતિમા છે, તે ત્યાંથી ખોદી કાઢીને સ્થાપના કરવાનું સુચવ્યું. રણુછોડ ભક્તે પ્રથમ આ વાત માની નહિ, પરંતુ બે ત્રણ વખત એજ પ્રમાણે સ્વપ્ન આવવાથી છેવટ તેમણે સ્નેહી મિત્રો પાસે વાત જાહેર કરી. સર્વાનુમતે નિશાનીવાળી જગ્યાએ તપાસ કરતાં લક્ષ્મીનારાયણ, ગરૂડ અને હનુમાનજીની, મૂર્તિઓ નિકળી એ મૂર્તિઓ ગામનાં માણસોને સોંપીને ભક્ત ડાકોર જવા તૈયાર થયા, પરંતુ ગામનાં માણસોએ તેમને અટકાવ્યા, અને એ મૂર્તિઓનું સ્થાપન કરી ત્યાંજ રહેવા કહ્યું. તથા મંદિરના અને ભક્તના નિભાવ માટે બંદોબસ્ત કરી આપ્યો. તોરણાના નિવાસ દરમ્યાન તેમણે બીજા પણ ઘણા ચમત્કારો બતાવ્યાનું કહેવાય છે.

રણુછોડ ભક્ત બહુ ભણેલા નહોતા, છતાં પણ ઈશ્વરી કૃપાથી તેઓ તત્કાળ કવિતાઓ કરી શકતા, તેમણે રચેલાં કાવ્યોમાંના ઘણા ખરાં સંગે પ્રસંગે ગાવાનાં ગીતોનો છે, તેમણે રચેલ કેવળરસ નામનું કાવ્ય પણ ઈશ્વર ભક્તિથી ભરપૂર અને ઘણું સારૂં છે, તે શિવાય ઇંદ્ર સ્તુતિ, બ્રહ્મ સ્તુતિ, નચિકેત આખ્યાન, કકકો, સીતાવેલ, દસ અવતારની લીલા, નામ મહાત્મ્ય, વૃંદાવન મહાત્મ્ય, વિગેરે ઘણાં આખ્યાનો તેમણે રચેલાં છે.

રણુછોડ ભક્ત ૧૦૫ વરસની ઉમરે સ્વધામ ગયેલા હતા. હાલમાં તેમની ગાદીના હકદાર મણીલાલભાઈના પિતા, હરિવલ્લભદાસ મોરલીધરદાસ છે, પરંતુ તેઓ અમદાવાદની ફીમેલ ટ્રેનીંગ કોલેજના હેડ માસ્તરની નોકરીપર હોવાથી તેમણે એ જગ્યા પોતાના નાના ભાઈ ત્રિભૂવનદાસને સોંપેલ છે.

તેઓ અસલથી ચાલતા આવતા નિયમ મુજબ સદ્‌માર્ગે વર્તી સંત સાધુઓની સારી સેવા બજાવે છે.

રા. રા. મણીલાલભાઈના પિતાએ ફીમેલ ટ્રેનીંગ કોલેજના હેડ માસ્તરની માનવંત જગ્યાએ ઘણો લાંબો વખત નોકરી કરીને હાલ તેઓ પેન્શન લઈ નિવૃતિથી હાલમાં અમદાવાદમાં પોતાનો વખત નિર્ગમન કરે છે.

રણછોડ ભકતની ગાદીના હવે પછીના વારસ રા. રા. મણીલાલભાઈના મોટાભાઈ અંબાલાલભાઈ છે, તેઓ સુશિક્ષિત અને કેળવાયેલ છે. પ્રથમ તેઓ મરચન્ટસ બેંકની અહીંની શાખાના એજન્ટ હતા, પરંતુ એ બેંકની અમદાવાદની શાખા બંધ થવાથી તેઓ અહીંની ઝવેરી મીલના મેનેજરની જગ્યાએ નિમાયેલા છે.

મણીલાલભાઈએ પોતાની પાંચ વરસની ઉમરે પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજમાં પોતાનો ગુજરાતી અભ્યાસ શરૂ કરેલો હતો, ત્યાર પછી રણછોડલાલ છોટાલાલ હાઈસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરીને ઈ. સ. ૧૯૦૩ માં મેટ્રિકની પરિક્ષા પાસ કરી હતી, પછી ગુજરાત કોલેજમાં છ માસ પ્રિવિયસનો અભ્યાસ કરી મદ્રાસની મેડિકલ કોલેજમાં તેઓ દાખલ થયેલા ત્યાં ચાર વરસ અભ્યાસ કરી સને ૧૯૦૮ માં એલ. એમ. એન્ડ એસ. ની ડીગ્રી સંપાદન કરેલી છે.

મણીલાલભાઈ ન્હાનપણથીજ ચાલાક અને બુદ્ધિશાળી હોવાથી તેમણે પોતાનો અભ્યાસ ઝડપથી આગળ વધારી બધી પરિક્ષાઓ ઉંચે નંબરે પાસ કરેલ છે.

૧૯૦૮ માં અમદાવાદમાં માંડવીની પોળમાં મણીલાલભાઈએ પોતાનું દવાખાનું ખોલેલું છે, હજુ સુધી તેઓ ત્યાંજ કામ કરે છે, તેમનું દવાખાનું સારા પાયાપર ચાલે છે અને મણીલાલભાઈની લાયકાત તથા ધંધાની હુશીયારીને લીધે અમદાવાદના ઘણા ખરા મીલમાલેકો અને મોટા મોટા વૈશ્નવ શેઠીયાઓના તેઓ ફેમીલી ડાકટર છે.

મણીલાલભાઈએ આ ધંધામાંથી સારા પૈસા પેદા કરેલા છે, અને આપ બળથી પોતાની સાદી સ્થિતિમાં ઘણોજ સુધારો કરેલો છે. મણીલાલભાઈ સ્વભાવે ઉદાર અને દયાળુ હોવાથી ઘણા ગરીબ દરદીઓને વગર પૈસે દવા આપે છે તેમજ વગર ફીએ જોવા જાય છે, એટલુંજ નહિ પણ મહીપતરામ અનાથાશ્રમમાં તેઓ મૂળથીજ ડોકટર તરીકે મફત કામ કરે છે.

તે શિવાય ગરીબ વિદ્યાર્થીઓને ફી, તથા પુસ્તકોની પણ તેઓ વખતો વખત મદદ કરે છે, અને બીજાં સખાવતનાં કાર્યોમાં પણ પોતાથી બનતો ભાગ લે છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

# રા. રા. ડોકટર શંકરલાલ કેશવલાલ વ્યાસ.

ડોકટર શંકરલાલભાઈ જ્ઞાતે વીસનગરા નાગર છે. એમનો જન્મ ઈ. સ. ૧૮૬૧ ના અકટોબરની ૧૩ મી તારીખે થયેલ છે. એમના પિતા નાતના આગેવાન પટેલ હતા, અને શંકરલાલભાઈ હજુ પણ છે, મતલબકે એમની જ્ઞાતિમાં એમનું ઘર પ્રથમ પંક્તિનું ગણાય છે.

શંકરલાલભાઇનો ગુજરાતી પાંચ ધોરણ અને અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ છે. એટલો અભ્યાસ કર્યા પછી અઢાર વરસની ઉમરે એટલે કે ઈ. સ. ૧૮૭૯ના નવેમ્બર માસમાં તેઓ મેડિકલ સ્કુલમાં દાખલ થયા હતા, અને ત્યાં લગભગ ત્રણ વરસ અભ્યાસ કરી સબ આસીસ્ટન્ટ સર્જનની પરિક્ષા પસાર કરી હતી.

આ પરિક્ષામાં પાસ થવાથી સરકારે તેમને ૧૮૮૨ ની સાલમાં એટલે કે તેમની એકવીસ વરસની ઉમરે રૂા. ૧૯)ના પગારથી મુંબઈ મોકલ્યો હતા, ત્યાંથી સુરત, બારડોલી અને દેહજ તથા ભરૂચ વિગેરે સ્થળોએ લગભગ પંદર વરસ નોકરી કર્યા પછી ૧૮૯૬ ની સાલમાં અહીંની સીવીલ હોસ્પીટલમાં તેમની નિમણુક થઈ હતી.

એ વખત દરમ્યાન શંકરલાલભાઇએ સારી બાહોશીથી નોકરી કરીને પોતાના અધિકારીઓને, સહવાસીઓને તથા પ્રજા વર્ગને સારો સંતોષ આપી તેમની પ્રીતિ મેળવી હતી.

અહીંની સીવીલ હોસ્પીટલમાં ૧૮૯૬ થી ૧૯૧૨ સુધી તેમણે ડોકટર તરીકે, તથા હાઉસ સર્જન તરીકે, તેમજ મેટિરીસા મેડિકાના તથા ફાર્મસીના શિક્ષક તરીકે સારૂં કામ કરી શાબાશી મેળવેલી છે.

તેમના કામથી પ્રસન્ન થઇને તેમના ઉપરીએ ૧૯૦૪ ની સાલમાં તેમને રાવસાહેબનો ઈલ્કાબ આપવા સરકારમાં ભલામણ કરેલી હતી.

લગભગ પાંત્રીસ વરસ સુધી સરકારની પૂર્ણ વફાદારીથી નોકરી કર્યા પછી ૧૯૧૬ ની સાલમાં તેઓ રિટાયર થયા હતા.

અહીંની હોસપીટલની નોકરી દરમ્યાન તેમને નર્સીંગ એસોસીએશનની ખામી જણાયાથી, પોતાના ઉપરી અધિકારીઓ વિગેરેને ભલામણ કરી બનતો પ્રયત્ન કરીને તે વખતના તેમના ઉપરી મી. ડબલ્યુ. ઈ. જેનીસ સાહેબના હસ્તથી "અમદાવાદ લેડી મેમોરીયલ નર્સીંગ એસોસીએશન"ની સ્થાપના કરવામાં સારો આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

આ એસોસીએશન સ્થાપન થવાથી લોકોને ઘણોજ લાભ થયેલો છે, અને તે સ્થાપન કરવામાં આગેવાની ભર્યો ભાગ લેવા માટે શ્રીમાન શંકરલાલ ભાઇને ધન્યવાદ ઘટે છે.

નોકરીમાંથી રીટાયર થયા પછી સરકારને જુના અનુભવી માણસની જરૂર પડવાથી તેમણે શંકરલાલભાઈની માગણી કરવાથી તેઓ ફરીથી બીજા દિવસથી જ નોકરીમાં જોડાયેલા હતા.

હાલમાં તેઓ અહીંની સીવીલ હોસ્પીટલમાં નોકર છે, અને સરકારની નોકરી કરવા સાથે ગરીબ માણસોની પણ સારી સેવા બજાવે છે.

આર્ય સમાજના તેઓ હિમાયતી હોવાથી અમદાવાદની અંદર આર્ય સમાજની કોન્ફરન્સ બોલાવવામાં તેમણે સારી મહેનત કરેલી હતી, એ કોન્ફરન્સમાં હજારો માણસો એકત્ર થયેલાં હતાં અને સ્વાગત કમિટીના પ્રમુખ તરીકે તે વખતે શંકરલાલભાઈએ સારૂં કામ કરેલું હતું. અમદાવાદ ખાતે આર્ય સમાજ સ્થાપન કરવામાં પણ તેમણે સારો પ્રયાસ કરેલો છે, અને ઘણા લાંબા વખતથી સમાજના પ્રમુખ તરીકે તેઓ કામ કરે છે.

પરમ દયાળુ પરમાત્મા તેમને દીર્ઘ આયુષ્ય બક્ષવા સાથે સર્વદા સુખ શાન્તિમાં રાખે એવી અમારી શુભેચ્છા છે.



# શ્રીયુત આશારામ દલીચંદ શાહ.

શ્રીયુત આશારામભાઈ જ્ઞાતે દશાશ્રીમાળી વાણીયા છે, એમના પિતા મૂળ તો અમદાવાદના વતની હતા, પરંતુ ધંધાર્થે રાજકોટ ગયેલા ત્યાં આગળ ઈ. સ. ૧૮૪૨ સંવત ૧૮૯૮ ના માહ વદ ૧૪ ના રોજ આશારામભાઇનો જન્મ થયો હતો.

આશારામભાઈના પિતા જે વખતે અમદાવાદથી રાજકોટ ગયા તે વખતે ગુજરાત કાઠીયાવાડમાં રેલ્વે નહિ હોવાથી ગાડાં ભાડે કરીને જવાતું હતું અને જતાં તેમજ આવતાં આશરે આઠ આઠ દિવસ થતા. રસ્તામાં જુદી જુદી હદના રાજકર્ત્તાઓ તરફથી ગાડાંનો ચીલા વેરો લેવામાં આવતો. ચોર, લુંટારા વિગેરેનો ભય ઘણોજ હોવાથી જતાં તેમજ આવતાં વોળાવા સાથે રાખવા પડતા, હથિયાર રાખવાની એ વખતે મનાઈ નહોતી અને તેથી ઘણાંખરાં માણસો હથિયાર પાસે રાખતાં. એ વખતનાં હથિયારોમાં બંદૂક હતી ખરી, પરંતુ હાલના જેવી નહોતી, બંદૂકમાં તે વખતે જામગ્રી વપરાતી હતી.

સંવત ૧૮૭૬ માં બ્રિટિશ સરકારે રાજકોટમાં નવો કેમ્પ વસાવેલ તે પ્રસંગે જે જે સદ્‌ગૃહસ્થો પહેલવહેલા ત્યાં વસવા ગયા તેમાં આશારામભાઇના પિતા પણ હતા, અને હજુ પણ તેમનાં એ જુનાં મકાનો ત્યાં આગળ મોજુદ છે.

આશારામભાઈના પિતા દલીચંદભાઈ રાજકોટમાં દાણાનો વેપાર કરતા હતા, અને પાછળથી કાપડનો વેપાર પણ કર્યો હતો.

શ્રીયુત આશારામભાઇએ પોતાનો ગુજરાતી અભ્યાસ રાજકોટની મિશન સ્કૂલમાં શરૂ કરેલો હતો, અને ત્યાર પછી સરકાર તરફથી નવી ખુલેલી સ્કૂલમાં ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો હતો.

કેળવણીની એ વખતે શરૂઆતજ હતી, અને અંગ્રેજી નિશાળો તો કોઈકજ જગ્યાએ હતી, ગુજરાતી ભણતર પણ જુદી રીતનું અને તે ભણાવવાની ઢબ પણ જુદીજ હતી, હાલની માફક પહેલી, બીજી, ત્રીજી ચોપડી' એવું કશું એ વખતે હતું નહિ. આશારામભાઇએ ગુજરાતી બાળમિત્ર એટલે કે હાલના સાતમા ધોરણ સુધીનો અભ્યાસ કર્યો હતો. એમણે પોતાનો ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો એ અરસામાં રાજકોટમાં નવી અંગ્રેજી નિશાળ ઉઘડી અને ઇ. સં. ૧૮૫૩ માં રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ એ નિશાળના હેડમાસ્તર તથા કાઠીયાવાડ એજ્યુકેશનલ ડીપાર્ટમેન્ટના સુપ્રીન્ટેન્ડન્ટ નીમાઇને રાજકોટ

આવ્યા, તેમના હાથ નીચે આશારામભાઈએ અંગ્રેજી અભ્યાસ કર્યો અને ઈ. સ. ૧૮૫૯ માં એન્ટ્રન્સ એક્ઝામીનેશન અથવા હાલ જેને મેટ્રિક ક્લાસ કહે છે, તેની પરિક્ષા પસાર કરી.

એ પરિક્ષા લેવાનું એ વખતનું ધોરણ એવું હતું કે પરિક્ષાના નિમેલ દિવસે બધા વિદ્યાર્થીઓ પોલીટીકલ એજન્ટને બંગલે જતા. ત્યાં મુંબાઈથી એજન્ટ સાહેબ પર પરિક્ષાના સ્વાલના કાગળ સીલબંધ આવતા, તે સીલ તોડીને સ્વાલ જાહેર કરવામાં આવતા અને પાછા તેના જવાબ વિદ્યાર્થીઓ પાસેથી લખાવીને મુંબઈ મોકલાવી આપતા. શ્રીયુત આશારામભાઈની પરિક્ષા એ વખતના પોલીટીકલ એજન્ટ મે. કર્નલ જે. ટી. બાર સાહેબે લીધી હતી.

એ વખતે એન્ટ્રન્સ એક્ઝામીનેશન પછી જેને આગળ અભ્યાસ કરવો હોય તેને મુંબાઈ જવું પડતું હતું; કારણ કે કાઠીયાવાડ કે ગુજરાતમાં એ વખતે કોલેજ નહોતી. વિશેષ અભ્યાસ કરવાની ઈચ્છા રાખનારને નામદાર બ્રિટિશ સરકાર તરફથી સ્કોલરશીપ આપવામાં આવતી હતી, પરંતુ રેલ્વેનાં સાધનની અગવડ, પાણી લાગવાનો ભય અને માબાપની નાખુશીથી આશારામ ભાઈએ અભ્યાસ વિશેષ નહિ લંબાવતાં રા. સા. ભોગીલાલભાઈની સલાહ અને ઈચ્છાથી લીંબડીમાં ગુજરાતી નિશાળના મહેતાજીની નોકરી સ્વીકારેલી હતી. ચાર વરસ ત્યાં નોકરી કર્યા બાદ લીંબડીના મર્હુમ ઠાકોરશ્રી જસવંતસિંહજીના તેઓ ટયુટર નિમાયા હતા અને ત્યાર બાદ તુર્તજ તેમની જામનગર બદલી થયેલી હતી. ત્યાં આગળ તેમની લાયકાત, કાર્યકુશળતા તથા બાહોશીથી નામદાર મર્હુમ જામ સાહેબ શ્રી વિભાજીએ નવી અંગ્રેજી નિશાળ સ્થાપી તેના હેડ માસ્તર નિમ્યા હતા, અને થોડા વખત પછી તેમને પોતાની હજુરમાં રાખેલા હતા, પરંતુ અમુક મુદત પછી કાંઈક રાજખટપટ ઉપસ્થિત થવાથી તેમને રજા આપવામાં આવી હતી. ત્યાંથી રાજકોટ આવીને તેમણે વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો.

પરંતુ થોડાજ વખત પછી મોરબીના મર્હુમ ઠાકોર સાહેબ શ્રી રવાજીએ તેમને પોતાના કુંવર વાઘજી ઠાકોરના ટયુટર નિમેલા હતા.

સંવત ૧૯૨૬ ના માહા સુદ છઠના રોજ (સને ૧૮૭૦) નામદાર રવાજી ઠાકોર વૈકુંઠવાસી થયા, અને કુંવર સગીર હોવાથી ત્યાં મેનેજમેન્ટ થયું. મેનેજર તરીકે રા. બ. શંભુપ્રસાદભાઈ નિમાયા હતા.

એજ અરસામાં રાજકોટ મુકામે રાજકુમાર કોલેજ ઉઘડી અને તેથી નામદાર વાઘજી ઠાકોરને ત્યાં અભ્યાસ માટે મોકલવામાં આવ્યા અને રા. બ.

શંભુપ્રસાદભાઈએ મોરબીમાં નવી અંગ્રેજી સ્કૂલ સ્થાપીને આશારામભાઈને તેના હેડમાસ્તરની જગ્યાએ નિમ્યા.

ત્યારબાદ માળીયાના મર્હુમ ઠાકોર સાહેબ શ્રી મોડજીએ તેમની માગણી કરવાથી તેઓ ત્યાં ગયા, જ્યાં તેમની કારભારી તરીકે નિમણુક કરવામાં આવી.

ત્રણ વરસ માળીયાનું કારભારૂં કર્યા બાદ તેઓ પાછા પોતાના કેળવણી ખાતામાં જોડાયા અને હાલાર તથા ઝાલાવાડ પ્રાંતોના સબડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સપેકટરની જગ્યાએ નિમાયા, એ હોદ્દા પર તેમણે એક વરસ કામ કર્યું દરમ્યાન કર્નલ વૅાટસન સાહેબે તેમને લાઠીના મેનેજર નિમ્યા, અને આઠ વરસ ત્યાં કામ કર્યા બાદ એજન્સી તરફથી ચુડાના મેનેજર તરીકે તેમને નિમવામાં આવ્યા.

દોઢ વરસ ત્યાં કામ કર્યા બાદ તેઓ બાટવાના કારભારી નિમાયા તથા તેની સાથે સરદારગઢના મેનેજર તરીકે પણ તેમણે કામ કર્યું.

ઉપર પ્રમાણે લગભગ ચાળીસ વરસ સુધી કાઠીયાવાડનાં કેળવણી ખાતાની તથા જુદા જુદા રાજાઓ અને રાજ્યોની કિમ્મતી સેવા કર્યા બાદ વૃદ્ધાવસ્થાને લીધે સને ૧૮૯૮ ના નવેમ્બરની ૧૬ મી તારીખથી પેન્શન લઈને શ્રીયુત આશારામભાઈ અમદાવાદ આવી વસેલા છે.

પોતાની નોકરી દરમ્યાન તેમણે પોતાના ઉપરી અધિકારીઓની, રાજા રજવાડાઓની, સહવાસીઓની તથા અંગ્રેજી અમલદારોની સારી પ્રીતિ સંપાદન કરેલી હતી, અને પોતાનાં કાર્યમાં પ્રશંસાપાત્ર બાહોશી બતાવેલી હતી.

પેન્શન લઈ નિવૃત્ત થઈ અમદાવાદમાં આવી રહ્યા બાદ અમદાવાદની સ્વામીનારાયણ સંપ્રદાયની ગાદીના આચાર્ય શ્રી પુરૂષોતમપ્રસાદજી સ્વર્ગવાસી થયા ત્યારે તેમની પાછળના તેમના વારસ સગીર હોવાથી તેમણે ટ્રસ્ટીઓ નિમેલા તેમાં આશારામભાઈ પણ એક ટ્રસ્ટી તરીકે નિમાયા હતા, અને ઈ. સ. ૧૯૧૪ સુધી તેઓએ એ જગ્યાનું કામ કર્યા બાદ વૃદ્ધાવસ્થાને લીધે તે કામ મુકી દીધું હતું.

તે ઉપરાંત પોતાના જૈન ધર્મની લાગણીની ખાતર પણ પાલીતાણા સ્ટેટ અને જૈન કોમ વચ્ચે અમુક જમીનની હદ બાબત તકરાર થતાં પોતાના કિમ્મતી સમયનો ભોગ આપી નિસ્વાર્થ બુદ્ધિથી આગળ થઈ સમાધાન કરાવવામાં સારો ભાગ લીધો હતો.

શ્રીયુત આશારામભાઈએ કાઠીયાવાડના પોતાના લાંબા નિવાસ દરમ્યાન ત્યાંનું કેટલુંક જુનું સાહિત્ય તેમાં ખાસ કરીને કહેવતોનો સારો સંગ્રહ કરેલો

હતો, અને અમદાવાદ આવ્યા બાદ પોતાને નિવૃત્તિ મળતાં એ બધી કહેવતોને એક પુસ્તકના આકારમાં "ગુજરાતી કહેવત સંગ્રહ"ના નામથી પ્રસિદ્ધ કરી ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવેલી છે.

શ્રીમાન આશારામભાઈ તદ્દન સાદા, સ્વભાવે શાન્ત, ધર્માનુરાગી અને મિલનસાર સ્વભાવના એક લાયક ગૃહસ્થ છે, તેમની ઉમર હાલ લગભગ પોણોસો વરસ જેટલી વૃદ્ધ હોવા છતાં તેમની શારીરિક તન્દુરસ્તી સાધારણ રીતે સારી છે, તેમનો નિવાસ હાલ અમદાવાદમાંજ છે, અને તેઓ સન્માર્ગે પોતાનું જીવન વ્યતિત કરે છે.

શ્રીમાન આશારામભાઇને સંતતિમાં બે પુત્રો છે, જેમાંના ન્હાના લલ્લુભાઈ મુંબાઈની હાઇકોર્ટના જડ્જ છે, અને મુંબઈની હાઈ કોર્ટમાં અમદાવાદના રહીશો પૈકી પહેલા વણિક જડ્જ નિમાવાને ભાગ્યશાળી થનાર તેઓજ છે, શ્રીમાન આશારામભાઈના બીજા મોટા પુત્ર મુળચંદભાઈ અમદાવાદના એક પ્રસિદ્ધ વકીલ અને મ્યુનીસીપાલીટીના વાઈસ પ્રેસીડન્ટ તરીકે પ્રખ્યાત છે.

શ્રીમાન આશારામભાઈ જેવા લાયક અને ભાગ્યશાળી સદ્‌ગૃહસ્થને પરમાત્મા સર્વદા સુખ શાન્તિમાં રાખે અને ભવિષ્યમાં તેમના હસ્તે લોકહિતનાં વિશેષ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.





શ્રીયુત મુળચંદ આશારામ ઝવેરી.

# રા. રા. મુળચંદ આશારામ ઝવેરી

રા. રા. મુળચંદભાઈ જ્ઞાતે વીસા ઓસવાળ વાણીયા છે, તેમનો જન્મ સંવત ૧૯૪૧ ના કાર્તક સુદ પાંચમના રોજ ધોળકા મુકામે થયેલો છે. તેમના પિતાશ્રીનું નામ આશારામભાઈ અને માતુશ્રીનું નામ ઈચ્છાબાઈ હતું.

મુળચંદભાઇના પિતા આશારામભાઇએ રૂ, અનાજ અને ઘીના વેપારમાં એક સાહસિક વેપારી તરીકે સારી નામના મેળવેલી હતી, એ વખતમાં રેલ્વે વિગેરેનું સાધન નહિ હોવા છતાં, તેમણે પોતાનો વેપાર ઘણાં શહેરો સુધી લંબાવેલો હતો, સુવિખ્યાત શેઠ પ્રેમચંદ રાયચંદના તેઓ રૂના મોટા આડતીયા હતા.

પોતાનો ઘણો વખત વ્યાપારી વ્યવસાયમાં વ્યતિત થતો હોવા છતાં ધર્મ તરફનો તેમનો અનુરાગ જરા પણ કમી થવા પામ્યો નહોતો, કેટલીક ધાર્મિક સંસ્થાઓનો વહિવટ પણ તેઓ કરતા હતા.

આશારામભાઇને એક બ્હેન (વિજળીબાઈ) હતાં, જેમનું લગ્ન વડોદરામાં ઝવેરી તારાચંદ જેચંદ હરખચંદને ત્યાં થયું હતું, તેમજ તેમને બે પુત્રીઓ હતી જેમાંના મોટાં બાઈ કંકુનું લગ્ન અમદાવાદ શહેરમાં દોસીવાડાની પોળના રહીશ ઝવેરી મણીલાલ પ્રેમચંદને ત્યાં થયું હતું, અને ન્હાનાં જેકોરબાઇનું લગ્ન તેજ સ્થળે શા. છોટાલાલ છગનલાલ સાથે થયું હતું.

મુળચંદભાઇના પિતામહે પોતાના બાહુબળને માટે સારી પ્રખ્યાતિ મેળવેલી છે, તેઓ એક પ્રસંગે ઘીનાં કુલ્લાં ગાડામાં ભરીને લાવતા હતા, ત્યારે રસ્તામાં કોઈ માણસે ગાડામાં શું છે? એવું પુછતાં તેમણે ઘીનું ભરેલું એક કુલ્લું એક હાથે અદ્ધર ઉપાડીને આપણે જેમ એકાદ લોટો હલાવીએ છીએ તેમ હલાવીને કહ્યું કે "જો ભાઇ, આતો ખાલી કુલ્લાં છે" પરંતુ પેલા માણસને જ્યારે તે ભરેલું હોવાનું માલુમ પડયું ત્યારે તે ચકિત થઈ ગયો હતો, એ વાત ગામમાં ફેલાતાં તેમના બાહુબળની ઘણી પ્રશંસા થયેલી હતી.

મુળચંદભાઇએ પ્રાથમિક શિક્ષણની શરૂઆત જુની પદ્ધતિની ગામડીયા નિશાળમાં કરેલી હતી. શિક્ષણની શરૂઆત પછી ઘણી ટુંક મુદતમાં એટલે કે ફક્ત છ માસમાંજ સંવત ૧૯૪૬ ના ચૈત્ર સુદ ૧૩ ના રોજ તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થયાં હતાં, ત્યાર પછી તેમણે મ્યુનીસીપાલીટી સ્કૂલમાં અભ્યાસ

ચાલુ કર્યો હતો, ત્યાં અભ્યાસ શરૂ કર્યા એક વરસ પૂર્ણ થયા પહેલાં તેમના પિતાશ્રી પણ સંવત ૧૯૪૭ના માહવદ ૧૩ ના રોજ સ્વર્ગવાસી થયા હતા. ટુંકામાં મુળચંદભાઇએ પાંચ છ વરસની કુમળી વયમાં જ માતા પિતાના વાત્સલ્ય પ્રેમનો લાભ ગુમાવેલો હતો.

મુળચંદભાઈના પિતાના અવસાનથી તેમનો વેપાર સમેટી લેવામાં આવ્યો હતો, અને તેમની મિલ્કતના વ્યવસ્થાપક તરીકે ગવર્નમેન્ટ તરફથી તેમનાં ફોઈ વિજળીબાઈને નિમવામાં આવ્યાં હતાં.

મુળચંદભાઈએ વડોદરા અને અમદાવાદમાં રહીને જેમ તેમ કરી ગુજરાતી સાત ચોપડી અને અંગ્રેજી બે ચોપડીનો અભ્યાસ કર્યો. અને ત્યાર બાદ સંવત ૧૯૫૯ માં તેમનું લગ્ન પાલીનિવાસી શેઠ હીરાચંદ મુલતાનચંદ્રનાં પુત્રી શણુગારબાઈ સાથે કરવામાં આવ્યું.

સંવત ૧૯૫૭ની સાલમાં તેમણે ધંધાની શરૂઆત કરી, અને પ્રથમ મુંબઈ જઈ ઝવેરાતના દલાલ તરીકે કામ શરૂ કર્યું. ટુંક વખતમાંજ તેમણે બજારના જાણીતા વેપારીઓનો સંપૂર્ણ વિશ્વાસ મેળવી લીધો.

ધંધાની શરૂઆતની સાથે સમાજ સેવાનું શિક્ષણ પણ તેમણે શરૂ કરેલું હતું, અને મુંબઈમાં ભરાતી ઘણી ખરી સામાજીક તથા દેશહિતની મિટીંગોમાં તેઓ ઉત્સાહપૂર્વક ભાગ લેતા હતા. તેજ વખતે તેમણે "જૈન મિત્રમંડળ" અને "વકતત્વ કળાપ્રસારક." નામની સંસ્થાઓ સ્થાપવા સાથે તેને સારા પાયાપર લાવવા માટે આગેવાની ભર્યો ભાગ લીધેલો હતો.

એજ અરસામાં ભરાયેલી "જૈન શ્વેતાંબર કોનફરન્સ" માં સ્વાગત કમિટીના સભાસદ તરીકે તથા વોલન્ટીયર સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે કામ કરીને તેમણે જ્ઞાતિની સારી સેવા બજાવેલી હતી, તેમની એ સેવાની કદર કરીને પ્રમુખ સાહેબે તેમને રૂપાનો ચાંદ અને પ્રમાણપત્ર આપેલું હતું.

વોલન્ટીયર સુપ્રીન્ટેન્ડન્ટ તરીકેનું કામ તેમણે ત્યાર પછી ભરાયેલી વડોદરા, પાટણ અને અમદાવાદની કોન્ફરન્સોમાં પણ કરેલું હતું. તે શિવાય અમદાવાદ કોન્ફરન્સ વખતે કોન્ફરન્સ તરફ કેટલાક ગૃહસ્થોનો વિરોધભાવ હતો, તે દૂર કરવાને માટે તેઓએ "પ્રભાવક મંડળ" નામની એક સંસ્થા સ્થાપીને તે સંસ્થા મારફતે કોન્ફરન્સથી થતા ફાયદા, કોન્ફરન્સની જરૂરીયાત, અને કોન્ફરન્સથી થયેલ લાભ વિગેરે વિષયોપર જાહેર ભાષણો કરાવીને કોન્ફરન્સ તરફનો વિરોધભાવ ઓછો કરાવવા માટે બનતો પ્રયત્ન શરૂ કરેલો હતો, પરંતુ તેવામાં અચાનક તેમના ભાણેજ સમેતશિખરની યાત્રાએ જતાં

બનારસમાં એકદમ માંદા પડી જવાથી તેનો તાર આવતાં ત્યાં જવું પડ્યું હતું, તેમની તબીયત સારી થતા તેઓ તેમની સાથે યાત્રાએ ગયા હતા અને પછી કોન્ફરન્સનો વખત નજીક આવતો હોવાથી તુર્તજ તેઓ અમદાવાદ પાછા ફરેલા હતા અને સ્વયંસેવક તરીકેનું કર્તવ્ય પાછું હાથમાં લઈ ફતેહમંદીથી તે પાર પાડયું હતું.

કોન્ફરન્સ સમાપ્ત થયા પછી તેમણે પોતે સ્થાપેલ "પ્રભાવક મંડળ" તરફથી પ્રમુખને માનપત્ર આપેલું હતું. તે મંડળ દ્વારા કેળવણી અને સમાજ સેવાની કેટલીક હીલચાલો પણ તેમણે ચાલુ કરેલી હતી.

ત્યાર પછી ભરાયેલી ભાવનગર, પુના અને મુલતાન કોન્ફરન્સમાં પણ તેમણે સારો આગેવાની ભર્યો ભાગ લીધેલો હતો. પૂના કોન્ફરન્સ વખતે તેમણે તે સબંધે જુદાં જુદાં વર્તમાનપત્રોમાં ઘણા લેખો લખેલા હતા, તેમજ "ઉપદેશ પ્રસારક ફંડ" નામની એક સંસ્થા સ્થાપીને તે દ્વારા પણ સમાજ સેવાનાં બનતાં કાર્યો કરેલાં હતાં.

પોતાની જ્ઞાતિનું હિત લક્ષમાં રાખીને તેમણે અમદાવાદ આવ્યા બાદ "ઓસવાળ કલબ" સ્થાપવામાં પણ સારી મહેનત કરેલી છે, અને એ કલબ સ્થપાઈ ત્યાર પછી બે મહિનાથી તેઓ તેના સેક્રેટરી નિમાયા હતા, જે કામ તેઓ હજુ સુધી કરે છે.

તેમણે લખેલ લખાણો અને આપેલાં ભાષણો છપાવવામાં આવે તો તેનું એક પુસ્તક થઈ શકે તેમ છે, અમો તેમ કરવા તેમને ખાસ ભલામણ કરીએ છીએ.

મુળચંદભાઈએ વેપારની શરૂઆતમાં ઝવેરાતના દલાલ તરીકે કામ શરૂ કરેલું હતું, પરંતુ દીનતાથી દલાલીનું કામ કરવું તેમને પસંદ નહિ પડવાથી થોડાજ વખત પછી તે કામ બંધ કરીને સંવત ૧૯૬૨ માં એક જાણીતા વેપારી સાથે તેમણે મોતીનો સ્વતંત્ર ધંધો ચાલુ કર્યો હતો, પરંતુ દૈવયોગે તેજ સાલમાં મોતીના બજારમાં મોટી ઉથલપાથલ થવાથી મોટી રકમનું નુકશાન તેમને સહન કરવું પડયું, તે નુકશાન પાછું મેળવવા લગભગ બે વરસ પ્રયત્ન કરવા છતાં બજાર બરોબર ઠેકાણે નહિ આવવાથી મુળચંદભાઇને પોતાનાં વેપારનું સુકાન ફેરવવું પડયું, અને પોતાના એક મિત્ર મી. ભીખાભાઈ પુરૂષોત્તમ સાથે ભાગમાં જોડાઇ સંવત ૧૯૬૪ માં અમદાવાદમાં "રાજનગર જ્વેલરી માર્ટ" નામની સોના, ચાંદી અને ઝવેરાતના દાગીનાઓ બનાવવાની તથા વેચવાની એક દુકાન ખોલી હતી, અને પોતાનાં બુદ્ધિબળ વડે

થોડાજ સમયમાં તે દુકાનને સારા પાયાપર લાવી લોકપ્રિય કરી હતી, પરંતુ સંવત ૧૯૯૭ માં તેમના ભાગદાર ભીખાભાઇનો અચાનક સ્વર્ગવાસ થવાથી ૧૯૯૮ માં તેમણે તે દુકાનમાંથી પોતાનો ભાગ કાઢી નાખી "રોયલ જ્વેલરી માર્ટ" નામથી પોતાની નવી દુકાન ચાલુ કરી હતી.

રા. રા. મુળચંદભાઇએ પોતાની બાહોશી અને કાર્ય કુશળતાના પ્રભાવે પાંચ વરસ જેટલી ટુંક મુદતમાં પોતાની એ દુકાનને ઘણાજ સારા પયાપર લાવી મુકી છે, અને હાલ એ દુકાન પ્રથમ નંબરની પંક્તિ ધરાવવા સાથે લોકોનો વિશ્વાસ અને સારી ચાહના ધરાવે છે.

મુળચંદભાઇને સંતતિમાં બે પુત્રો નામે વિમળભાઈ તથા વિનયચંદ અને એક પુત્રી નામે શારદા છે. તેમના મોટા પુત્રની ઉમર આઠવરસની, બીજા પુત્રની ઉમર છ વરસની અને પુત્રીની ઉમર લગભગ ત્રણ વરસની છે.

મુળચંદભાઈ પોતાના ધર્મ તરફ સારી લાગણી ધરાવે છે અને સામાયિક સેવા તથા ધાર્મિક પુસ્તકોનું વાંચન તેઓ હમેશાં નિયમિત રીતે કરે છે. તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને દયાળુ વૃત્તિના છે, તેઓ પ્રતિ વરસે તીર્થસ્થાનમાં સહકુટુંબ યાત્રા માટે જાય છે, અને ત્યાં બનતું દાન પુન્ય કરે છે. સંવત ૧૯૯૨ માં જ્યારે વાલી પાસેથી તેમને પિતાનો વારસો સોંપવામાં આવ્યો તેજ વખતે તેમણે પચાસ વીઘા જમીન પાંજરાપોળ તથા બીજાં જુદાં જુદાં ઉપયોગી ખાતાને બક્ષીસ કરી હતી. તે શિવાય સંગે પ્રસંગે તેઓ દીન દુ:ખી મનુષ્યોને યથાશક્તિ સહાયતા કર્યે જાય છે. રા. મુળચંદભાઈ પોતાના માતાપિતાના સ્મારક તરીકે કેટલાંક શુભ કાર્યો કરવાની પણ ઇચ્છા ધરાવે છે.

પરમ દયાળુ પરમાત્મા આવા એક આશાજનક યુવકને દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરવા સાથે, તેમની શુભેચ્છાઓ પાર પાડે અને તેમના હસ્તે લોકોપયોગી કાર્યો થાંય એવી અમારી ભાવના છે.

# શ્રીયુત ફરદુનજી કુંવરજી તારાપુરવાળા.

## સી. આઇ. ઇ. બી. એ. એલ. સી. ઇ.

શ્રીમાન ફરદુનજી શેઠ જ્ઞાતે પારસી ગૃહસ્થ છે, એમનો જન્મ થાણા જીલ્લામાં આવેલ તારાપુર ગામમાં સને ૧૮૫૧ માં થયો હતો.

એમના પિતા કુંવરજી શેઠ પ્રખ્યાત, પ્રતિષ્ઠિત અને ઉચ્ચ કારકીર્દિના સદ્‌ગૃહસ્થ હતા, તેમણે લાંબા વખત સુધી જન્ઝીરાના દિવાનપદની માનવંત જગ્યા ભોગવેલી હતી. એમના મ્હોટાભાઈ મહેરજીભાઈ પણ એક પ્રખ્યાત ગૃહસ્થ હતા અને કોલ્હાપુર સ્ટેટના ચીફ જસ્ટીસ તથા દિવાનપદ જેવા ઉચ્ચ હોદ્દા તેમણે ભોગવેલા હતા, તેમની લાયકાત તથા બાહોશીથી તેમને સી. આઈ. ઈ. નો માનવંતો ખેતાબ મળેલો હતો, અફશોષની વાત છે કે તેઓ સ્વર્ગવાસી થઈ ગયેલા છે.

શ્રીમાન ફરદુનજી શેઠે પોતાનો અંગ્રેજી અભ્યાસ મુંબઈની ફોર્ટ હાઇસ્કૂલમાં શરૂ કરેલો હતો અને ઈ. સ. ૧૮૬૮ માં મેટ્રિકની પરીક્ષા પસાર કરેલી હતી, ત્યારબાદ વિશેષ અભ્યાસને માટે તેઓ પુનાની ડેકન કોલેજમાં દાખલ થયા હતા અને ઈ. સ. ૧૮૭૨ માં બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી.

ગ્રેજ્યુએટ થયા પછી તેમનું અંતઃકરણ એન્જીનીયરની લાઇન પર જવાથી ઈ. સ. ૧૮૭૩ માં તેઓ પુનાની "સીવીલ એન્જીનીયરીંગ કોલેજ"માં દાખલ થયા હતા, ત્યાં તેમણે પોતાનો અભ્યાસ એટલી બધી બાહોશી અને ઝડપથી આગળ ચલાવેલો હતો કે બીજેજ વરસે તેઓ એલ. સી. ઇ. ની પરિક્ષામાં પહેલા કલાસમાં પહેલે નંબરે પાસ થયા હતા અને "જેમ્સ બર્ગલે ગોલ્ડ મેડલ" તથા બીજાં કેટલાંક ઈનામ મેળવ્યાં હતાં.

ત્યારબાદ તેઓ સરકારી નોકરીમાં દાખલ થયા હતા અને પોતાનાં કાર્યમાં એટલી બધી બાહોશી બતાવી હતી કે જે સાંભળીને કોઇને પણ નવાઈ લાગ્યા વિના રહે નહિ. ઈ. સ. ૧૮૭૬ માં તેઓ અમદાવાદના આસીસટન્ટ એન્જીનીયરના હોદ્દા પર દાખલ થયા હતા અને સાત વરસ ત્યાં નોકરી કર્યા બાદ ૧૮૮૩ માં તેમને પ્રેસીડેન્સી ડીસ્ટ્રીકમાં મોકલવામાં આવ્યા હતા, જ્યાં તેમની બાહોશી અને કાર્યકુશળતા જોઇને તેમને એક્ઝીક્યુટિવ એન્જીનીયર બનાવવામાં આવ્યા હતા. ઈ. સ. ૧૮૮૬ માં સોલાપુરના, ૧૮૮૭ માં અમદાવાદના અને ૧૮૮૮ માં બીજાપુર ડીસ્ટ્રીકટના એક્ઝીક્યુટિવ એન્જીનીયર તરીકે કામ કર્યા બાદ તેમની ખાસ નિમણુક અમદાવાદના વૉટરવર્ક્સ માટે થયેલી હતી, જે કામ તેમણે બે વરસમાં દસ લાખ રૂપિયાના ખર્ચે ઘણીજ બાહોશીથી તૈયાર

કર્યું હતું, ત્યારબાદ ડ્રેનેજ ઉપર તથા અમદાવાદ ડીસ્ટ્રીક્ટના એકઝીક્યુટિવ એન્જીનીયરની જગ્યા ઉપર બે વરસ સુધી તેમણે કામ કર્યું હતું, તે પછી ૧૮૯૩ માં તેઓ સુરત અને ભરૂચના એકઝીક્યુટિવ એન્જીનીયરના હોદ્દા પર નિમાયેલા હતા. અને એ નોકરી દરમ્યાન તેમને સુરતના વૉટરવર્ક્સનું કામ સોંપાયેલું જે તેમણે રૂા. દસ લાખના ખર્ચે ત્રણ વરસમાં પુરૂં કર્યું હતું. તેમની આ સર્વ નોકરીની કદર કરીને નામદાર સરકારે તેમને બીજા કલાસનો કૈસરે-હિંદનો ચાંદ આપ્યો હતો.

ઈ. સ. ૧૮૯૮ માં તેઓ ફરીથી અમદાવાદના એકઝીક્યુટિવ એન્જીનીયર નિમાયા હતા અને ૧૮૯૯ માં નોર્ધન ડીવીઝનના સુપરીન્ટેન્ડીંગ એન્જીનીયરનો માનવંત હોદ્દો તેમને આપવામાં આવ્યો હતો. એ જગ્યા પર પહેલા હિંદી ગૃહસ્થ તરીકે દાખલ થવાનું માન તેમનેજ ઘટે છે.

સંવત ૧૯૫૬ ના દુષ્કાળ વખતે તેમણે ઘણી બાહોશી બતાવી હતી. લૉર્ડ કર્ઝને બે વખત મુંબઇ ઇલાકાની મુલાકાત લીધેલી તે વખતે તેણે મી. તારાપોરવાળાનું જે જે કામ જોયું તેનાથી તેઓ ઘણાજ ખુશ થયા હતા અને તેમનાં બાહોશી ભરેલાં કાર્યોને માટે ઈ. સ. ૧૯૦૧ માં તેમને સી. આઈ. ઈ. નો ઘણો માનવંતો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો.

ઈ. સ. ૧૯૦૩ માં તેઓ ફરીથી ઉત્તર વિભાગના સુપરીન્ટેન્ડીંગ એન્જીનીયર નિમાયા હતા અને ઉત્તરોત્તર વર્ગ ચડતાં બીજે વરસે પ્રથમ પંક્તિએ ચડેલા હતા.

ઘણો લાંબો વખત સુધી દક્ષતા અને બાહોશીથી નોકરી કર્યા બાદ ઈ. સ. ૧૯૦૬ ના ઓગષ્ટ માસમાં વૃદ્ધાવસ્થાને લીધે તેમણે પેન્શન લીધેલું છે.

સરકારી નોકરી દરમ્યાન પોતાની કાર્યદક્ષતા, ભલમન સાઈ, નિષ્પક્ષપાત પણું અને ઉમદા વર્તનને લીધે તેમણે પોતાના અધિકારીઓ, તાબાના માણસો તથા સહવાસમાં આવેલા અન્ય ગૃહસ્થોનો સારો પ્રેમ સંપાદન કરેલો હતો. એમના જેવા એક બાહોશ અમલદારની ઝળકતી કારકીર્દિ ભવિષ્યમાં કાયમને માટે જળવાઈ રહેશે અને લોકોની પ્રશંસાને પાત્ર થશે. પારસી કોમે આવા એક ઉચ્ચ કારકીર્દિના ગૃહસ્થને માટે ખરેખર મગરૂરી ધરાવવા જેવું છે.

શ્રીમાન ફ્રરદુનજી શેઠે પેન્શન લીધા પછી પણ પોતાના ધંધાને તથા પોતાની કારકીર્દિને શોભા આપે તેવાં કેટલાંક કાર્યો કરેલાં છે, બીકાનેરના એન્જીનીયરનો માનવંત હોદ્દો ભોગવવા ઉપરાંત ભાવનગર, ખંભાત તથા છોટા ઉદેપુરનાં વૉટરવર્કસનાં કાર્યો તેમણે કરેલાં છે.

ફ્રરદુનજી શેઠને સંતતિમાં બે પુત્ર અને ત્રણ પુત્રીઓ છે, એમના વડા પુત્ર વિકાજી મુંબાઇમાં એક પ્રખ્યાત બેરીસ્ટર છે, અને એમનાં એક પુત્રી શીરીનબાઈ અમદાવાદમાં એક પ્રસિદ્ધ સ્ત્રી ડોક્ટર છે.

શ્રીમાન ફ્રરદુનજી શેઠ સ્વભાવે શાન્ત, મિલનસાર અને લાયક ગૃહસ્થ છે, પરમાત્મા તેમને સુખશાન્તિમાં રાખે એવી અમારી શુભેચ્છા છે.

# ખા. બા. ડોકટર બહેરામજી હોરમસજી નાણાવટી.

એફ. આર. સી. એસ. ઇત્યાદિ.

મુંબાઈ યુનીવરસિટીના ફેલો અને પરિક્ષક, અમદાવાદ મેડિકલ સોસાઇટીનાં પ્રમુખ, લંડન ઓબસ્ટ્રેટીકલ સોસાઈટીના ફેલો, સુરતના માજી સીવીલ સરજન, હિંદના નામદાર વાઈસરોયના માજી ઑનરરી આસીસ્ટન્ટ સરજન અને અમદાવાદના માજી મ્યુસીપલ કાઉનસીલર તથા સેનીટરી અને મેનેજીંગ કમિટીના ચેરમેન વિગેરે.

---

શ્રીમાન ડૉકટર બી. એચ. નાણાવટીનો જન્મ ઇ. સ. ૧૮૫૮ ના ડીસેમ્બરની છઠી તારીખે સુરતમાં થયો હતો, મેટ્રિકયુલેશનની પરિક્ષા પાસ કર્યા પછી વિશેષ ઉંચી કેળવણી તેમણે મુંબઈની જાણીતી એલફીસ્ટન કૅાલેજમાં લીધી હતી, ત્યાર બાદ યુનીવરસિટીની વૈદ્યક પરિક્ષા પહેલા કલાસમાં સ્કોલરશીપ સાથે પસાર કરી હતી. ત્યાર બાદ તેઓ મુંબઈની વૈદ્યકિય નોકરીમાં જોડાયા હતા. ત્યાં આગળ તેમની બાહોશી અને ઉત્તમ જ્ઞાનના પ્રભાવે તે વખતના સરજન જનરલ સર વીલીયમ મુરનું લક્ષ એમના તરફ ખેંચાયું હતું. અને એમની ત્રણ વરસની ટુંક નોકરી છતાં અમદાવાદ મેડિકલ સ્કૂલમાં સરજરી અને મીડવાઈફરીના શિક્ષકની માનવંત જગ્યા એમને આપવામાં આવી હતી, જે જગ્યા પર તેમણે વીસ વરસ સુધી સ્તુતિપાત્ર કામ કરેલું હતું.

થોડા વખત પછી વિશેષ પ્રવિણતા અને ઉંચી પદવી મેળવવા માટે તથા આંખનાં દરદોનો ખાસ અભ્યાસ કરવા માંટે તેઓ વિલાયત ગયા હતા. ત્યાં તેમણે લંડનની પ્રખ્યાત રોયલ ઓફથેલ્મીક હોસ્પીટલ મુરફીલ્ડમાં તથા એડીનબરો અને પારીસની જાણીતી હોસપીટાલોમાં આંખનાં દરદોનો ઉંડો અભ્યાસ કરી એ બાબતની પ્રવિણતા મેળવેલી હતી; તે ઉપરાંત તેમણે એફ. આર. સી. એસ. ની ઘણી ઉચ્ચ ગણાતી ડીગ્રી પણ મેળવેલી હતી. પશ્ચિમ હિંદુસ્તાનમાં એ ડીગ્રી મેળવનાર તેઓ પહેલા ગૃહસ્થ હોવાથી નામદાર લૉર્ડ હેરીસ કે જેઓ તે વખતે મુંબઈના ગવર્નરના હોદ્દા પરથી મુક્ત થઈ તુરતનાજ વિલાયત પાછા ફરેલા હતા. તેમના તરફથી તથા બીજા મોટા અમલદારો તરફથી તેમને ધન્યવાદ આપવામાં આવ્યો હતો. એ ઉપરાંત બાળકો તથા બૈરાંના ખાસ દરદોનો તથા મીડવાઈફરીનો ખાસ અભ્યાસ અને અનુભવ કરવાથી લંડનની ઓબસ્ટ્રેટીકલ સોસાઇટીના ફેલો દાખલ એમને ચુંટી કાઢયા હતા.

વિલાયતથી પાછા ફર્યા પછી ટુંક મુદતમાં શિકારપુરના સીવીલ સરજન તરીકે તેમને નિમવા સરકારે માગણી કરી હતી, પરંતુ તે માગણી તેમણે સ્વીકારી નહોતી, ત્યાર બાદ ફરીથી ખેડા અને ભરૂચના સીવીલ સરજન તરીકે તેમને નિમવા સરકારે માગણી કરી હતી તે પણ તેમના પર તે વખતે આવી

પડેલા ભારે શોકને લીધે, સરકારનો ઉપકાર માની ના પાડવાની ફરજ પડી હતી. ત્યાર બાદ સરકારે તેમને જુદા જુદા બે વખતે સુરતના સીવીલ સરજન નિમ્યા હતા. ત્યાં પોતાના ધંધાની કુશળતા તથા હોસપીટલની ઉત્તમ વ્યવસ્થા માટે સારી નામના તેમણે મેળવી હતી. ઈ. સ. ૧૯૧૨ સુધી તેઓ સુરતના સીવીલ સરજન હતા ને ઇ. સ. ૧૯૧૩ આખરે તેઓ સરકારી નોકરીથી મુક્ત થયા હતા.

અમદાવાદની મ્યુનીસીપાલીટી તથા સેનીટરી ખાતામાં પણ તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો અને લગભગ પંદર વરસ સુધી તેઓ અમદાવાદની મ્યુનીસીપલ કોરપોરેશનના એક અગ્રેસર સભાસદ હતા, તેમજ થોડા વખતને માટે સેનીટરી તથા મેનેજીંગ કમિટીના પ્રમુખપદ પર પણ તેઓ હતા. સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસીએશનના ઑનરરી સરજન તરીકે પણ ઘણા વરસ સુધી તેમણે કિમ્મતી સેવા બજાવી છે, એટલુંજ નહિ પણ આ શહેરમાં "ફર્સ્ટ એઈડ" નું જ્ઞાન ફેલાવવામાં તથા જાહેર ભાષણો આપવામાં પણ તેમણે સારો શ્રમ લીધો હતો. મીલના અંગ્રેજી તથા દેશી અમલદારોને આ પ્રકારનાં ભાષણો આપી તેમણે તૈયાર કર્યા હતા, જે માટે સરકાર તરફથી આભાર દર્શક સરટિફીકેટ આપવામાં આવ્યું હતું અને અમલદારો તરફથી ના. સરકારની મંજુરીથી એક મોટું સુંદર રૂપાનું વૉઝ ભેટ આપવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૯૧૩ માં તેમને નામદાર સરકાર તરફથી ખાનબહાદુરનો માનવંતો ઈલકાબ આપવામાં આવ્યો હતો, વળી તે પછી હિંદના નામદાર વાઈસરોયના ઑનરરી આસીસટન્ટ સરજનની માનવંત જગ્યાએ પણ તેમને નિમવામાં આવ્યા હતા. આખાં ઈલાકામાંથી ફક્ત એકજ ડોકટરને આ માન માટે ચુંટી કાઢવામાં આવે છે. એ જગ્યા ધરાવનાર નામદાર ગવર્નર સાહેબની લેવીમાં "પ્રાઇવેટ એન્ટ્રી" નો હક્ક ભોગવે છે, તે ઉપરાંત પહેલા વર્ગના સરદારના કેટલાક હક્ક પણ તે ધરાવે છે.

અમદાવાદના સુવિખ્યાત સદ્‌ગૃહસ્થ સર નવરોજજી વકીલે સ્થાપેલી "નવરોજજી ઓફ્‌થેલ્મીક હોસપીટલ" ના તેઓ પહેલા ઓફ્‌થેલ્મીક સરજન હતા, જે જગ્યા તેઓ સુરતના સીવીલ સરજન નિમાયા ત્યાં સુધી તેમણે ભોગવી હતી. ખાસ આંખનાં દરદો માટે વિલાયતથી પાસ થઈ આવેલા એ હોસપીટલના ઉપરી તરીકે ફક્ત ડો. નાણાવટી એકલાજ થઇ ગયા છે, કારણ કે એમની પછી આવનાર બીજા ડોકટરોમાંના કોઇએ વિલાયત જઇ એ બાબતનો અભ્યાસ કર્યો નથી.

ઈ. સ. ૧૯૦૦ માં ગવર્નમેન્ટે તેમને મુંબઈ યુનીવરસિટીના ફેલો નીમ્યા હતા, ડાકટરોમાંથી અમદાવાદ ખાતે આવું માન મેળવનાર તેઓ એકજ છે. તે વખતથી હમણાં સુધી તેઓ એલ. એમ. એન્ડ એસ. તથા એમ. બી. બી. એસ.ની પરિક્ષામાં સરજરી તથા મીડવાઇફરીના પરિક્ષકનો હોદ્દો ભોગવે છે. આ પ્રકારનું માન મેળવનાર ગુજરાત અને કાઠીયાવાડના ડાકટરોમાં તેઓ એકલાજ છે.

ડો. નાણાવટીની જીંદગીનાં પાછલાં વરસો કેટલીક સાંસારિક આફતોમાં પસાર થયાં છે. ઈ. સ. ૧૯૧૦ માં તેમના બાહોશ અને આશાજનક પુત્ર ૧૯ વરસની કુમળી વયે સ્વર્ગવાસી થયા હતા, અને થોડા વખત પહેલાં એટલે કે ઈ. સ. ૧૯૧૭ના જુન મહિનામાં તેમનાં ધર્મપત્ની બાઈ ધનબાઈ નાં શોકજનક અવસાનથી તેમના હૃદયને ભારે દુઃખ ઉત્પન્ન થયું હતું. પોતાના એકના એક પુત્ર ફીરોઝ ( બાલ ) ની યાદગીરી કાયમ રાખવા માટે ડો. નાણાવટીએ અત્રેની વિકટોરીયાગાર્ડનમાં એક સુંદર ફુવારો લેખ તથા મરનાર પુત્રની સંગે મરમરની છબી સાથે બંધાવીને સાર્વજનિક ઉપયોગ માટે ઉત્તરવિભાગના કમીશનર મે. બેરો સાહેબના હસ્તે ખુલ્લો મુકાવી અત્રેની મ્યુનીસીપાલીટીને સુપ્રત કરેલો છે. તેમજ તે શિવાય મુંબઇની ગ્રાન્ટ મેડિકલ કોલેજ ( જેમાં ડો. નાણાવટીના પુત્ર વિદ્યાર્થી હતા ) તેમાં વાર્ષિક સો રૂપિયાની કિંમતનું ચોપડીઓનું ઇનામ "ધી ફીરોઝ બી. એચ. નાણાવટી મેમોરીઅલ બુકપ્રાઇઝ" પણ સ્થાપ્યું છે, જે ઈનામ ઈ. સ. ૧૯૧૨ થી એલ. એમ. એન્ડ એસ. તથા એમ. બી. બી. એસની પરિક્ષામાં "ક્લીનીકલ મેડસિન અને ક્લીનીકલ સરજરીમાં" પહેલે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને દર વરસે વારા ફરતી આપવામાં આવે છે. પોતાનાં બહેસ્તનશીન ધર્મપત્ની બાઈ ધનબાઈની યાદગીરીને માટે પણ કંઈક લોકોપયોગી કાર્ય કરવાની ડોકટર નાણાવટીની યોજના છે. ડો. નાણાવટી એક ફ્રીમેશન છે અને ઇ. સ. ૧૯૦૨-૩માં તેઓ લોજ સેલમના વર્શીફુલ માસ્ટર પણ હતા, તેમજ ફ્રીમેશન બંધુઓની તેમણે કરેલી સેવાના બદલામાં તેમને સોનાનો ચાંદ પણ આપવામાં આવેલ છે.

ડો. નાણાવટી સુરતના માનવંત નાણાવટી કુટુંબના છે, જે કુટુંબના ઘણા ગૃહસ્થો સરકારની ઉત્તમ સેવાને માટે પ્રખ્યાત છે. ડો. નાણાવટીના પિતા મી. હોરમસજી વડોદરાના રેસીડન્ટના આસીસટન્ટ હતા, જ્યાં ત્રીસ વરસ નોકરી કર્યા બાદ પેનશન લઇ તેઓ પાલણપુરના ચીફજડ્જ તરીકે નિમાયા હતા જે હોદ્દો તેમણે વીસ વરસ સુધી ભોગવેલો હતો. ત્યાંની તેમની નોકરી દરમ્યાન તેમણે પાલણપુરના ના. નવાબસાહેબની તથા ત્યાંની પ્રજાની સારી પ્રીતિ સંપાદન કરેલી હતી, ત્યાં આગળ હોરમસજી શેઠનું નામ હજુ પણ અતિ વ્હાલ અને માનથી યાદ કરવામાં આવે છે. ડો. નાણાવટીના મોટાભાઈ મી. દાદાભાઈ કાઠીયાવાડ તથા પંચમહાલના આસીસટન્ટ પોલીટીકલ એજન્ટના હોદ્દાપર હતા અને ત્યાર બાદ છોટાઉદેપુરના એડમીનીસ્ટ્રેટર તરીકે નિમાયા હતા. એમના બીજા મોટાભાઇ ડોકટર રૂસ્તમજી વડોદરામાં લશકરી સરજન હતા. એમના કુટુંબના એક ગૃહસ્થ હાલમાં પણ હિંદી સીવીલસરવીસમાં છે, અને આકિધના ડેપ્યુટી કમીશનરનો હોદ્દો ભોગવે છે.

# શ્રીયુત બાપુરામ કૃષ્ણારામ વૈદ્ય ઘમીજવાળા.

રા. રા. બાપુરામભાઈ જાતે રાયકવાળ બ્રાહ્મણ છે, એમનો જન્મ સંવત ૧૯૦૫ ના જેઠ વદ ૫ ને મંગળવારના રોજ કુબડથલ મુકામે થયેલો હતો. જન્મ સમયે તેમના પિતાની સ્થિતિ નબળી હતી. શ્રીયુત બાપુરામનો જન્મ આવા સંજોગોમાં થયો હતો, જે ઘરમાં જન્મ થયો હતો તે ઘર સાદું ને માટીનું હતું, કાટમાળ જર્જરિત હતો, ભાગ્યાતુટયા છાપરામાંથી દિવસે સૂર્યનાં અને રાત્રે ચંદ્રનાં દર્શન થતાં હતાં, સંસાર વ્યવહારને નિભાવવા જેટલો પણ દ્રવ્ય સંગ્રહ હતો નહિ, પિતાને મન પુત્રજન્મ મંગલકર હતો, પરંતુ આર્થિક સ્થિતિને તો પોષણ કાર્ય બોજારૂપ હતું.

શ્રીયુત બાપુરામે પોતાની દસ વરસની ઉમર રમતગમતમાંજ વિતાડેલી હતી, તેમને કેળવણી આપવાના સંબંધમાં કાંઈ પણ વિચાર કરવામાંજ આવ્યો નહોતો, કારણ કે સાધનની ખામી હતી અને સંસારવ્યવહાર નિભાવવાની ચિંતા આડે તેમના માબાપનું એ તરફ લક્ષજ ખેંચાયું નહોતું.

એમની તેર વરસની ઉમર થતાં એમના પિતા સ્વર્ગવાસી થયા હતા, અને આપત્તિનું એ પહેલુંજ દર્શન તેમને હતું, પિતાના અવસાનથી એમના હૃદયપર જુદીજ છાપ પડી હતી, સંસારની જવાબદારીઓના પવને એ સમયેજ તેમના હૃદય પર અસર કરી, સ્થિતિ સાધારણ અને રળવા જેટલું ભણ્યા નહિ એ વિચારોએ તેમના હૃદયને જરા વધારે ડહોળાવ્યું.

પંદર વરસની ઉમરે એટલે કે તેમના પિતાના મૃત્યુ પછી બે વરસે તેમનું લગ્ન કરવામાં આવ્યું અને લગ્ન પછી તુર્તજ તેમનાં માતુશ્રી સદાબા પંચત્વ પામ્યાં. આપત્તિનું એ બીજું દર્શન.

માતાના દેહવિલય પછી સઘળું ચાલ્યે અણચાલ્યે વેઠવું પડયું. સંસાર નાવના જાતે સુકાની બન્યા અને એ નાવને કુશળબુદ્ધિ તથા દીર્ઘદષ્ટિથી આગળ ચલાવ્યું. સંસારના અનેક ખડકો તેમના માર્ગને વિઘ્નકર્તા નિવડવા છતાં બુદ્ધિ ચાતુર્યથી તેનું નિવારણ કર્યું અને એક રંકતમ સ્થિતિમાંથી વૈભવવાળી સ્થિતિ આપ બળે પ્રાપ્ત કરી.

શ્રીયુત બાપુરામને એમના શિવાય બીજા બે ભાઇઓ હતા જેમાં મોટાનું નામ વિષ્ણુરામ અને ન્હાનાનું નામ દયારામ હતું. એમના મોટાભાઈ સંસ્કૃતના અભ્યાસક હતા, અને એમના જ્ઞાનનું ઔજસ છુપું નહિ રહી શકે તેવું હતું, છતાં પણ દ્રવ્ય સંગ્રહમાં તેમની લોભવૃત્તિ વિશેષ હોવાથી તેમણે બાપુરામને કંઈ મદદ કરી નહિ.

ભાઇઓ તરફથી સહાયતા નહિ મળવાથી બાપુરામ અમદાવાદ પોતાની બ્હેનને ત્યાં આવ્યા, અને ગણપતરામ રાજારામ માસ્તર પાસે થોડો ગુજરાતી અભ્યાસ કર્યો.

સંવત ૧૯૨૧ માં એટલે કે સોળ વરસની વયે તેઓ વડોદરા પોતાની ફોઈને ત્યાં ગયા અને ત્યાં સંસ્કૃતમાં સારસ્વત વ્યાકરણનો અભ્યાસ કર્યો કથા વાર્તાઓ તરફ પણ લક્ષ આપ્યું અને ઉપયોગ પુરતું સાધન ચાલુ કર્યું. તે પછી એક વકીલને ત્યાં નોકર રહ્યા અને ગુજરાનના સાધનની નિરાંત કરી.

થોડો વખત ત્યાં રહ્યા પછી જન્મભૂમિમાં પાછા આવ્યા, અને ભાઇઓ ભેગું રહેવાનું ઠર્યું. શ્રીયુત બાપુરામને આ સમયે અઢારમું વર્ષ પુરૂં થવા આવ્યું હતું અને પ્રયત્નની દિશા હજુ એમને શોધવાની હતી, એ અરસમાં તેમના મોટા પુત્ર જેઠાલાલનો જન્મ થયો. મોટાભાઈથી જુદા રહેવાનો નિશ્ચય થતાં તેમને વિચાર જણાવ્યો, અને ભાઇઓની વહેંચણી થઈ. વાંચનાર ! વ્હેંચણીમાં શું આવ્યું ? જાણવાની ઇચ્છા છે ? બે માણસને પંદર દિવસ ચાલે તેટલું અનાજ, બે જણ રાંધી શકે તેટલાં વાસણો, એક નાની ઓરડી, પહેરવા જોગ વસ્ત્ર, સંધ્યાદિક્રિયાનાં સાધનોની પોથી અને એકાદ બે પુસ્તકો.

ભાઈઓથી જુદા પડયા પછી બાપુરામ આંતરસુબા તાબાના ફનીપુર નામના ગામમાં આવ્યા, ત્યાં મહાદેવના મંદિરમાં મુકામ કર્યો અને મહાદેવની પુજાના વ્યવસાયનો આરંભ કર્યો, એ ક્રિયા શ્રદ્ધાવાળી છે કે કેમ ? એ કાર્ય કુદરતની કસોટીએ ચઢવાનું બાકી હતું. એમણે મહાદેવની પુજા ચાલુ કરી પણ લોકોને એ વાત રૂચીકર થઈ નહિ. આરંભ સમયેજ ગામમાંથી ખબર મળી કે તેમણે પુજા બંધ કરી ચાલ્યું જવું, પરંતુ બાપુરામે એ વાત પર લક્ષ આપ્યું નહિ. ત્રણ દિવસ સુધી ઉદર પોષણને માટે પણ તેમને અડચણ પડી અને ત્રીજે દિવસે ગામના હવાલદારે પુજા બંધ કરી ઉઠી જવા તાકીદ કરી, પરંતુ તેઓ ડગ્યા નહિ. કેટલાક દિવસ પછી ગામના એક પાટીદારે તેમને પોતાને ત્યાં રહેવાની સગવડ કરી આપી. એવામાં એવો બનાવ બન્યો કે એક પાટીદાર જ્ઞાતિનો માણસ ગુમ થવાની વાત બહાર પડી. ઘણો પ્રયત્ન કરવા છતાં તેનો પતો લાગ્યો નહિ, રા. બાપુરામે અમુક સ્થળે તપાસ કરતાં મળશે એમ કહેતાં તપાસ થઈ અને વચન સત્ય ઠર્યું. આથી લોકોની તેમના પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ, અને તેઓ વ્હેમીઓના વિશ્રામ સ્થાન રૂપ બન્યા. ગામમાં દોરા ધાગા અને બાધા બંધણી વધતી ગઇ, અને સમયને અનુસરીને બાપુરામ ભાઈએ પણ એ વ્યવસાય ધમધોકાર ચલાવ્યો. આવી સ્થિતિમાં પાંચેક વરસ ગાળ્યાં, પરંતુ આવા પ્રયત્નમાં ઉન્નતિ અશક્ય લાગી.

તેમની જન્મભૂમિમાં તેમની પડોશમાં વિશ્વનાથ નામના એક ભટ્ટ રહેતા,

તેમના સમાગમથી બાપુરામની અભ્યાસ પ્રત્યે રૂચી થઈ અને શ્રીમદ્ભાગવત, શિવ પુરાણ અધ્યાતમ રામાયણ, મહાભારત, ભારત સાર આદિ ગ્રંથોનું અધ્યયન કર્યું. તેની સાથે વૈદકના સારા ગ્રંથોનો પણ અભ્યાસ શરૂ કર્યો.

શ્રીયુત બાપુરામના ભાઈ વિશ્નુરામે યજમાનવૃત્તિને માટે ત્રણ ગામ રાખેલાં હતાં તેમાંનું એક ધમીજ બાપુરામને આપવામાં આવ્યું. તેથી તેઓ ધમીજ ગયા. ત્યાં તેમણે પ્રથમ કથાવાર્તાની શરૂઆત કરી, પછી ધીમે ધીમે વૈદકનો પણ આરંભ કર્યો અને વૈદના નામથી ઓળખાવા લાગ્યા, વ્હેમીઓનું નિવારણ કરવાનું કામ પણ સાથે સાથે ચાલતું કર્યું હતું.

ધમીજમાં તેમના નિવાસ દરમ્યાન તેમનું વૈદકનું કામ સારૂં ચાલ્યું અને અર્થ પ્રાપ્તિ તથા પ્રતિષ્ટાનો પણ સારો લાભ થયો, એટલુંજ નહિ પણ ત્યાં તેમના હસ્તે રામજીમંદિર તથા ગુજરાતી નિશાળ આદિની સ્થાપના થવા સાથે બીજા પણ કેટલાક સુધારા વધારા થયા.

લાંબો વખત સુધી ધમીજ રહ્યા બાદ તેમની ચિત્તવૃત્તિ અમદાવાદ તરફ આકર્ષાઈ, અને ધંધાની ખીલવણી માટે અમદાવાદ આવી વસવાનો તેમણે વિચાર કર્યો. શરૂઆતમાં તો થોડો વખત અમદાવાદ અને થોડો વખત ધમીજ એ પ્રમાણે આવવું જવું ચાલુ રાખ્યું, પરંતુ તેમ કરવું અનુકૂલ નહિ પડવાથી સ્થાયી અમદાવાદમાંજ રહેવાનો નિશ્ચય કર્યો અને સારંગપુર જીલ્લામાં આવેલ ઘાસીરામની પોળમાં ભવ્ય મકાનો બંધાવી ત્યાં દવાખાનું ખોલી રહેવાનું નક્કી કર્યું. હાલ પણ તેમનું દવાખાનું તથા નિવાસ ત્યાં આગળજ છે.

અમદાવાદ આવીને રહેવા છતાં તેઓ પોતાનાં બાલ્યાવસ્થાનાં ગામો ધમીજ અને કનીપુર આદિને વિસરી ગયા નથી, પરંતુ પ્રસંગે પ્રસંગે તેઓ ત્યાં જઈ આવે છે, અને તેના હિતને માટે કાળજી રાખે છે.

શ્રીયુત બાપુરામે અમદાવાદ આવ્યા પછી પોતાના વૈદ્યકના ધંધામાં સારી નામના મેળવેલી છે, અને તેમની કુશળતાથી તેઓની ગણત્રી એક સારા વૈદ્ય તરીકે થાય છે.

શ્રીયુત બાપુરામને સંતતિમાં બે પુત્રો છે, જેમાંના મોટા પુત્ર જેઠાલાલની ઉમર પચાસ વરસની છે, અને તેઓ સરકારી નોકરીમાં છે, બીજા પુત્ર મણિલાલની ઉમર ૪૬ વરસની છે, અને તેઓ વૈદકનું કામ કરે છે.

શ્રીયુત બાપુરામ સ્વભાવે તદ્દન સાદા, ધર્માનુરાગી અને દીર્ઘદૃષ્ટિવાળા બાહોશ ગૃહસ્થ છે, વિદ્યા કેળવણી તરફ તથા ગરીબ માણસો તરફ તેમને સારી લાગણી છે, અને તેથી ધમીજ તથા કનીપુરમાં કેળવણીના પ્રચાર અર્થે તેમણે લાઈબ્રેરીઓ સ્થાપન કરેલી છે, ગરીબ માણસોને પણ તેમણે વખતો વખત જોઈતી મદદ આપેલી છે, અને હજુ પણ આપ્યે જાય છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

# શેઠ ચંદુલાલ માધવલાલ.

શ્રીયુત ચંદુલાલભાઈ જ્ઞાતે કડવા પાટીદાર છે, એમનો જન્મ સંવત ૧૯૩૦ ની ભાદરવા વદ ચોથને મંગળવારના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો.

અમદાવાદ શહેરમાં બધી જ્ઞાતિઓ કરતાં કડવા પાટીદારની જ્ઞાતિ ઘણીજ વિશાળ છે, જેનાં આશરે દસ હજાર ઘર લેખાય છે, આ જ્ઞાતિના ફક્ત એકજ દિવસના જમણવારમાં લગભગ પચીસ હજાર રૂપિયાનો ખર્ચ થાય છે.

શ્રીયુત ચંદુલાલભાઈનું કુટુંબ આ જ્ઞાતિમાં કુળવાન અને અગ્રેસર લેખાય છે, એટલુંજ નહિ પણ અસલથી એમનું કુટુંબ જ્ઞાતિના શેઠ તરીકે ઓળખાય છે, હાલમાં ચંદુલાલભાઈ એ જ્ઞાતિના આગેવાન શેઠ છે.

ચંદુલાલભાઈના પૂર્વજોમાં કેટલાક પ્રખ્યાત અને પ્રતાપી પુરૂષો થઈ ગયા છે, તેઓ શિવમાર્ગી હોવાથી મહાદેવજીનાં દેવાલયો વિગેરે બંધાવવામાં, બ્રહ્મભોજનમાં તથા જમણવારોમાં તેમણે હજારો બલકે લાખો રૂપિયા ખરચેલા છે, એમને ત્યાં પાંચ તો આવાં મોટાં ખરચના જમણવારો થયેલા છે, તે શિવાય ન્હાના જમણવારો પણ ઘણા થયેલા છે.

એમના વડિલોએ સખાવતનાં ઘણાં જાણવા જેવાં કાર્યો કરેલાં છે, જેમાંનાં કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે. ૧) ડાકોરમાં ડંક્નાથ મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર તેમના વડિલ શેઠ વનમાળીદાસ નારણદાસના વખતમાં થયેલો હતો. ૨) તેજ મંદિરનો ફરીથી જીર્ણોદ્ધાર તથા તેને અંગે એક ધર્મશાળા તેમના વડિલ શેઠ છગુલાલ સોમનાથદાસના વખતમાં થયેલ છે. ૩) ડાકોર પાસે ઠાસરાથી ત્રણેક ગાઉ ઉપર ગળતેશ્વર મહાદેવનું એક મંદિર તેમના વડિલોએ બંધાવેલ છે. ૪) દેહગામથી દસ ગાઉ દૂર ઉટકંઠ મહાદેવનું જુનું શિવાલય છે, જ્યાં આગળ દર વરસે મોટો મેળો ભરાય છે, અને જે ઉંટડીયા મહાદેવ તરીકે ઓળખાય છે તેની નજીક કેદારેશ્વર મહાદેવનો ઘાટ તેમના વડિલ શેઠ છગુલાલ સોમનાથે બંધાવેલ છે. ૫) તે ઉપરાંત તે દેવળનો જીર્ણોદ્ધાર પણ ઘણી સારી રીતે કરાવેલ છે, એટલુંજ નહિ પણ એ કામમાં હજારો રૂપિયાની રકમ ખરચેલી છે. આ જગ્યા બહુજ રમણીય છે, મતલબ કે કુદરતી પાણીથી રાતદિવસ મહાદેવજી પર અભિષેક થાય છે, અને એ પાણી ઘાટ ઉપરની ગૌમુખ દ્વારા નિકળી વહેતી નદીમાં ચાલ્યું જાય છે. ૬) ઉંઝામાં ઉમીયાજી માતાની ધર્મશાળા પાસે મહાદેવજીનું શિવાલય બંધાવેલ છે, તેનો ફરીથી જીર્ણોદ્ધાર પણ તેમનાજ વખતમાં સંવત ૧૯૬૬ માં કરાવવામાં આવ્યો હતો, તે વખત આરસની નવી મૂર્તિઓની સ્થાપના કરવામાં આવેલ હતી. ૭) નરોડામાં નળેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર પણ તેમણે કરાવેલો હતો. ૮) અમદાવાદમાં દુધેશ્વરનો ઘાટ પણ તેમના વડિલોએ બંધાવેલો છે. ૯) અમદા-

વાદમાં સાબરમતી નદીને કાંઠે વાડજ ગામ પાસે દુધનાથ મહાદેવ પાછળ તેમના વડિલોએ હજારો રૂપિઆ ખરચ કરેલ છે, તેમજ એ મહાદેવજીના મંદિરનો ફરીથી જીર્ણોદ્ધાર પણ તેમણે કરાવેલ છે ૧૦) દુધનાથ મહાદેવથી થોડે દૂર એક મોટું શિવાલય સોમેશ્વર મહાદેવના નામથી હજારો રૂપિયાનો ખરચ કરી શેઠ છોટાલાલ સોમનાથ તથા શેઠ છગુલાલ સોમનાથે સંવત ૧૯૧૫ માં પોતાના પિતાશ્રીની પાછળ તેમના સ્મારક તરીકે બંધાવેલ છે. આ શિવાલયની આસપાસ કોટ ચણી લીધેલ છે અને અંદર મહાત્માઓ માટે ગુફાઓ બનાવેલી છે. એ જગ્યાના નિભાવ અર્થે નજીકનાં ખેતરો અર્પણ કરેલાં છે, તેમજ અમુક રકમ બાંધી આપેલ છે, જે હજુ પણ તેમના વંશજો તરફથી આપવામાં આવે છે. આ જગ્યાનો લાભ અમદાવાદ શહેરના લોકો પણ સંગેપ્રસંગે લે છે. ૧૧) મોટી હમામ નજીક આવેલ બ્રહ્મનાથ મહાદેવના દેવળનો જીર્ણોદ્ધાર પણ કરાવવામાં આવેલ છે. ૧૨) શાહીબાગ નજીક ગોપેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર સંવત ૧૯૫૧ ની સાલમાં કરાવવામાં આવેલ છે. ૧૩) તેમજ ભીમનાથ મહાદેવનો ઘાટ સંવત ૧૯૪૮ માં બંધાવેલ છે. આ ઘાટ આ શહેરમાં સર્વથી મોટો ઘાટ છે એ ઘાટ પાછળ તેમણે હજારો રૂપિયાનો ખર્ચ કરેલ છે, અને શહેરના કેટલાક આગેવાન ગૃહસ્થોએ પણ મદદ આપેલ છે. ૧૪) અસારવા નજીક નીલકંઠ મહાદેવના દેવલનો જીર્ણોદ્ધાર સંવત ૧૯૫૧ માં તેમણે પોતાના પૈસાથી તથા અખાડાના બીજા કેટલાક સેવકોની મદદથી કરાવેલ છે. તથા ત્યાંના પ્રખ્યાત મહંત મોહનગરજી મહારાજની આરસની સમાધિ પણ તેમણે કરાવેલ છે. ૧૫) એજ નીલકંઠના અખાડામાં હનુમાનજીનું દેવળ છે. તેનો જીર્ણોદ્ધાર તથા તેને લગતી ધર્મશાળા વિગેરેનું કામ સંવત ૧૯૬૫ માં કરાવેલ છે. શ્રી નીલકંઠ મહાદેવના અખાડાના સેવકોમાં આ કુટુંબ મુખ્ય છે, અને એ કુટુંબના ગૃહસ્થો તરફથી વૈશાક તથા શ્રાવણ માસમાં ઘણી પુજાઓ થાય છે. ત્યાં આગળ દર વરસે શ્રાવણ માસની અમાસે મોટો મેળો ભરાય છે, અને શહેરના હજારો માણસો તે દિવસે ત્યાં આગળ દર્શનાર્થે આવે છે, તે દિવસે અખાડા તરફથી સવા લાખ બિલ્લીપત્ર મહાદેવજીને ચડાવવામાં આવે છે. ૧૬) ડાકોરમાં તેમના વડિલ શેઠ મોતીલાલ વનમાળીદાસે મુક્તેશ્વર મહાદેવનું દેવળ બંધાવેલ છે અને ત્યાં આગળ એક અન્નક્ષેત્ર સ્થાપેલ છે, જે હજુ ચાલુ છે. તેમજ ૧૭) એજ ગૃહસ્થે દુધેશ્વર જમનાબાઈની જગ્યામાં પોતાની પુત્રીના સ્મારક તરીકે મલકેશ્વર મહાદેવનું દેવળ બંધાવેલ છે, તે શિવાય ૧૮) ભીમનાથ મહાદેવની જગ્યામાં પોતાના પિતાશ્રીના સ્મારક તરીકે શ્રી વનેશ્વર મહાદેવનું દેવાલય બંધાવેલ છે ૧૯) અસારવા નજીક નીલકંઠ મહાદેવની જગ્યામાં મુક્તેશ્વર મહાદેવનું દેવળ બંધાવેલ છે. તેમજ આ શિવાય નીલકંઠના અખાડાને પુજાઓ તથા અખંડ દીવા ચાલુ રાખવાના ખર્ચ બદલ અમુક રકમ તથા ચીલોડા અને નરોડા-

ની સીમનાં પોતાનાં તમામ ખેતરો અર્પણ કરેલાં છે ૨૦) કાંપની નજીક હાંસોલ ગામની ભાગોળે નદી કિનારે શેઠ રણછોડદાસ વનમાળીદાસે રણમુક્તેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર કરાવેલ છે, એ જગ્યાએ દરવરસે શ્રાવણ સુદ ૧૦ ના રોજ મેળો ભરાય છે તે શિવાય ૨૧) શહેર ચોરાશીમાં પણ હજારો રુપિયાનો ખર્ચ કરેલ છે.

ઉપર પ્રમાણે સખાવતનાં ઘણાં કાર્યો શેઠ ચંદુલાલભાઇના વડિલોએ કરેલાં છે, તેમના વડિલ શેઠ મોતીલાલ વનમાળીદાસ અમદાવાદમાં ઘણાજ પ્રતિષ્ટિત અને પ્રખ્યાત સદ્‌ગૃહસ્થ હતા અને તેઓ લોકમાન્ય હોવા સાથે રાજ માન્ય પણ હતા. અમદાવાદની મ્યુનિસીપાલીટી સરકાર હસ્તક હતી, ત્યારે તેમને સરકાર તરફથી મેમ્બર તરીકે નીમવામાં આવ્યા હતા, અને લગભગ જીવ્યા ત્યાં સુધી તેઓ મેમ્બર તરીકે કાયમ રહ્યા હતા.

આવા પ્રખ્યાત કુટુંબમાં શેઠ છોટાલાલ સોમનાથના વડાપુત્ર માધવલાલ ભાઇને ત્યાં ચંદુલાલભાઇનો જન્મ થયેલો છે; તેમણે ગુજરાતી તથા અંગ્રેજી વિદ્યાનું જ્ઞાન સારી રીતે સંપાદન કરેલ છે. ગર્ભશ્રીમંત હોવાથી તેઓ કાંઈ પણ ઉદ્યમ ન કરે તો તેમને કંઈ અડચણ નહોતી, તો પણ યુવાવસ્થામાં તેમણે મીલસ્ટોર સપ્લાયરનો ઉદ્યમ કરેલો હતો અને લંડન, માંચેસ્ટર, જર્મની તથા અમેરિકા આદિ દૂર દેશના વેપારીઓ સાથે પ્રસંગો પાડી એ ધંધાનું ઉંડું જ્ઞાન મેળવી તેને સારી રીતે ખીલાવ્યો હતો અને પોતાના અનુભવનો લાભ બીજા અનેક વેપારીઓને આપેલ હતો. ઈ. સ. ૧૯૦૧ થી ૧૯૧૦ સુધી એટલે કે દસ વરસ સુધી તેમણે એ ધંધો કરેલો હતો, અને ત્યાર પછી કોઈ પણ ખાસ પ્રવૃત્તિમાં નહિ રોકાતાં પોતાની જ્ઞાતિની સેવા કરવામાં પોતાનો કેટલોક વખત વ્યતિત કરે છે.

સ્થાનિક મ્યુનીસીપાલીટીના મેમ્બર તરીકે પણ તેઓ બે વખત પ્રજા તરફથી ચુંટાયેલા હતા, અને એ હોદ્દા દરમ્યાન પોતે મ્યુનીસીપાલીટીના ઘણાખરા કામકાજમાં બરોબર ધ્યાન આપી દરેક ખાતાની સબકમિટીમાં નીમાઈ સારો અનુભવ પ્રાપ્ત કરેલ છે, તેમજ પ્રજાના હિતને માટે પણ સારી કાળજી રાખી સંતોષ આપેલ હતો.

પોતાની જ્ઞાતિના હિતનાં કાર્યોમાં પણ તેઓ સારો ભાગ લે છે, થોડા વખત પર પાટડી ખાતે સ્થપાએલ "શ્રી કડવા પાટીદાર હિતવર્ધક મહા મંડળ" ના ફંડમાં તેમણે તથા તેમના કુટુંબે સારી રકમ આપવા ઉપરાંત અમદાવાદ ખાતેથી મોટી રકમ ભરાવી આપી જ્ઞાતિની સેવા બજાવેલી છે અને હજુ પણ બજાવ્યે જાય છે.

શ્રીયુત ચંદુલાલ ભાઈ સ્વભાવે શાન્ત, મિલનસાર, હસમુખા, હિંમતી અને ખરેખરા લાયક સદ્‌ગૃહસ્થ છે. પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે લોકહિતનાં અનેક કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

---

# શ્રીયુત મોહનલાલ મગનલાલ ઝવેરી.

રા. રા. મોહનલાલભાઇ જ્ઞાતે વીસા ઓસવાળ શ્રાવક વાણીયા છે. એમનો જન્મ સંવત ૧૯૦૬ ના અસાડ વદ ત્રીજના રોજ થયેલ હતો, તેમના પિતાનું નામ મગનલાલભાઈ અને માતાનું નામ દેવકોરબાઈ હતું. એમના પિતા શરાફની પેઢી રાખવા ઉપરાંત રૂ તથા અફીણનો ધંધો પણ કરતા સંતતિમાં તેમને એક પુત્ર તથા ગંગા બ્હેન નામે એક પુત્રી છે.

રા. રા. મોહનલાલભાઇએ ગુજરાતી અભ્યાસ પૂર્ણ કરીને અંગ્રેજી અભ્યાસ શરૂ કરેલો હતો, પરંતુ ન્હાનપણથી તેમને આંખનું દરદ હોવાથી તેની દવા કરવા માટે મુંબઈ જવાનું થવાથી અભ્યાસ બંધ કરવો પડયો હતો. દવા કરાવીને આવ્યા પછી તેમણે શેઠ દલપતભાઈ ભગુભાઇને ત્યાં એક પ્રોફેસર પાસે ખાનગી રીતે બે વરસ અભ્યાસ કર્યો હતો. પરંતુ તેટલામાં વડોદરાના મલ્હારરાવ ગાયકવાડના લગ્નનો પ્રસંગ ઉપસ્થિત થવાથી તેમને ઝવેરાત આપવા માટે ત્યાં જવું પડયું હતું. સંવત ૧૯૨૭ માં તેઓ ત્યાં ગયા હતા અને પોતાના પિતાના નામથી રૂા. ૧૧૯૧૦૦૦) નું ઝવેરાત આપ્યું હતું, પણ તેમાંથી તેમને કાંઈ લાભ થયો નહોતો. ત્યાર પછી તેમણે ધિ હઠીસીંગ લાઇફ ઈનસ્યુરન્સ નામની એક કંપની ઉભી કરી હતી પણ તે બરોબર નહિ ચાલવાથી બંધ કરવી પડી હતી. ત્યાર પછી સંવત ૧૯૨૯ માં વિરમગામમાં દુકાન કરી રૂનો ધંધો શરૂ કર્યો હતો તે પણ બરોબર ફળદ્રુપ ન થવાથી બંધ કર્યો હતો. ત્યાર બાદ આઠેક વરસે એટલે કે સંવત ૧૯૩૭ માં મુંબઈ જઈ ઝવેરાતની દલાલી તથા આડતનો ધંધો શરૂ કર્યો હતો. ત્યાં આગળ પોતાનો ધંધો સારી રીતે કરવા ઉપરાંત પોતાની કોમની "જૈન એસોસીએશન ઑફ ઈન્ડીઆ" નામની સંસ્થાના જોઈન્ટ ઓનરરી સેક્રેટરી તરીકેનું કામ પણ તેઓ કરતા હતા અને જ્યારે તેમના જોઈન્ટ સેક્રેટરી મર્હુમ મી. વીરચંદ ગાંધી વિલાયત ગયા ત્યારે તેઓ એકલા એ સંસ્થાના ઓનરરી સેક્રેટરી નિમાયા હતા, જે કામ તેમણે લગભગ ૧૭ વરસ કર્યું હતું.

સંવત ૧૯૪૦ થી તેમણે પોતાનો ધંધો ઘણોજ ખીલાવ્યો હતો અને દેશ પરદેશની અંગ્રેજી પેઢીઓ સાથે કામ કરવું શરૂ કર્યું હતું. એફ. ફીશર કંપનીના ઝવેરાતનાં દલાલ તરીકે તેમણે સત્તર વરસ કામ કર્યું હતું તેમજ તે શિવાય ઈંગ્લાંડ, ફ્રાન્સ, બર્મીંગહામ, જીનોવા અને સ્ટટગાર્ટ વિગેરે દૂર દેશના અંગ્રેજોની લગભગ ૨૫ થી ૩૦ પેઢી સાથે આડત વિગેરેનું કામ તેમણે કરેલું હતું.

પાલીતાણા અને શ્રાવકના ટંટા વખતે મુંબઈ તરફના ડેપ્યુટેશનમાં સંઘ તરફથી નીમાઇને તેઓ પાલીતાણા ગયા હતા, તે શિવાય મક્ષીજી કેસમાં પાંચ સાત વખત મક્ષી, ઉજ્જન તથા ગ્વાલીયર વિગેરેના ડેપ્યુટેશનોમાં પણ તેઓ ગયા હતા, તે શિવાય સમેત શિખરના કેસમાં પણ તેઓ મુંબઈના સંઘ તરફથી ડેપ્યુટેશનમાં ગયા હતા.

આવી રીતે જૈન કોમના હિતની દરેક હિલચાલોમાં સંઘે તેમને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કર્યા હતા, એ હકીકત તેમની બાહોશી તથા તેમના પ્રત્યે સમસ્ત જ્ઞાતિની ઉત્તમ લાગણી બતાવવાને માટે પુરતી છે.

સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે "ધિ ગુજરાત કૅટલ પ્રીઝરવેશન કંપની લીમીટેડ" એ નામની સંસ્થા સ્થાપી તેના ઓનરરી સેક્રેટરી તરીકે કામ કર્યું હતું, તેમજ તે અરસામાં બ્રિટન નામના એક સાહેબે ચામડા વાસ્તે ઢોરની કતલ શરૂ કરેલી, તેમાંથી ઢોરને બચાવવા મહાજન તરફથી પૈસાની મદદ મેળવી આશરે ૧૪૦૦૦) રૂપિયાનું ફંડ એકઠું કર્યું હતું. જે ફંડની મદદ વડે ૩૪૨૩ ઢોર છોડાવવામાં આવ્યાં હતાં.

જાત્રા અને મુસાફરીનો તેમને વિશેષ શોખ હોવાથી નિઝામ હૈદ્રાબાદની મુસાફરી લગભગ ૧૯ વખત અને કલકત્તા, દિલ્લી, આગ્રા, જેપુર, લખનૌ, બનારસ, ગ્વાલીયર, વિગેરે ઇતિહાસ પ્રસિદ્ધ શહેરોની મુસાફરી તેમણે દસથી પંદર વખત કરેલી છે, તે શિવાય સમેતશિખરની યાત્રા તેમણે સાત વખત કરેલી છે, માઊન્ટ હિમાલય, સીમલા, જમ્મુ તથા અમૃતસર આદિની મુસાફરી પણ તેમણે બે ત્રણ વખત કરેલી છે.

આબુના દેરાસરમાં અંગ્રેજો વિગેરે બુટ સાથે જતા હતા તે બંધ કરાવવાના ડેપ્યુટેશનમાં મુંબઈ તથા અમદાવાદના ગૃહસ્થો ગયેલા તેમાં તેઓ પણ સામેલ હતા.

જુનાગઢના રહીશ મી. લાભશંકર લક્ષ્મીદાસના જીવદયાના ઉપદેશના કામનો ફેલાવો મુંબઈ શહેરમાં કરવા તથા તે સંબંધી કેટલીક ચોપડીઓ છપાવવાનું તથા તેને માટે ફંડ એકત્ર કરવાનું કામ તેમણે સાત વરસ સુધી કરેલું હતું, ત્યાર પછી તેમનો નિવાસ અમદાવાદમાં થવાથી તે કામ તેમણે ઝવેરી લલ્લુભાઇ ગુલાબચંદને સોંપ્યું હતું. તે ઉપરાંત ડોકટર દીનશાજી જીવાજી એદલ બહેરામે સ્થાપેલ "જીવદયા પ્રબોધક નીતિવર્ધક મંડળ"ના તથા "અશક્તાશ્રમ"ના પણ લાઈફ મેમ્બર થઇને, તેમજ મુંબઈ વિગેરે શહેરોમાં તે સંબંધે ઉપદેશ કરીને તે ખાતાંને પૈસા સંબંધી મદદ અપાવી હતી, તે શિવાય કલ્લોલમાં શેઠ ગોરધનદાસ અમુલખના હાથ નિચે ચાલતાં જીવદયા

ખાતાંને ફંડ કરી પૈસા સંબંધી મદદ અપાવી હતી; જેના પ્રતાપે દેવીઓના નામે ચડતા લગભગ ૩૫૦ થી ૪૦૦ પાડા તેમજ સેંકડો બકરાંનો બચાવ થયો હતો, વળી એ વખતે મોટી આડરજ, હાજીપરભોયણ, ટીંટોડા તથા પીરાના વિગેરે ગામોમાં હિંસા ન કરવા તથા જીવદયાના નિયમો પાળવા બંદોબસ્ત કર્યો હતો જે હજુ પળાય છે.

પોતાના ધંધાને અંગે તેમને ગ્વાલીયરના સિંધીયા સરકાર, વડોદરાના ગાયકવાડ સરકાર તથા હૈદ્રાબાદના નીઝામ સરકારની તેમજ તે શિવાય ઘણા રાજા મહારાજાઓ તથા નવાબોની રૂબરૂ મુલાકાત થયેલી.

મુંબઈમાં ચાલેલા પ્લેગના વખતમાં તેમણે લોકોને મદદ કરવા માટે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેમને ઑનરેબલ મી. ન્યુજંટ, નવાબ ફૂયાજ અલીખાન તથા નવાબ કાઝિમ અલીખાન વિગેરેએ સર્ટિફીકેટો આપેલાં છે.

પોતાના ધર્મનો ફેલાવો કરવાના હેતુથી તેમણે પેથડકુમાર નામનું એક પુસ્તક પોતાના ખરચે છપાવીને તેની એક હજાર નકલો ગામોગામ ભેટ તરીકે મોકલાવી આપેલ છે, તેમજ હાલમાં પણ પાર્શ્વનાથનાં ૧૦૮ નામનાં તીર્થો તથા બીજાં તીર્થોની પુરાણાં પુસ્તકોમાંથી શોધખોળ કરી એક પુસ્તક તૈયાર કરવા માંડર્યું છે, અને તે થોડા વખતમાં પ્રસિદ્ધ કરવાનો તેમનો ઈરાદો છે.

રા. રા. મોહનલાલભાઈની ઉમર હાલ લગભગ ૬૮ વરસની છે, અને તેઓ બે ત્રણ વરસથી પોતાના ધંધામાંથી વિવૃત્ત થઈ ભજનપૂજનમાં તથા ધાર્મિક કાર્યોમાં પોતાનો વખત વ્યતિત કરે છે. એમનાં ધર્મપત્ની હાલમાંજ એટલે કે સંવત ૧૯૭૪ ના કારતક વદ ૭ ના રોજ ૬૪ વરસની વયે ગુજરી ગયાં છે.

રા. રા. મોહનલાલભાઇને સંતતિમાં અમૃતલાલ તથા ભોગીલાલ નામના બે પુત્રો છે, જેઓ ઝવેરાતનો ધંધો કરે છે અને મુંબઈમાં તેમની દુકાનો છે, ઈશ્વિર કૃપાથી એ બન્ને પુત્રોને ત્યાં પણ પુત્ર પુત્રીઓનો પરિવાર છે. તે શિવાય મોહનલાલભાઇને માણેક બ્હેન નામનાં એક પુત્રી છે, જેમણે અંગ્રેજી કેળવણી લીધેલી છે, તેમને અમદાવાદના હાલના નગરશેઠ કસ્તુરભાઈ વેરે પરણાવેલ છે, તેમણે પોતાના ધણી સાથે ઈંગ્લાંડ, ફ્રાન્સ અને જર્મની આદિ પરદેશની મુસાફરી પણ કરેલ છે.

રા. રા. મોહનલાલભાઈ સ્વભાવે શાન્ત અને ધર્મચુસ્ત સદ્‌ગૃહસ્થ છે, જ્ઞાતિસેવાનાં તથા જીવદયાની હિમાયતનાં ઘણાં કાર્યો તેમણે કરેલાં છે, અને હજુ પણ એવાં કાર્યોમાં ઉત્સાહ પૂર્વક આગેવાની ભર્યો ભાગ લે છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.



શ્રીયુત મોહનલાલ મગનલાલ ઝવેરી.

M. A. P.

# રા. રા. વાડીલાલ નથુભાઈ કુસુમગર.

રા. રા. વાડીલાલભાઈ સાતે દશા પોરવાડ શ્રાવક જૈન છે. એમનો જન્મ સંવત ૧૯૨૨ ના વૈશાક સુદ ૫ ના રોજ થયેલો હતો, એમના પિતાની સ્થિતિ સાધારણ હતી અને તેઓ સેસન્સ કોર્ટમાં નોકરી કરતા હતા.

વાડીલાલભાઇએ સાત વરસની વયે ગુજરાતી અભ્યાસ શરૂ કરેલો હતો અને પાંચમા ધોરણ સુધી અભ્યાસ કર્યા બાદ અંગ્રેજી અભ્યાસને માટે તેઓ મિશન સ્કૂલમાં દાખલ થયેલા હતા, જ્યાં તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કરેલો હતો, મેટ્રિકની પરિક્ષા તેમણે ઈ. સ. ૧૮૮૧ માં પસાર કરેલી હતી.

ન્હાનપણુથી તેઓ ઘણાજ ચાલાક અને બુદ્ધિશાળી હોવાથી અભ્યાસમાં તેમણે સારી ચપળતા બતાવેલી હતી અને મેટ્રિકની પરિક્ષામાં તેઓ અમદાવાદ શહેરના બધા વિદ્યાર્થીઓમાં પહેલે નંબરે પાસ થયા હતા અને ભોરડેલે સ્કોલરશીપ મેળવેલી હતી. ત્યાર પછી વિશેષ અભ્યાસને માટે તેઓ ગુજરાત કોલેજમાં દાખલ થયા હતા, જ્યાં તેમણે બી. એ. સુધી અભ્યાસ કરેલો હતો.

ઈ. સ. ૧૮૮૫ માં કોલેજ છોડીને તેમણે વકીલાતનો અભ્યાસ શરૂ કરેલો હતો અને અત્રેના સુપ્રસિદ્ધ બૅરીસ્ટર મી. જીવણુલાલ વ્રજરાય દેસાઈ તેમના સ્નેહી હોવાથી ઈ. સ. ૧૮૮૮ માં તેઓ જ્યારે વિલાયત જતા હતા ત્યારે વાડીલાલભાઈ પણ તેમની સાથે જવા તૈયાર થયેલા હતા, પરંતુ માબાપની નાખુશીથી તેમણે એ વિચાર મુલત્વી રાખ્યો હતો, હજુ પણ જો બની શકે તો એક વખત વિલાયત જવાની તેમની ખાસ ઈચ્છા છે.

વકીલાતના અભ્યાસમાં એક વરસ વ્યતિત કર્યા બાદ વાડીલાલભાઇએ ટંકશાળમાં આવેલી અંગ્રેજી નિશાળના માસ્તર તરીકે નોકરી લીધેલી હતી. જે નોકરી તેમણે ઈ. સ. ૧૮૮૬ થી ઈ. સ. ૧૯૦૨ સુધી એટલે કે સોળ વરસ સુધી કરી હતી. શિક્ષક તરીકેની તેમની કારકીર્દિ ઘણી પ્રશંસાપાત્ર હતી, કેમકે એમના હાથ નીચે કેળવાયેલા ઘણા યુવકો અત્યારે સારા હોદ્દાઓ ભોગવે છે.

શિક્ષકની નોકરી દરમ્યાન થોડો વખત બચાવીને વાડીલાલભાઈ "હિંદુસ્થાન તથા "હિતેચ્છુ" આદિ પત્રોમાં વખતો વખત લેખ વિગેરે મોકલાવતા હતા. તેમજ 'રાજપત્રિકા" નામના પત્રમાં પણ તેમની મદદ હતી.

અત્રેના સુપ્રસિદ્ધ શહેરી અને સખાવતે બહાદુર સરદાર સર ચીનુભાઈની સાથે વાડીલાલ ભાઇને ઘણોજ સ્નેહ હતો, અને સ્વ. શેઠ ચીનુભાઈ પણ તેમના તરફ ઘણીજ સારી લાગણી રાખતા હતા, એટલુંજ નહિ પણ બનતાં સુધી ઘણાં કાર્યોમાં તેમની સલાહ પણ લેતા હતા. વાડીલાલભાઈ પોતાનો ફુરસદનો ઘણો ખરો વખત એમના સહવાસમાંજ ગાળતા હતા, કલકત્તા,

લાહોર, પંજાબ, મસુરી અને છેક કાશ્મીર આદિ રમણીય સ્થાનોની મુસાફરીમાં પણ સર ચીનુભાઈ તેમને પોતાની સાથે રાખતા, તે પરથીજ વાડીલાલભાઈ પ્રત્યેનો તેમનો પ્રેમ સ્પષ્ટ જણાઈ આવે છે. એમના જેવા પોતાના એક ખરેખરા શુભેચ્છક અને મુરબ્બી તુલ્ય સ્નેહીના અકાળે થયેલા અવસાનથી વાડીલાલભાઈના હૃદયને ઉંડો આઘાત થયેલો છે, પરંતુ ઈશ્વરની ઈચ્છા આગળ સહુ લાચાર છે.

નોકરી દરમ્યાન વાડીલાલભાઈની વૃત્તિ વ્યાપાર તરફ દોરાવા સાથે સર ચીનુભાઈએ પણ એવીજ સલાહ આપવાથી તેમણે નોકરી દરમ્યાનજ મીલ સ્ટોરના ધંધાને લગતી એક પેઢી ખોલી હતી.

સ્વાભાવિક રીતે એવો નિયમ છે કે નોકરીયાત માણસોની વૃત્તિ વ્યાપાર તરફ બહુ દોરાતી નથી, અગર કોઈની વૃત્તિ દોરાય તો તેમાં તેને ફતેહ મળવી પણ મુશ્કેલ પડે છે, પરંતુ વાડીલાલભાઈના સંબંધમાં એથી તદ્દન જુદુંજ બન્યું અને થોડાજ વખતમાં વ્યાપારમાં તેમને સારો ફાયદો જણાયો.

આ પ્રમાણે વાડીલાલભાઇને વ્યાપાર અનુકૂળ પડવાથી ઈ. સ. ૧૯૦૨ માં તેમણે શિક્ષક તરીકેની પોતાની નોકરી છોડી દીધી અને ખાસ વ્યાપાર તરફ લક્ષ આપ્યું, ધીમે ધીમે તેમણે પોતાનો વ્યાપાર સારી રીતે વધાર્યો અને મુંબઇમાં પણ પોતાની પેઢીની શાખા ખોલી. કેટલીક યુરોપીયન પેઢીઓની સાથે વ્યાપાર સંબંધે તેમનો સારો વહેવાર છે, અને યુરોપીયનોને પણ તેમનો સારો વિશ્વાસ છે.

વાડીલાલભાઈના જન્મ સમયે તેમની આર્થિક સ્થિતિ સાધારણ હતી. પરંતુ વાડીલાલભાઇએ જાત મહેનતથી સારી સ્થિતિ સંપાદન કરેલી છે. તેની સાથે અત્રેના કેટલાક આગેવાન ગૃહસ્થોની પ્રીતિ પણ તેમણે મેળવેલી છે, તેઓ અત્રેની કેટલીક મીલોના ડાયરેકટર છે, એટલુંજ નહિ પણ કેટલીક મીલોના કમીશનમાં પણ તેઓ ભાગ ધરાવે છે.

વાડીલાલભાઇને સંતતિમાં ચમનલાલ તથા માણેકલાલ નામના બે પુત્રો છે, જેઓ બન્ને યુવાન અને કેળવાયેલા છે, પોતાના પિતાશ્રીની દેખરેખ તળે તેઓ પોતાની પેઢીનો વહીવટ સારી રીતે ચલાવે છે.

શ્રીયુત વાડીલાલભાઈ સ્વભાવે શાન્ત, મિલનસાર તથા ઉદાર અને દયાળુ વૃત્તિના એક લાયક ગૃહસ્થ છે, ગુપ્ત સખાવતનાં ન્હાનાં ન્હાનાં કેટલાંક કાર્યો તેમણે કરેલાં છે, તે સિવાય સાહિત્યના તેઓ શોખીન હોવાથી સાહિત્યને ઉત્તેજન આપવામાં પણ તેઓ સારો ઉત્સાહ ધરાવે છે, અને કાવ્યકલ્લોલ નામનું એક પુસ્તક હાલમાંજ ઉત્તેજન આપીને તેમણે પ્રસિદ્ધ કરાવેલ છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

---

# સ્વ. શેઠ માણેકલાલ મલીચંદ જેચંદ.

સ્વ. શેઠ માણેકલાલભાઈ જ્ઞાતે દશાશ્રીમાળી વાણીયા હતા, એમનો જન્મ સંવત ૧૮૯૩ ના ભાદરવા વદ ૯ ના રોજ થયેલો હતો. પોતાની પાંચ વરસની ઉમરે તેમણે ગુજરાતી અભ્યાસ શરૂ કરેલો હતો અને છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યા બાદ ચૌદ વરસની ઉમરે પોતાના પિતા મલીચંદ જેચંદના નામથી ચાલતી ધોતીજોટાની દુકાનમાં તેઓ જોડાયા હતા. એમને બીજા ચાર ભાઇઓ હતા, જે દરેક જુદું જુદું કામ કરતા. લહેરાભાઈ સહુથી મોટા હતા અને તેઓ રજવાડાઓના એજન્ટનું કામ કરતા હતા. શ્રીયુત માણેકલાલભાઈ સંવત ૧૯૩૩ ના ફાગણ સુદ બીજના રોજ ૪૦ વરસની ઉમરે પોતાની પાછળ આત્મારામ નામના દોઢ વરસની ઉમરના પુત્રને મુકી સ્વર્ગવાસી થયા હતા. તેમણે પોતાના પિતા મલીચંદ જેચંદના નામથી રૂ. ૩૦૦૦) ગુજરાત કોલેજ માં આપેલા હતા, તેના વ્યાજમાંથી તેમની જ્ઞાતિના વિદ્યાર્થીઓને સ્કોલરશીપ આપવામાં આવે છે.

શ્રીયુત આત્મારામભાઇનો જન્મ સંવત ૧૯૩૧ ના અષાડ વદ ૧૫ ના રોજ થયેલો હતો, એમની દોઢ વરસની ઉમરે એમના પિતાનો સ્વર્ગવાસ થવાથી એમનાં માતુશ્રીએ તથા એમના કાકા લહેરાભાઇએ એમને ઉછેરી મોટા કર્યા હતા પોતાની પાંચ વરસની ઉમરે તેમણે ગુજરાતી અભ્યાસ શરૂ કર્યો હતો અને ફક્ત ગુજરાતી ચાર ચોપડીનો અભ્યાસ કરીને દસ વરસની નાજુક વયે પોતાની દુકાનના કામમાં જોડાયા હતા.

કેટલાંક કારણોને લઇને સંવત ૧૯૬૪ માં તેઓ જુદા પડયા હતા, અને કોટન કમીશનની પોતાની જુદી દુકાન સ્થાપી હતી. થોડાજ વખતમાં પોતાના ધંધાને તેમણે જાત મહેનત તથા બાહોશીથી સારી રીતે ખીલાવ્યો હતો અને ટુંક વખતમાંજ ધ્રાંગધ્રા, વઢવાણુ, સુરત, ઉજ્જન, ખામગામ તથા હુબલી આદિ સ્થળોએ પોતાની દુકાનની શાખા સ્થાપી હતી.

શ્રીયુત આત્મારામભાઇને પોતાની કોટન કમીશનની દુકાનમાં સ્વ. શેઠ મનસુખભાઈ ભગુભાઈની સારી મદદ હતી અને તેથી તેઓ તેમનો ઉપકાર માનતા હતા અને હજુ પણ માને છે.

શ્રીયુત આત્મારામભાઇએ સંવત ૧૯૭૨ માં અત્રેની મસ્કતી માર્કીટમાં એક કાપડની દુકાન શાન્તિલાલ બાલાભાઈના નામથી ખોલેલી છે, જે દુકાન તથા તેમની કોટન કમીશનની દુકાન તથા તેની બહાર ગામની શાખાઓ હજુ પણ સારી રીતે ચાલે છે.

રા. રા. આત્મારામભાઈ કુળવાન કુટુંબમાં જન્મેલા છે, અને તેમના જન્મ સમય કરતાં પોતાની આર્થિક સ્થિતિમાં તેમણે જાતમહેનતથી ઘણો વધારો કરેલો છે, તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને પરોપકારી વૃત્તિના છે, સખાવતનાં કેટલાંક કાર્યો તેમણે કરેલાં છે, પરંતુ ગુપ્ત સખાવતના તેઓ હિમાયતી હોવાથી જાહેરમાં તે પ્રસિદ્ધ કરવાની તેમની ઈચ્છા નથી.

પરમ દયાળુ પરમાત્મા તેમને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને સર્વદા સહકુટુંબ સુખશાન્તિમાં રાખે એવી અમારી શુભેચ્છા છે.

શ્રીયુત આત્મારામભાઇને સંતતિમાં બાલાભાઈ, ચમનલાલ, ચંદુલાલ અને શાન્તિલાલ નામના ચાર પુત્રો તથા લીલાવતી નામની એક પુત્રી છે. તેમાં ચંદુલાલ ૧૮ વરસની વયે હાલમાંજ સ્વર્ગવાસી થયેલ છે.

રા. ભાઈ ચંદુલાલનો જન્મ સંવત ૧૯૫૬ ના માહ સુદ એકમના રોજ થયેલો હતો, પાંચ વરસની વયે તેમણે પોતાનો અભ્યાસ શરૂ કર્યો હતો અને ૯ વરસની વયે ગુજરાતી અભ્યાસ પૂર્ણ કરી પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસને માટે દાખલ થયા હતા. જ્યાં તેમણે છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો.

રા. ચંદુલાલ અભ્યાસમાં બહુજ ચપળ અને હુશિયાર હતા, તેની સાથે પોતાની સંગાથે અભ્યાસ કરતા ગરીબ વર્ગના વિદ્યાર્થીઓ પ્રત્યે તેઓ સારી માયા રાખતા હતા; એટલુંજ નહિ પણ તેમને ફ્રી તથા પુસ્તકો વિગેરેની બનતી મદદ પણ કરતા હતા.

બી. એ. સુધી અભ્યાસ કરી ભવિષ્યમાં એક ઉત્તમ વ્યાપારી થઇ, પૈસા પેદા કરી વિદ્યાવૃદ્ધિમાં, કેળવણીમાં, સ્કોલરશીપોમાં તથા લાઇબ્રેરી આદિ લોકોપયોગી કાર્યોમાં મેળવેલ પૈસાનો વ્યય કરવો એવી તેમની ઉત્તમ ભાવના હતી, પરંતુ ઈશ્વરની ગતિ અકળ છે, આવી ઉચ્ચ ભાવનાવાળા એ ઉછરતા બાળકનો સંવત ૧૯૭૪ ના કારતક સુદ ૮ ના રોજ અકાળે અણધાર્યો સ્વર્ગવાસ થયો છે, અને પોતાનાં સ્નેહી સંબંધીઓને પોતાની પાછળ વિલાપ કરતાં મુકી રા. ચંદુલાલ આ ફાની દુનિયા તજી ગયા છે, ઇશ્વર તેના અમર આત્માને સ્વર્ગમાં શાન્તિ આપે એવી અમારી શુભેચ્છા છે.

રા. ચંદુલાલને સાહિત્યનો કંઈક શોખ હતો અને તેથી કેટલાંક પુસ્તકો તેણે ખરીદ કરેલાં હતાં. ભવિષ્યમાં એક લાઇબ્રેરી સ્થાપવાનો તેમનો ખાસ ઈરાદો હતો.

એમની એ અંતિમ ઈચ્છા પૂર્ણ કરવા ખાતર તેમના સ્મારક તરીકે તેમના નામની એક ફ્રી લાઇબ્રેરી સ્થાપવા તેમના પિતા આત્મારામભાઈની ઈચ્છા છે, પરમાત્મા તે શુભેચ્છા પાર પાડે એવી અમારી ભાવના છે.



શેઠ આત્મારામ માણેકલાલ.



સ્વ શેઠ માણેકલાલ મન્નીચંદ.



સ્વ ભાઇ ચંદુલાલ આત્મારામ.

# શેઠ રણછોડલાલ ગીરધરલાલ મણકીવાળા.

શ્રીયુત રણછોડલાલભાઇ જ્ઞાતે વીસા મોઢ વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૧૭ ના શ્રાવણ સુદ એકમના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો.

એમના વડિલોમાં એમના પિતામહ બેચરભાઈ નથુશા એક પ્રખ્યાત પુરૂષ થઈ ગયા છે, જેઓ બેચર મણકીના નામથી અમદાવાદ શહેરમાં હજુ પણ સુપ્રસિદ્ધ છે, તેમણે જાત મહેનતથી પુષ્કળ પૈસો પેદા કરેલો હતો અને ધાર્મિક કાર્યોમાં પૈસાનો વ્યય પણ કરેલો હતો. અમદાવાદનું નીલકંઠ મહાદેવનું સુપ્રસિદ્ધ દેવળ, તથા કાશીમાં પોતાના નામથી બેચરેશ્વર મહાદેવનું દેવળ અને વડોદરા પાસેના છાણી ગામમાં એક ધર્મશાળા વિગરે ઘણાં ધરમાદા કાર્યો કરેલાં છે.

રણછોડલાલભાઈના પિતા પોતાની પાછળ ન્હાની વયના બે પુત્રો મુકીને સ્વર્ગવાસી થયેલા હતા, અને તેથી તેમની તમામ મિલ્કત તથા દેશાવરની પેઢીઓનો વહિવટ તેમનાં માતુશ્રીએ ઘણી બાહોશીથી ચલાવેલો હતો.

રણછોડલાલભાઇએ ગુજરાતી અભ્યાસ પુરો કરીને અગીયારેક વરસની ઉમરે અંગ્રેજી અભ્યાસ શરૂ કરેલો હતો, પરંતુ બે વરસ અભ્યાસ કર્યા બાદ તેમનાં માતુશ્રીની સાથે જગન્નાથજીની યાત્રાએ જવાનું થવાથી અભ્યાસ અધુરો મુકવો પડયો હતો. ચાર મહિને જાત્રાથી આવ્યા પછી અભ્યાસ કરવો રૂચ્યો નહિ અને તેથી છ સાત મહિના ઘર આગળ ગાળ્યા. બાદ સોબતની અસરથી ઉર્દુ ભાષા શિખવાનો શોખ લાગ્યો અને તેથી મુનશી પાસે તેનો અભ્યાસ શરૂ કર્યો, ધીમે ધીમે ફારસી ભાષા પણ શિખવા માંડી. એકાદ વરસ એ પ્રમાણે વ્યતિત કર્યા બાદ પોળના બીજા વિદ્યાર્થીઓને જોઇ અંગ્રેજી ભણવાતરફ લક્ષ દોરાયું અને તેથી ફરીથી અંગ્રેજી શાળામાં દાખલ થયા. સંસ્કૃતનો થોડો અભ્યાસ પણ શાસ્ત્રી પાસે ખાનગી રીતે કરેલો હતો. અંગ્રેજીમાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ ધંધા તરફ વૃત્તિ દોરાયાથી અભ્યાસ બંધ કર્યો.

પ્રથમ તેમનો વિચાર હાલની માફક ભાગીદારોની એક કંપની ઉભી કરવાનો હતો, પરંતુ તેનું જ્ઞાન નહિ હોવાથી એ વિચાર બંધ રાખ્યો અને ખેતી તરફ લક્ષ દોરાયું. ખેતી માટે જમીન જોઇએ તે પોતાના વડિલોના વખતની પુષ્કળ હતી, પરંતુ તે દૂર હોવાથી નજીક ગોમતીપુર આગળ જમીન ખરીદી ખેતીનું કામ આરંભ્યું અને જુદી જુદી જાતનાં વાવેતરનો અનુભવ લીધો, પણ તે ધંધો લાભકારક નહિ જણાવા સાથે તેમાં પડતી અગવડોથી કંટાળી તે ધંધો ખોટ ખમી બંધ કર્યો.

ત્યાર બાદ ફરીથી માતુશ્રી સાથે હિમાલય, બદ્રીકેદારેશ્વર આદિ પવિત્ર સ્થળોની યાત્રાએ જવાનું થયું, ત્યાંથી પાછા ફર્યા બાદ થોડા વખતે દક્ષિણની યાત્રા શરૂ કરી અને છેક રામેશ્વરની યાત્રા કરી મલબાર ગયા, ત્યાંથી આવ્યા

બાદ કાઠીયાવાડની મુસાફરીએ નિકળ્યા અને તમામ શહેરો જોઇ દ્વારકાંની યાત્રા કરી. આવી રીતે ચારે દિશાની મુસાફરી તથા યાત્રા પૂર્ણ કરી ઘેર આવી "હિંદુસ્તાનનાં ચારે ધામની યાત્રા" નામનું પુસ્તક બહાર પાડ્યું.

વ્યાપાર રોજગારનો વહિવટ એમનાં માતુશ્રીની સમંતિથી એમના મોટા ભાઈ ચલાવતા હતા જેથી નવરાસના વખતમાં જુદા જુદા હુન્નરો શિખવાંની વૃત્તિ થવાથી રબર સ્ટામ્પ, ઇલેક્ટ્રોટાઈપીંગ, ફોટોગ્રાફી, પ્લાસ્ટર ઑફ પૅરીસનું મોલ્ડીંગ તથા સોની અને સુતારનું કામ વિગેરે કેટલાક હુન્નરોનો અનુભવ કર્યો અને પછી "યાંત્રિક ચિત્ર શિક્ષક" નામનું એક પુસ્તક તથા ધાતુ પર સોના ચાંદીનો ઢોળ ચડાવવાના હુન્નરનું એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું, તેમજ ફોટોગ્રાફી શિખવા ઈચ્છતા માણસોને તે મફત શિખવવાની જાહેરાત છપાવી. જે આધારે કેટલાક ઉમેદવારો હાજર થયા તેમને પોતાના ખરચે ફોટોગ્રાફીનું કામ શિખવ્યું. એમાંના કેટલાક માણસો હાલ એજ ધંધો કરે છે અને સારી રીતે પોતાનું ગુજરાન ચલાવે છે. ત્યાર બાદ પુસ્તકોનાં વાંચનનો શોખ વધવાથી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના લાઈફ મેમ્બર થયા તેમજ ગામની બીજી લાઈબ્રેરીઓના મેમ્બર તરીકે પણ નામ નોંધાવ્યું. સંવત ૧૯૪૫માં જુદો ધંધો કરવાની વૃત્તિ થવાથી વડિલ ભાઈની સમંતિથી અમદાવાદમાં પોતાના નામની શરાફી પેઢી ખોલી તેનો વહીવટ શરૂ કર્યો, ત્યાર બાદ વિજયપ્રવર્તક નામનાં એક છાપખાનાની પણ સ્થાપના કરી, તે પછી ધોલેરામાં એક જીનીંગ કંપની ચાલુ કરી. થોડા વખત પછી ભાગીદારો સાથે અણબનાવ થવાથી તેની એજન્સી મુકી દીધી. થોડા વખત પછી અમદાવાદમાં "ધિ રાજનગર સ્પીનીંગ વીવીંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ કંપની" નામની એક મીલ પોતાની એજન્સી નીચે ચાલુ કરી. જેનો વહીવટ સારી રીતે ચાલવાથી બે વરસ બાદ "રાજનગર જીનીંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ" નામની એક બીજી કંપની ઉભી કરી જીનનું કારખાનું ચાલુ કર્યું ને ત્યાર પછી એક વરસે એજ કંપનીના અંગે સુતર કાંતવાનું એક કારખાનું પણ ચાલુ કર્યું. આવી રીતે ત્રણ કારખાનાનો વહીવટ પોતાની જાતે કરવા માંડ્યો. તે દરમ્યાન પણ મુસાફરીનો શોખ થવાથી વારંવાર હિંદુસ્તાનનાં ન્હાનાં મોટાં સ્થળોની મુલાકાત લઈ છેક કાશ્મીર સુધીનો પ્રવાસ કર્યો, તેમજ માથેરાન તથા આબુ આદિ શિતળ પહાડોની હવાનો અનુભવ પણ લીધો અને "આબુનો પ્રવાસ" એ નામનું ત્રીજું પુસ્તક પ્રસિદ્ધ કર્યું.ત્યાર બાદ ૧૯૫૬ નો ભયંકર દુકાળ પડવાથી વેપાર રોજગારને કેટલીક હાની પહોંચી, એજ અરસામાં તેમનાં પત્ની પણ સ્વર્ગવાસી થયા તેમજ ભાગીદારો સાથે પણ અણબનાવ થવાથી પ્રથમ સ્થાપેલી મીલના એજન્ટ તરીકેનું રાજીનામું આપી છુટા થયા.

પોતાના શરાફીના ધંધાને અંગે તાલુકદારોમાં લેવડદેવડનું કામ વિશેષ કરેલું હોવાથી કેટલોક ગરાસ સંપાદન કરેલો છે, જે હજુ પણ તેમના કબજામાં છે. [illegible]વસ્થા નિવૃત્તિમાં ગાળવાના ઇરાદાથી મીલનો ચાલુ ધંધો પણ બંધ

કરવાની તેમની ઇચ્છા થઈ અને તેથી કોઇને નુકશાન ન થાય તેવી ગોઠવણ કરી ભાગીદારોની સંમતિથી કારખાનું વેચી પોતે છુટા થયા.

આ રીતે કંપનીના ધંધાનો સમાપ્તિ થયા બાદ શરાફી ધંધો અસલથી ચાલુ હતો તે તેમજ ગામ ગરાસની આવક ઉપજ વસુલ કરવાનું સરળ કામ બાકી રહ્યું, તે કામ પણ વડિલ ભાઈના પુત્રોએ સંભાળી લેવાથી નિવૃત્તિ પ્રાપ્ત થઈ, તેથી વખતનો લાભ લઇને " નામ તેનો નાશ તથા કાળચક્રની ગતિ " નામનું ચોથું પુસ્તક પ્રસિદ્ધ કર્યું.

આ પ્રમાણે બે વરસ નિવૃત્તિમાં ગાળ્યા બાદ તદ્દન નવરા નહિ બેસી રહેવાના ઈરાદાથી માણેકચોકમાં શરાફી પેઢી ખોલી, જે હજુ ચાલે છે.

રા. રા. રણછોડલાલભાઇએ સખાવતનાં કેટલાંક જાણવા જેવાં કાર્યો કરેલાં છે, અને એ રસ્તે તેમણે લગભગ પચાસ હજાર રૂપિયા ખરચેલા છે, એમનાં સખાવતનાં કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે.

૧) ગોમતીપુર આગળ એક ધર્મશાળા, પાણીની વાવ તથા શામસુતેશ્વર મહાદેવનું એક દેવળ વિગેરે બંધાવવામાં રૂ. ૧૬૦૦૦) ખરચેલા છે, તે શિવાય રૂ. ૧૦૦૦) ઉપરના કામની મરામત માટે અનામત મુકેલા છે. ૨) રખીઆલની સીમમાં રૂ. ૨૫૦૦) ના ખરચે પાણીની એક વાવ બંધાવેલ છે. ૩) દુધેશ્વરમાં માતુશ્રીનો યાદગીરી તરીકે શામતીર્થ મુક્તિસદન નામનું શ્મશાનગૃહ રૂ. ૧૧૦૦૦) ના ખરચે બંધાવેલ છે. ૪) આબુની બજારમાં શ્રી પરમાનંદેશ્વર મહાદેવનું દેવળ રૂ. ૬૦૦૦) ના ખરચે બંધાવેલ છે. ૫) આબુ ઉપર ગોમુખ જતાં રસ્તામાં હનુમાનજીનું દેવળ તથા હનુમાનાશ્રમ રૂ. ૧૦૦૦) ના ખરચે સ્થાપેલ છે. ૬) રામચંદ્રજીના મંગળાભોગના ખર્ચ માટે રૂ. ૧૦૦૦) મુકેલ છે. ૭) ગુજરાત કલબમાં રૂ. ૧૨૫૦) ના ખરચે પોતાના નામનો એક હોલ બંધાવ્યો છે. ૮) અંબાજીના રસ્તે રૂ. ૫૦૦) ખરચી જળાશય બંધાવ્યું છે. ૯) ઈલોલમાં રૂ. ૫૦૦) ના ખરચે હનુમાનજીનું દહેરૂં બંધાવ્યું છે. ૧૦) જંસકા ગામમાં પાણીનું એક જળાશય રૂ. ૬૦૦) ખરચીને બંધાવ્યું છે. ૧૧) નડિયાદ હિંદુ અનાથાશ્રમમાં પોતાના નામની એક ઓરડી રૂ. ૨૫૧) ના ખરચે બંધાવી છે. ૧૨) છાણીમાં પોતાના પિતામહે બંધાવેલ ધર્મશાળા તથા મંદિરના જીર્ણોદ્ધાર પાછળ રૂ. ૨૦૦૦) ખરચેલા છે. ૧૩) કાશીમાં ગીરધરેશ્વર મહાદેવનું દેવળ રૂ. ૧૦૦૦) ખરચી બંધાવ્યું છે. ૧૪) ધંધુકાના ખોડાં ઢોરને મદદ દાખલ રૂ. ૩૦૦) નું એક ખેતર આપેલ છે. ૧૫) નાંદેજમાં મહાદેવનાં દેવળ તથા ધર્મશાળાના જીર્ણોદ્ધાર પાછળ રૂ. ૫૦૦) ખરચેલા છે. ૧૬) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીમાં તારા બ્હેન સ્મારક ફંડ તરીકે રૂ. ૧૦૦૦) ના બે શેર આપેલા છે. ૧૭) ગુંદીની પોળમાં રૂ. ૫૦૦) ના ખરચે પક્ષીઆશ્રમ બંધાવેલ છે તથા ૧૭) રૂ. ૩૫૦) તેના નિભાવ અર્થે આપેલા છે. ૧૯) રૂ. ૫૦૦) જુદી જુદી લાઇબ્રેરીઓને મદદ તરીકે આપ્યા છે. ૨૦) વૈશ્યસભામાં રૂ. ૧૨૫) પ્રથમ આપ્યા છે અને હજુ દરવરસે ૩૭) થી ૪૦) રૂ. આપવામાં આવે છે.

ઉપરનાં સર્વ કાર્યોને માટે શ્રીયુત રણછોડલાલભાઇને ધન્યવાદ ઘટે છે.

---

# શેઠ ચુનીલાલ જમનાદાસ.

શ્રીયુત ચુનીલાલભાઈ જ્ઞાતે દશાદીસાવાળ વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૦૩ ના મહા સુદ પાંચમ (વસંતપંચમી) ના રોજ અમદાવાદ શહેર માં દોસીવાડાની પોળમાં થયેલો હતો. એમના વડિલો જ્ઞાતિમાં ઉચ્ચ પદ ધરાવતા હતા.

ચુનીલાલભાઈએ પોતાની પાંચ વરસની ઉમરે એટલે કે સંવત ૧૯૦૮ માં અભ્યાસ શરૂ કર્યો હતો અને એ વખતે સારી ગણાતી તુલજારામ મહેતાજીની નિશાળમાં દાખલ થયા હતા, ત્યાં તેમણે સાદું પણ સંગીન શિક્ષણ મેળવેલું હતું. અભ્યાસમાં તેમણે સારી ચપળતા બતાવી હતી અને ગણિતના વિષયમાં તેઓ એક્કા હતા.

પોતાનો અભ્યાસ પૂર્ણ કર્યા બાદ તેઓ પોતાના વડિલ માણેકચંદ ગોરધનદાસના નામથી ચાલતી પોતાની પેઢીમાં જોડાયા હતા. એ પેઢીની મૂળ સ્થાપના સંવત ૧૮૭૫ માં હરિવલ્લભદાસ માણેકચંદના નામથી થયેલી હતી. એ વખતનો વ્યાપાર મુંબઈથી પગ રસ્તે જથ્થાબંધ સોનું ચાંદી લાવવાનો, શરાફીનો તથા આડતનો હતો, સંવત ૧૮૯૧ માં એ પેઢીએ પ્રાણજીવનદાસ દામોદરદાસના નામથી વિલાયતી સુતરની બીજી દુકાન ખોલી હતી. સંવત ૧૯૦૪ થી એ પેઢીના બન્ને ભાગીદારો જુદા પડયા, તે વખત ચુનીલાલ શેઠના વડિલે માણેકલાલ ગોરધનદાસના નામની જુદી જુદી પેઢી શરૂ કરી અને ધમધોકાર ધંધો ચલાવવા માંડ્યા. સંવત ૧૯૧૨ માં પેઢીના મૂળ સ્થાપક શેઠ માણેકચંદ તથા તેમના કાકા પ્રાણજીવનદાસ ગુજરી જવાથી દુકાનનું નામ ચુનીલાલ બુલાખીદાસનું રાખ્યું.

શ્રીયુત ચુનીલાલભાઈ સંવત ૧૯૧૬ માં દુકાનમાં જોડાયા પછી દેશાવરમાં ઘણી આડતો બાંધી. સંવત ૧૯૨૧ માં ધોલેરાના ગોવિંદજી ઝવેર તરફથી ક્રીન્સ કોટન તથા વિટલ સાહેબની સાથે ચેકો તથા વરાધોની આપ લે મુંબઈ બેંકમાં કંટ્રાકટથી આપતા હતા, વ્યવહારમાં બાહોશ હોવાથી ઘણા શ્રીમંતો, રાજ્યાધિકારીઓ તથા રાજવંશીઓ સાથે એમને પ્રીતિ થઈ. સંવત ૧૯૨૨ માં તેમણે પ્રથમ લખતર સ્ટેટને ધીરધાર શરૂ કરી ત્યાર બાદ રાજવંશીઓ સાથે તેમણે એટલો બધો સંબંધ વધારી દીધો કે સંવત ૧૯૩૦ માં સાયલા, ૧૯૪૧ માં પાલીતાણા. ૧૯૪૨ માં વઢવાણ, ૧૯૪૩ માં ગાંફ તથા સાણંદ, ૧૯૪૫ માં ધરમપુર, ૧૯૪૭ માં ધ્રાંગધ્રા તથા પોરબંદર, ૧૯૪૯ માં

જસદણ, જેતપુર, ખીરસરા, અને ગૌરીદડ, ૧૯૫૩ માં બજાણા અને કટોસણ વિગેરે ઘણે ઠેકાણે ખાતાં શરૂ કર્યા, અને કેટલાંક રાજ્યોના એજન્ટ નિમાયા, પરંતુ સંવત ૧૯૫૬ પછી કાઠીયાવાડના પોલીટીકલ એજન્ટે રાજવંશીઓના સંબંધમાં બાપનું દેણું દિકરાએ દેવું નહિ, એવો કાયદો કરવાથી ચુનીલાલ શેઠે તે કામમાંથી ધીમે ધીમે લક્ષ ઓછું કરી પોતાની પેઢીની ઉન્નતિ થાય એવી બાબતો તરફ લક્ષ આપવા માંડયું.

સંવત ૧૯૬૩ માં તેમણે ઝવેરાતનો ધંધો શરૂ કર્યો, અને ૧૯૬૬ માં ગોરધનદાસ કેશવલાલના નામથી મુંબઈમાં દુકાન ખોલી ચીન, જાપાન વિગેરે ઠેકાણેથી રેશમ મગાવવું શરૂ કર્યું અને મદ્રાસ ઈલાકામાં પોતાના માલનો પણ પેસારો શરૂ કર્યો. ૧૯૬૯ માં એ દુકાનની શાખા તેમણે અત્રે પણ સ્થાપી. વળી તેજ વરસમાં તેમણે તમામ જાતનાં બીયાં પીલી શકાય એવી એક મીલ “હિંદુસ્થાન ઓઇલ મીલ્સ” ના નામથી પોતાની એજન્સી નીચે ચાલુ કરી. આ મીલનું સાંચા કામ ઓટોમેટિક ( બધું કામ યંત્રથીજ થાય ) હોવાથી મુંબઈના હાલના લોકપ્રિય ગવર્નર નામદાર લોર્ડ વીલીંગડને પણ પોતાના પ્રવાસ દરમ્યાન મીલની મુલાકાત લીધી હતી, જેવી મુલાકાત મીલોના સંબંધ માં પહેલ વહેલી હતી.

શ્રીયુત ચુનીલાલભાઈનું કેટલીક મીલોમાં કમીશન હોવા ઉપરાંત કેટલીક મીલોમાં તેઓ સારૂં હિત પણ ધરાવે છે. સંવત ૧૯૭૨ માં તેમણે મુંબઈની પોતાની દુકાનનું નામ ફેરવી જુનું માણેકચંદ ગોરધનદાસનું નામ રાખેલ છે.

વ્યવહારિક કાર્યો કુશળતા પૂર્વક કરવા ઉપરાંત ચુનીલાલભાઈ પરમાર્થિક કાર્યોમાં પણ સારૂં લક્ષ રાખે છે અને સખાવતનાં કેટલાંક જાણવા જેવાં કાર્યો તેમણે કરેલાં છે. સંવત ૧૯૩૮ માં તેમણે શહેરચોરાસી કરેલી હતી અને સંવત ૧૯૪૭ માં સતચંડી કરી હતી. શ્રી રણછોડરાયજીના તેઓ પરમ ભક્ત હોવાથી વખતોવખત ડાકોરની યાત્રાએ જાય છે, અને મંદિરમાં સારી મદદ આપે છે, કેળવણી તથા વિદ્વાનો પ્રત્યેપણ તેમને સારી લાગણી છે અને પોતાની જ્ઞાતિના કેળવણીના ફંડમાં સારી રકમ આપવા ઉપરાંત કેટલાક વિદ્યાર્થીઓને ગુપ્ત મદદ પણ કરે છે. અન્નદાન તથા જીર્ણોદ્ધાર પ્રત્યે પણ તેમને સારી લાગણી છે. ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે પુઅરહાઉસ, તથા કેટલકેમ્પ તથા ગાયોની સેવા કરવા ઉપરાંત પોતાને મુકામે દરરોજ એક મણ ખીચડી રંધાવી ગરીબોને ભોજન કરાવતા હતા, તથા પાંજરાપોળ અને ખોડાં ઢોરને પણ મદદ કરી હતી. ડાકોરની ગૌશાળા બંધાવવામાં, કેટલાંક મંદિરોના જીર્ણોદ્ધાર માં તથા કેટલાક કુવા બંધાવવામાં પણ તેમણે સારી મદદ કરી છે, યાત્રાનો પણ તેમનો સારો શોખ છે અને તેથી ઉત્તર હિંદુસ્થાનની યાત્રા ત્રણ ચાર વખત

કરેલી છે, તે શિવાય ગયે વરસે રામેશ્વરની યાત્રાએ તેઓ ગયા હતા અને ત્યાં ગુજરાતના લોકોને ધર્મશાળાની અડચણ જોઈ રૂ. ૩૦૦૦) ની જમીન ખરીદી તેજ વખતે ધર્મશાળા બંધાવવી શરૂ કરી દીધી હતી અને રૂ. ૧૦૦૦૦) ના ખરચે તે તૈયાર કરાવી ગયા પોષ માસમાં તેનું વાસ્તુ કરી ખુલ્લી મુકેલી છે. વળી હાલમાં ડાકોરમાં પણ એક ધર્મશાળા બંધાવવા રૂ. ૨૫૦૦) ખરચી જમીન લીધી છે, અને ત્યાં પણ એક સારી રકમ ખરચી ધર્મશાળા બંધાવવાની ગોઠવણ થઈ ચુકી છે, ઉપરનાં સર્વ કાર્યોને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

સંતતિમાં તેમને પાંચ પુત્રો તથા બે પુત્રીઓ છે, એમના મોટા પુત્ર વાડીલાલભાઈ એક કેળવાયેલા અને બાહોશ યુવક છે, સાહિત્યના તેઓ શોખીન છે, અને કેટલાંક માસિકોમાં પોતાના લેખ પણ મોકલાવે છે,

શ્રીયુત ચુનીલાલભાઈ સ્વભાવે શાન્ત, મિલનસાર અને દયાળુ વૃત્તિના છે, એમની લાયકાતથી કેટલાક ગૃહસ્થોએ તેમને પોતાની મિલકતના ટ્રસ્ટી નિમ્યા છે, અત્રેની જાહેર પ્રજામાં તથા ગૃહસ્થોમાં તેમજ કાઠીયાવાડના રજવાડાંઓમાં તથા સરકારમાં તેઓ સારૂં માન ધરાવે છે, પરમાત્મા તેમને દિર્ઘ આયુષ્ય બક્ષીસ કરે એવી અમારી શુભેચ્છા છે.





શેઠ ચુનીલાલ જમનાદાસ.

માણેકચંદ ગોરધનદાસવાળા.



રા. રા. છોટાલાલ ગીરધરલાલ મહેતા.

# રા. રા. છોટાલાલ ગીરધરલાલ મહેતા.

## દાંતાના માજી દીવાન અને કાઠીયાવાડના માજી થાણુદાર.

રા. રા. છોટાલાલભાઈ જ્ઞાતે વડનગરા નાગર છે, એમનો જન્મ સંવત ૧૯૦૯ ના વૈશાક સુદ ૪ ના રોજ કાઠીયાવાડના પાટનગર રાજકોટ શહેરમાં થયેલો હતો, એમના પિતા રા. બા. ગીરધરલાલ ઉલટરામ એ વખતે રાજકોટમાં રહેતા હતા, અને તેઓ એજન્સીમાં એકાઉન્ટન્ટના હોદ્દા પર હતા.

રા. રા. છોટાલાલભાઇએ પાંચ વરસની ઉમરે પોતાનો ગુજરાતી અભ્યાસ પોતાના પિતાએ સ્થાપેલ શાળામાં શરૂ કરેલો હતો, અને ગુજરાતી અભ્યાસ પૂર્ણ કર્યા બાદ અંગ્રેજી મેટ્રિક સુધી અભ્યાસ કરીને ૧૮ વરસની ઉમરે કાઠીયાવાડ એજન્સીમાં રૂ. ૫૫) ના પગારથી એકાઉન્ટન્ટની નોકરીમાં દાખલ થયા હતા. અને એકાઉન્ટન્ટના હોદ્દાથી વધીને છેક ફર્સ્ટ કલાસ થાણુદારના દરજ્જા સુધી પહોંચ્યા હતા. થાણુદાર તરીકે જે જે સ્થળે તેમની નિમણુક થતી તે સ્થળે વસ્તીને તેઓ બનતો સંતોષ આપતા; એટલુંજ નહિ પણ તેમના એ હોદ્દા દરમ્યાન તેમની બાહોશીથી લુંટારા તથા બહારવટીયાઓનો ત્રાસ ઓછો થતો હતો. ૧૮૭૯ માં જ્યારે ચુંવાળમાં બહારવટીયાનો બહુ ત્રાસ હતો તે વખતે તેમની નિમણુક દસાડા થાણુદાર તરીકે થયેલી હતી અને તેમના ત્યાં ગયા બાદ એ ઉપદ્રવ શાન્ત થઈ ગયો હતો, તેમજ ચોટીલાના થાણુદાર તરીકેની તેમની નોકરી દરમ્યાન એકલમલ્લ નામના બહારવટીયાનો ત્રાસ પણ ઓછો થઈ ગયો હતો, તેજ પ્રમાણે વઢવાણના થાણુદાર તરીકેની નિમણુક દરમ્યાન મોરસંધવાણીનો ત્રાસ કમી થયો હતો.

પોતાની નોકરી દરમ્યાન અનેક યુરોપીયન અમલદારો, રાજા રજવાડાઓ તથા સહવાસમાં આવતા અન્ય સદ્ગૃહસ્થોનો પ્રેમ તેમણે સંપાદન કરેલો હતો. સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે વસ્તીને બનતી મદદ આપવા તેમણે સારો યત્ન કરેલો હતો, અને તેમની ઉત્તમ વ્યવસ્થાથી હિંદના વૉઈસરોય લૉર્ડ કર્ઝન જેઓ એ અરસામાં કાઠીયાવાડના પ્રવાસે નિકળ્યા હતા, તેમણે ખુશી થઇ સારો અભિપ્રાય આપ્યો હતો. ભોપાળનાં બેગમને જ્યારે ગાદી આપવામાં આવી ત્યારે હિંદના વૉઈસરોય લૉર્ડ મેયોના અન્ડર સેક્રેટરી તરીકેનું કામ તેમણે કર્યું હતું.

ઉપર પ્રમાણે ઘણો લાંબો વખત સુધી કાઠીયાવાડમાં સરકારની નોકરી કર્યા બાદ ઈ. સ. ૧૯૦૫ માં વૃદ્ધાવસ્થાને લીધે પેન્શન લઈ તેઓ નિવૃત્ત

થયા હતા, પરંતુ ત્યાર બાદ પણ તેઓ દાંતાના દીવાન તરીકે નિમાયા હતા, અને ત્યાંના મર્હુમ રાણાશ્રીની હૈયાતી સુધી દીવાનગીરી કર્યા બાદ એ નોકરીથી તેઓ મુક્ત થયા હતા, ત્યારથી તેઓ અમદાવાદમાં રહે છે.

દાંતાના દીવાનપદ દરમ્યાન અંબાજી તારંગાની રેલ્વે લાઇન નંખાવવામાં તેમણે બનતી મદદ કરી સારી અનુકૂળતા કરી આપેલી હતી.

રા. રા. છોટાલાલભાઇ સામાજીક પ્રવૃત્તિઓમાં બહુ આગળ પડતો ભાગ લેતા નથી, પરંતુ તે તરફનું જે કાર્ય તેમણે કર્યું છે, તે પહેલ વહેલું કરનાર તેઓ છે, ગુજરાત કાઠીયાવાડના વડનગરા નાગરો અરસપરસ કન્યાની આપ લે નહોતા કરતા, તે પ્રતિબંધને તોડનાર અને કાઠીયાવાડના વડનગરા નાગરો સાથે કન્યાની લેવડદેવડ કરી ભવિષ્યને માટે એ રસ્તો ખુલ્લો કરનાર આ ગૃહસ્થ પહેલા છે.

ભક્તિભાવ, તથા સંત સાધુઓનો સમાગમ છોટાલાલભાઇને બચપણથી બહુજ પ્રિય હતો, અને તે કાયમને માટે વૃદ્ધિગત થયેલ છે, અને તેથી તેઓ અનેક સંતસાધુઓના સમાગમમાં આવેલા છે.

સખાવતનાં કેટલાંક કાર્યો તેમણે કરેલાં છે, જેમાં ચોટીલા અને બાબરામાં એક એક શિવાલય, અને કુંડ તથા ઝરીયા મહાદેવનો જીર્ણોદ્ધાર મુખ્ય છે. વળી કેટલાંક પવિત્ર સ્થળોની યાત્રાઓ પણ તેમણે કરેલી છે.

રા. રા. છોટાલાલભાઇને બીજા ત્રણ ભાઇઓ હતા, જેમાંના મોટા માધવલાલભાઈ તથા સહુથી નહાના અમરતલાલભાઈ સ્વર્ગવાસી થયેલા છે, તેમનાથી ન્હાના ફક્ત એકજ ભાઈ રા. બા. દુલેરાયભાઈ જેઓ અત્રેના ઑનરરી ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ છે, તેઓ હૈયાત છે.

સંતતિમાં તેમને બે પુત્રો હૈયાત છે, જેમાં મોટા પુત્ર રસિકલાલભાઈ એ બાહોશ અને કેળવાયેલા ગૃહસ્થ છે, અંગ્રેજી ભાષાનું ઉચ્ચ જ્ઞાન ધરાવવા ઉપરાંત કેટલાક હુન્નરોમાં તેઓ ઘણી સારી પ્રવિણુતા ધરાવે છે, તે ઉપરાંત વૈદ્યકની એલ. એમ. એન્ડ એસ. ની ડીગ્રી તેમણે મેળવેલી છે, અને અમદાવાદમાં પોતાનું ખાનગી દવાખાનું–હોમીયોપથીક–ચલાવે છે. યૂરોપની મુસાફરી તેમણે કરેલી છે, અને ફ્રેંચ ભાષાનું સારૂં જ્ઞાન તેઓ ધરાવે છે. અને તેથી અત્રેની એક હાઈસ્કૂલમાં ફ્રેંચ શિક્ષક તરીકેનું કામ પણ તેઓ કરે છે. ન્હાના પુત્ર વસંતરાય કાઠીયાવાડ એજન્સીમાં નોકર છે.

રા. રા. છોટાલાલભાઈ તદ્દન સાદા અને મિલનસાર ગૃહસ્થ છે, કાઠીયાવાડના કેટલાક રાજવંશીઓ સાથે તેઓ ઘણોજ સારો સબંધ ધરાવે છે.

# રા. બા. દુલેરાય ગીરધરલાલ મહેતા.

'શ્રીયુત દુલેરાયભાઈ જ્ઞાતે વડનગરા નાગર છે, એમનો જન્મ તા. ૧૪ એપ્રીલ ૧૮૫૭ ના રોજ રાજકોટ મુકામે થયેલો હતો. એમના પિતા શ્રીયુત ગીરધરલાલ ઉલટરામ કાઠીયાવાડ એજન્સીમાં નામદાર સરકારની નોકરીમાં હતાં. તેમણે લગભગ ૩૪ વરસ જેટલી લાંબી મુદત સુધી સરકારની નોકરી કરી અધિકારીઓનો, રજવાડાઓનો તથા સહવાસમાં આવતા અન્ય ગૃહસ્થોનો સારો પ્રેમ સંપાદન કરેલો હતો, તેમની નોકરીની કદર કરીને નામદાર સરકારે તેમને રા. બા. નો માનવંતો ઈલ્કાબ આપેલો હતો.

શ્રીયુત દુલેરાયભાઈએ પોતાનો ગુજરાતી અભ્યાસ તથા થોડો અંગ્રેજી અભ્યાસ રાજકોટમાં કરેલો હતો, પરંતુ તેમના વડિલનું અમદાવાદ આગમન થવાથી બાકી રહેલો અંગ્રેજી અભ્યાસ તેમણે અમદાવાદની હાઈસ્કૂલમાં પૂરો કરેલો હતો. અને ઈ. સ. ૧૮૭૪ માં તેમણે મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી હતી, ત્યાર બાદ કેટલીક અડચણોને લીધે તેમની ઈચ્છા હોવા છતાં તેમનાથી આગળ અભ્યાસ થઈ શક્યો નહોતો. અને તેથી તેઓ ઈ. સ. ૧૮૭૫ માં રૂ. ૫૦) ના પગારથી પહેલ વહેલા વડોદરા રેસીડેન્સીની નોકરીમાં દાખલ થયેલા હતા. ત્યાં આગળ લગભગ દસ વરસ નોકરી કર્યા બાદ સને ૧૮૮૫ માં પાલણપુર એજન્સીના હેડ કલાર્કની જગ્યાએ તેમની નિમણુક થઇ હતી અને પાંચ વરસ જેટલી ટુંક મુદતમાં તેમની લાયકાત અને હુશિયારીથી ઈ. સ. ૧૮૯૦ માં તેઓ પોલીટીકલ એજન્ટના પર્સનલ આસીસટન્ટ નિમાયા હતા. ઈ. સ. ૧૮૯૩ માં તેઓ મહિકાંઠા એજન્સીમાં નેટિવ આસીસ્ટન્ટના હોદ્દા પર નિમાયા હતા. જે જગ્યાપર તેમણે સને ૧૮૯૯ સુધી એટલે કે છ વરસ સુધી ઘણીજ બાહોશીથી નોકરી કરી ઉપરી અધિકારીઓની પ્રીતિ સંપાદન કરેલી હતી. ત્યાર બાદ તેમની નિમણુક રેવાકાંઠાના ડીસ્ટ્રીકટ ડેપ્યુટી આસી. પોલીટીકલ એજન્ટ તરીકે થયેલી હતી, અને ઈ. સ. ૧૯૦૪ માં તેજ એજન્સીના દફતરદારના માનવંત અને જોખમ ભરેલા હોદ્દાપર તેઓ નિમાયા હતા, ત્યાંથી ઈ. સ. ૧૯૦૭ માં તેઓ મહિકાંઠાના હજુર ડેપ્યુટી આસીસટન્ટ પોલીટીકલ એજન્ટ તરીકે નિમાયા હતા, જે જગ્યા તેમણે ઈ. સ. ૧૯૧૨ સુધી ભોગવી હતી.

આ પ્રમાણે એકંદર શ્રીયુત દુલેરાયભાઈએ નામદાર બ્રિટીશ સરકારની વડોદરા, પાલણપુર, રેવાકાંઠા તથા મહિકાંઠા એજન્સીમાં લગભગ ૩૭ વરસ જેટલી લાંબી મુદત સુધી બહુજ બાહોશી તથા કુશળતા પૂર્વક નોકરી બજાવી ઈ. સ. ૧૯૧૨ ના ફેબ્રુઆરીમાં પેન્શન લઈ તેઓ રીટાયર થયેલા છે, અને અમદાવાદ આવી રહેલા છે. સરકારી નોકરીથી મુક્ત થઈ અમદાવાદમાં આવીને રહ્યા પછી પણ ઑનરરી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તરીકે કામ કરી નામદાર સરકારની તેઓ બનતી સેવા બજાવે છે.

તેમની સેવા તથા કાર્ય કુશળતાથી પ્રસન્ન થઈ નામદાર બ્રિટિશ સરકારે

તેમને ઈ. સ. ૧૯૧૭ની શરૂઆતમાં રાવબહાદુરનો માનવંતો ઈલ્કાબ અર્પણ કરી તેમની લાયકાતની કદર કરેલી છે. તેમને રાવબાહાદુરનો ઈલ્કાબ મળ્યો તે વખતે જ્ઞાતિ તરફથી પણ તેમને નીચે પ્રમાણે માનપત્ર આપવામાં આવેલું હતું.

## સન્માન પત્રિકા.
### રાવબહાદુર દુલેરાય ગીરધરલાલ.

સન્માનનિય બંધુ.

આપે જુદી જુદી એજન્સીઓમાં ડેપ્યુટી આસીસટન્ટ પોલીટીકલ એજન્ટ તરીકે રાજા તેમજ પ્રજાની પ્રીતિ સંપાદન કરી ઘણીજ બાહોશી, ખંત અને કાર્યદક્ષતાથી રાજસેવા કરી હતી, તેની યોગ્ય કદર કરી નામદાર સરકારે નવા વર્ષમાં આપને રાવબહાદુરની પદવી બક્ષી, તેને માટે અમે આપના બંધુઓ આપને અભિનંદન આપવાનો આ પ્રસંગ લઈએ છીએ. હાલમાં આપ આ રાજનગરમાં ઑનરરી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ તરીકે પોતાનું કર્તવ્ય નિષ્પક્ષપાત રીતે બજાવી રહ્યા છો એ સર્વને વિદિત છે.

આપ અમો નાગર બંધુઓ પ્રત્યે નિરંતર સહાનુભૂતિ અને મહેરબાની રાખો છો, તેમજ કોઈ પણ કામમાં યોગ્ય સલાહ આપવા આપ સર્વદા ઉત્સુક રહો છે, તે આપના ગુણોની અમારા મન ઉપર ઘણી સારી છાપ પડેલી છે; એટલુંજ નહિ પણ થોડા વખતપર આપે મે. દાંતાના રાણા સાહેબ તરફ આપની લાગવગ વાપરી અત્યાર સુધી શ્રી અંબાજી માતાએ જનારા નાગર સંઘના યાત્રાળુના થાળ ઉપર જે મોટો કર લેવાતો હતો તે બંધ કરાવ્યો છે, તે માટે સમસ્ત નાગરી ન્યાત આપનો આભાર માને છે. અમે આશા રાખીએ છીએ કે આ આપના ગુણોની વૃદ્ધિ આપણા સમસ્ત સમુદાયના કલ્યાણરૂપે પરિણામ પામશે.

છેવટ પરમ દયાળુ પ્રભુ પાસે અમે પ્રાર્થના કરીએ છીએ કે તે આપને દીર્ઘાયુ સુખ અને સંપત્તિ આપે અને આ કરતાં પણ અધિક માનવંતી પદવીઓ મેળવવાને અને સમસ્ત સમુદાયનું કલ્યાણ કરવાને વધારે પ્રસંગો આપને મળતા રહો.

અમદાવાદ તા. ૨૪-૧-૧૯૧૭. (જ્ઞાતિના પાંચ ગૃહસ્થોની સહી.)

શ્રીમાન દુલેરાયભાઇને માધવલાલભાઈ, છોટાલાલભાઈ તથા અમૃતલાલભાઈ નામના બીજા ત્રણ ભાઇઓ હતા પણ તેમાંથી માત્ર છોટાલાલભાઈજ હૈયાત છે. તે ત્રણે ભાઇઓ સરકારી નોકરીમાં હતા. સંતતિમાં તેમને બે પુત્રો તથા ત્રણ પુત્રીઓ છે. તેમના જેષ્ટ પુત્રનું નામ બાબુલચંદ્ર છે અને તેમની ઉમર હાલ એકવીસ વરસની છે તેઓ મહીકાંઠા એજન્સીમાં સરકારી નોકરીમાં છે. તેમનાં મોટાં પુત્રીનું નામ કુસુમાવતી બ્હેન છે, તેઓએ અંગ્રેજી જ્ઞાન સંપાદન કરેલું છે. અને તેઓ સુશિક્ષિત છે, તેમની બીજી બે પુત્રીઓનાં નામ કુલવંતી તથા કુંદન બ્હેન છે.

શ્રીયુત દુલેરાયભાઈ સ્વભાવે શાન્ત, મળતાવડા, નિરાભિમાની અને બાહોશ ગૃહસ્થ છે, પરમાત્મા તેમને સર્વદા સુખશાન્તિમાં રાખે એવી અમારી શુભેચ્છા છે.

---



રા. બા. દુલેરાય ગીરધરલાલ મહેતા.
ઑનરરી માજીસ્ટ્રેટ.



રા. રા. છબીલદાસ કરસનદાસ.

# રા. રા. છબીલદાસ કરસનદાસ સાંકળીયા.

રા. રા. છબીલદાસભાઈ જ્ઞાતે દશા પોરવાડ વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૨૨ ના જેઠ વદ અમાસના રોજ સુરતમાં થયેલો હતો, જન્મ સમયે તેમના વડિલોની સ્થિતિ ગરીબ હતી.

રા. રા. છબીલદાસભાઈએ પોતાનો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ સુરત માંજ કરેલો હતો, અંગ્રેજી મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ ગરીબ સ્થિતિને લીધે તેમનાથી આગળ અભ્યાસ થઈ શક્યો નહોતો. તેમણે પોતાનો અભ્યાસ પૂરો કર્યા પછી રા. રા. મોતીલાલ જીવણલાલ નામના તેમના એક શુભેચ્છક તેમને પોતાની સાથે મુંબઈ તેડી ગયા હતા, અને શેઠ લક્ષ્મીદાસ ખીમજીની મીલમાં દસ રૂપિયાના પગારની નોકરી તેમને અપાવેલી હતી. ત્યાં થોડો વખત નોકરી કર્યા પછી ઇન્ડીયન મેન્યુફેક્ચરીંગ કંપનીમાં તેઓ નોકર રહેલા હતા, ત્યાર પછી મોરારજી ગોકળદાસની મીલમાં અને તે પછી ગ્રીવઝ કોટનની મીલમાં તેઓ નોકર રહેલા હતા.

આ બધી નોકરી દરમ્યાન મીલનાં સાંચા સંબંધી તથા બીજી બાબતો સંબંધી સારૂં જ્ઞાન તેમણે મેળવેલું હતું, અને ગ્રીવઝ કોટન કંપનીની નોકરી દરમ્યાન તો તેઓ એજ કંપનીની હાવર્ડબુલો તથા એમ્પ્રેસ મીલોના એકઝા-મીનર પણ નિમાયા હતા.

થોડાં વરસ તેઓ આ પ્રમાણે મુંબઈમાં રહ્યા, તેવામાં તેમની તબિયત નરમ થવાથી તેઓ પોતાના પિતા પાસે અમદાવાદ આવ્યા, એમના પિતા એ વખતે અમદાવાદમાં વૈદકનો ધંધો કરતા હતા.

અમદાવાદ આવ્યા પછી થોડાજ વખતમાં શેઠ માધવલાલ રણછોડલાલ ની મીલમાં નવું શાળખાતું ખુલેલું હોવાથી ત્યાં તેઓ નોકર રહ્યા, અને પાંચ છ માસ ત્યાં નોકરી કર્યા પછી શેઠ ત્રીકમલાલ જમનાદાસ તથા શેઠ હરિ-વલ્લભ મુળચંદની "ત્રીકમલાલ હરિલાલ" મીલ ( જે હાલ માણેકલાલ હરિ-લાલ મીલના નામથી ચાલે છે ) જે તે વખતે નવી બંધાતી હતી તેમાં તેઓ નોકર રહ્યા. ત્રણ વરસ પછી શેઠ ત્રીકમલાલ જમનાદાસે એ મીલમાંથી પોતાનો ભાગ કાઢી નાખ્યો અને પોતાની જુદી નવી મીલ ચાલુ કરી, તેમાં તેમણે છબીલદાસભાઈને બોલાવવાથી ત્યાં તેઓ મેનેજર તરીકે નોકર રહ્યા. એ મીલ શરૂઆતમાં ૫૦૪૦ સ્પીન્ડલ અને ૧૫૦ લુમથી શરૂ થયેલી હતી, તેમાં છબી-લદાસભાઈના મેનેજરપણા દરમ્યાન ધીમે ધીમે ઘણો સુધારો વધારો થયો,

અને બે વરસ જેટલી ટુંક મુદતમાં ૧૨૦૦૦ સ્પીન્ડલ અને ૩૧૯ લુમ થયેલી હતી, થોડા વખત પછી શેઠ ત્રીકમલાલ જમનાદાસ ગુજરી ગયા અને તેમના પુત્રો ન્હાના હોવાથી લગભગ તેર ચૌદ વરસ સુધી રા. રા. છબીલદાસભાઇએ મીલ ચલાવેલી હતી. શેઠ ત્રીકમલાલ જમનાદાસના બે પુત્રો પૈકી શેઠ હીરાલાલે ઈ. સ. ૧૯૦૪-૫ માં પોતાની ચાલુ મીલની બાજુમાંજ બીજી નવી મીલ ઉભી કરી અને તેમના બીજા પુત્ર શેઠ લાલભાઇએ પોતાની જુદી મીલ ઉભી કરી. એ મીલોમાં પણ છબીલદાસભાઇએ સારો સુધારો વધારો કરેલો હતો.

ઈ. સ. ૧૯૧૦ માં છબીલદાસભાઇએ મીલની નોકરી છોડી દીધી અને પોતાના મારકાનું વિલાયતી કાપડ જેવું કે લૅાંગકલોથ અને ઝીણાં તથા જાડાં ધોતીયાં તથા જર્મનીથી ગરમ શાલો વિગેરે મગાવી તેનો વેપાર શરૂ કર્યો હતો. ઈ. સ. ૧૯૧૨ માં તેઓ પાછા ધિ ન્યુ એડવર્ડ મીલની નોકરીમાં જોડાયા, ત્યાં બે વરસ નોકરી કર્યા બાદ રાજીનામું આપી છૂટા થયા અને વળી પાછો કાપડનો ઉદ્યોગ શરૂ કર્યો, પરંતુ ઈ. સ. ૧૯૧૬ માં સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલની શાહાપુરની ધિ અમદાવાદ સ્પીનીંગ એન્ડ વીવીંગ કંપની લીમીટેડ એ નામની મીલના મેનેજરની જગ્યા ખાલી પડવાથી તેઓ તે જગ્યાએ નોકર રહ્યા, જે નોકરી તેઓ હજુ પણ કરે છે, ત્યાં નોકર રહ્યા પછી એ મીલના હિતને માટે તેમણે સારો પ્રયત્ન કરેલો છે, અને તેમની એ કાળજી લક્ષમાં લઇને એ મીલનાં માલીક શ્રીમતી સુલોચના બ્હેન ચીનુભાઇએ વખતો વખત તેમને ઇનામ વિગેરે આંપીને તથા પગારમાં પણ વધારો કરીને તેમની સારી કદર કરેલી છે, જે ખાતે તેમને ધન્યવાદ ઘટે છે.

રા. રા. છબીલદાસભાઈ દસ રૂપિયાના પગારદારની ગરીબ સ્થિતિમાંથી પોતાના બુદ્ધિબળે આગળ વધેલા છે, અને હાલ લગભગ ૯૦૦ રૂપિયાનો પગાર તેમને મળે છે, તેઓ મીલઉદ્યોગ તથા કાપડની બનાવટની બાબતમાં સારો અનુભવ ધરાવે છે.

આવા આપબળે આગળ વધેલા એક બાહોશ ગૃહસ્થને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને ભવિષ્યમાં હજુ પણ તેમની વિશેષ ઉન્નતિ થાય એવી અમારી શુભેચ્છા છે.

# રા. રા. સાકરલાલ ગૌરીશંકર વ્યાસ.

રા. રા. સાકરલાલભાઈ જ્ઞાતે ખેડવા બાજ બ્રાહ્મણ છે, એમનો જન્મ સંવત ૧૯૧૫ ના શ્રાવણ વદ ૧ ના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો.

સાત વરસની ઉમરે તેમણે પોતાનો ગુજરાતી અભ્યાસ શરૂ કર્યો હતો, અને જરૂર જોગું જ્ઞાન મેળવેલું હતું. અભ્યાસમાં તેમણે સારી ચપળતા બતાવી હતી અને તેથી શિક્ષકોએ તેમને સારાં સર્ટિફીકેટ આપેલ હતાં. ઈ. સ. ૧૮૭૬ માં એટલે કે લગભગ પોતાની અઢાર વરસની વયે તેમણે બીજા વર્ગનું પબ્લીક સર્વિસ સર્ટિફીકેટ મેળવેલું હતું.

તે પછી તુર્તજ તેઓ શાહપુરની મિશન સ્કૂલમાં માસ્તર તરીકે નોકર રહેલા હતા, એ નોકરી દરમ્યાન તેમણે "શાહપુર પુસ્તકશાળા" તથા "શાહપુર હિતેચ્છુ સભા" શ્રીયુત ગોપાળરાવ હરિ દેશમુખના આશ્રય નીચે સ્થાપી હતી, તે શિવાય શાહપુરમાં એકે સરકારી નિશાળ નહિ હોવાથી તેવી એક નિશાળ ખોલવા તેમણે તજવીજ કરી હતી, અને રા. બ. રણછોડલાલ ભાઈના પ્રયત્નથી એક નિશાળ તથા એક કન્યાશાળાની સ્થાપના થયેલી હતી, જેમાં કન્યાશાળાનું ખર્ચ પુરૂં ન પડવાથી તે બંધ થઇ હતી અને નિશાળ હાલ ચાલે છે. એ "શાહપુર હિતેચ્છુ સભા"ની સ્થાપના થયા પછી થોડા વખતે શ્રીયુત ગોપાળરાવ દેશમુખની અમદાવાદમાંથી બદલી થઇ અને તેમની જગ્યાએ એ સભાના ઑનરરી સેક્રેટરી તરીકે શ્રીમાન સ્વ. રા. બ. રણછોડલાલભાઈ નીમાયા, એજ સાકરલાલભાઈના ભાગ્યોદયની પ્રથમ નિશાની.

રા. રા. સાકરલાલભાઈ એ સભાના કામકાજને અંગે રા. બ. રણછોડલાલભાઈના સમાગમમાં વિશેષ આવવા લાગ્યા, અને એ બાહોશ પુરૂષે સાકરલાલભાઈની ચપળતા તુર્તજ પિછાણી લીધી અને તેમને પોતાને ત્યાં પાંચ રૂપિયાના માસિક પગારથી મીલના ટાઇમકીપર તરીકે નોકરી આપી, ત્યાર પછી થોડા વખતે તેમની હુશિયારી જોઈ રૂા. ૧૫) ના પગારની કેશીયરની જોખમભરી જગ્યા આપી, ત્યાર પછી થોડા વખતે પોતાના મુખ્ય મુનીમના મદદગાર નીમ્યા. થોડા વખત પછી એ મુનીમની આંખે ઈજા આવવાથી તેમને મુક્ત કરી સાકરલાલભાઇને પોતાના મુખ્ય મુનીમની જગ્યા આપી.

ભાગ્યદેવીની કૃપાએ અને લેણા દેવીના પ્રતાપે સાકરલાલભાઈ સ્વ. રા. બા. રણછોડલાલભાઇને વધારેને વધારે પ્રિય થતા ગયા અને તેથી તેઓ પણ ઉત્સાહપૂર્વક કામ કરવા લાગ્યા.

પોતાની જીંદગીનો ઘણો ખરો ભાગ સાકરલાલભાઇએ સ્વ. રા. બા. ના કુટુંબની નોકરી કરવામાંજ ગાળેલો છે, અને સ્વ. રા. બા. રણછોડલાલભાઇ,

સ્વ. શેઠ માધવલાલભાઈ તથા સ્વ. સરદાર સર ચીનુભાઈ એવી રીતે ત્રણ પેઢી સુધી એ કુટુંબની નોકરી તેમણે કરેલી છે.

પોતાની નોકરી દરમ્યાન સાકરલાલભાઈ પોતાના ત્રણે શેઠને પ્રિય હતા, અને તેમનાં કાર્યો કરવામાં સારી ચપળતા બતાવી હતી, એમના મલિકોનો એમના પ્રત્યેનો શુભ ભાવ તેમણે વખતો વખત આપેલાં ઈનામ અકરામણથી તથા આપેલાં સર્ટિફીકેટોથી જાણી શકાય છે.

નોકરી દરમ્યાન સાકરલાલભાઇએ સ્વ. રા. બા. નાં કુટુંબનાં કેટલાંક મહત્વના કાર્યો કરેલાં છે, જેમાંના બે કાર્યો ખાસ નોંધ લેવા જેવાં છે. ૧) સ્વ. રા. બ. રણછોડલાલભાઇને ઓગણજ નામનું એક ગામ અપાવવામાં તેમણે સારી મહેનત કરેલી હતી, જેના બદલામાં સ્વ. રાવ બહાદુરે પણ તેમને સારૂં ઈનામ આપેલું હતું, ૨) સર ચીનુભાઈના બંગલામાંથી અંબાજી માતાની એક સોનાની સાડા આઠ હજાર રૂપિયાની કિંમતની મૂર્તિ ચોરાયેલી તેનો ચોર પકડવામાં સાકરલાલભાઇએ ઘણીજ પ્રશંસાપાત્ર મદદ કરેલી હતી, તેમની એ બાહોશીના બદલામાં શેઠ તરફથી તેમને શાબાશી અને ઈનામ મળવા ઉપરાંત સરકાર તરફથી પણ અત્રેના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મી. આર. પી. લેમ્બર્ટ મારફત અત્રેના તે વખતના કલેકટર મી. પેઈન્ટરના હસ્તે તા. ૧૫-૧૦-૧૯૧૩ ના રોજ ભરાયેલા દરબાર વખતે એક સર્ટિફીકેટ, સોનાનું ઘડીયાળ તથા એક તરવાર વિગેરે આપવામાં આવ્યા હતાં.

સ્વ. સર ચીનુભાઈના સ્વર્ગવાસ પછી કેટલાંક કારણોને લીધે તેમને પોતાની નોકરી છોડવી પડી, અને ત્યાર પછી ટુંક વખતમાંજ તેમને અત્રેની મીલ ઓનર્સ એસોશીએશનના એકાઉન્ટન્ટની જગ્યા મળેલી, જ્યાં આગળની તેમની હુશિયારી જોઈ એસોસીએશનના પ્રમુખ શ્રીમાન શેઠ મંગળદાસભાઇએ તેમને પોતાની મીલના એકાઉન્ટન્ટ તરીકે નીમેલા છે.

સાકરલાલભાઈ ઘણીજ ગરીબ સ્થિતિમાંથી જાત મહેનત તથા બુદ્ધિબળે આગળ વધેલા છે, અને પોતાની હુશિયારીથીજ સારી સ્થિતિ સંપાદન કરેલી છે.

સ્વ. સરદાર સર ચીનુભાઇનો સાકરલાલ પ્રત્યે પ્રેમ હતો, અને તેથી તેમને પોતાનાં ઘણાં ખરાં કામો સોંપતા હતા, એટલુંજ નહિ પણ મુસાફરીમાં પણ તેમને સાથેજ રાખતા હતા. નામદાર શહેનશાહ શ્રી પંચમ જ્યોર્જના રાજ્યારોહણ પ્રસંગે ભરાયેલા દિલ્લી દરબારમાં સર ચીનુભાઈ તેમને પોતાની સાથે લઈ ગયા હતા, એટલુંજ નહિ પણ કાશી પ્રયાગ તથા ગયાજી વિગેરે પવિત્ર સ્થળોની જાત્રાઓ પણ તેમણે સાકરલાલભાઈને કરાવી હતી.

રા. રા. સાકરલાલભાઈ પોતાની જ્ઞાતિ પ્રત્યે સારી લાગણી રાખે છે, અને તેથી પોતાની જ્ઞાતિના કેળવણીના ફંડમાં તેમણે સારી રકમ ભરેલી છે, તે શિવાય ત્રણ ત્રણ વરસે તેઓ પોતાની જ્ઞાતિનાં અભ્યાસ કરતાં તમામ બાળકોને ઈનામ વિગેરે પણ આપે છે. જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

---

# સ્વ. રા. બા. મહીપતરામ રૂપરામ નીલકંઠ.

**સી. આઇ. ઇ.**

સ્વ. રા. બા. મહીપતરામભાઈ જ્ઞાતે વડનગરા નાગર હતા, એમનો જન્મ સંવત ૧૮૮૧ ના માગસર સુદ ૭ ના રોજ થયેલો હતો, ગુજરાતી શિક્ષણ તેમણે પોતાની જન્મભૂમિ સુરતમાં લીધેલું હતું, ત્યાર બાદ અંગ્રેજી ભણી મુંબઈ ની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં વૈદ્યકનો અભ્યાસ કરવા જવાનો તેમનો વિચાર હતો, પણ તે પાર પડયો નહોતો.

તેમને પ્રથમ ચાર રૂપિયાના પગારથી મોનીટરની અને પછી ચૌદ રૂપિયા ના પગારની માસ્તરની જગ્યા મળી હતી, એ પગારમાંથી પૈસા બચાવીને ઈ. સ. ૧૮૫૨ માં મુંબઈની એલ્ફીસ્ટન ઈન્સ્ટીટયુટમાં અભ્યાસ કરવા તેઓ ગયા હતા, ત્યાં તેમને મહેતાજી દુર્ગારામ મંચ્છારામ જોડે મૈત્રી થવાથી તેમણે સ્કૂલના પ્રિન્સીપાલ ડો. હાર્કનેસની મુલાકાત કરાવી હતી, તેમની મુલાકાતથી સંતુષ્ટ થઈ ડો. હાર્કનેસે તેમને પોતાની સ્કૂલમાં પંદર રૂપિયાના પગારની શિક્ષકની જગ્યા આપી હતી. નોકરીની સાથે પોતાનો અભ્યાસ પણ તેમણે ચાલુ રાખ્યો હતો. ત્યાંની પરિક્ષાઓ પસાર કરવાથી ઈ. સ. ૧૮૫૫ માં તેમને રૂ. ૪૦) ની જગ્યા મળી હતી. નોકરી કરવાની સાથે "બુદ્ધિવર્ધક સભા" "જ્ઞાન પ્રસારક મંડળી" "સ્ટુડન્ટસ લીટરરી અને સાયન્ટીફીક સોસાઈટી" ઇત્યાદી જાહેર સંસ્થાઓમાં પણ તેઓ દાખલ થયેલા હતા અને તેનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેતા હતા. અને સ્વ. કરસનદાસ મુળજીની ડીસે બદલી થઇ ત્યારે તેમની ગેરહાજરીમાં સત્યપ્રકાશ નામનું પત્ર પણ તેઓ ચલાવતા હતા. એ પત્રનાં તેમનાં કામથી ખુશી થઈ એક પારસી ગૃહસ્થે ગુપ્ત રીતે તેમને રૂ. ૨૦૦) નું ઇનામ મોકલ્યું હતું.

એલ્ફીસ્ટન સ્કૂલની પોતાની નોકરી દરમ્યાન મહીપતરામભાઇએ કેળવણી ખાતાંના ડીરેકટર હાવર્ડ સાહેબને ગુજરાતી ભાષા શિખવવા માંડી હતી, એથી તેમને પોતાનો કાયદાનો અભ્યાસ બંધ કરવો પડયો હતો. સને ૧૮૫૭ માં તેમની બાહોશીથી તેમને અમદાવાદની હાઇસ્કૂલના હેડ માસ્તરની જગ્યા મળી હતી, ઈ. સ. ૧૮૫૯ માં ઘોઘાના ડેપ્યુટી ઈન્સપેકટરની જગ્યા મળી હતી; ત્યાંથી બાર દિવસમાંજ તેમની બદલી ખેડાના ડે. એ. ઈ. ની જગ્યાએ થઈ હતી અને ઈ. સ. ૧૮૬૧ માં ધોળકાના ડે. એ. ઈ. નિમાયા હતા. એજ સાલમાં સરકારે તેમને રા. સા. નો ઈલ્કાબ આપ્યો હતો.

ઈ. સ. ૧૮૫૮ માં તે વખતના એજ્યુકેશનલ ઈન્સપેકટર મી. ટી. સી. હોપ સાહેબના પ્રમુખપણા નીચે ગુજરાતી વાંચનમાળા રચવાને માટે એક કમિટિ નીમાઈ હતી તેમાં મહીપતરામભાઇ પણ હતા. મી. હોપ સાહેબે મહેતાજી થનારાઓને, કેળવણી તથા અનુભવ આપવા માટે અમદાવાદમાં ટ્રેનીંગ કોલેજ સ્થાપી હતી, અને તેનું કામ સારી રીતે આગળ ચાલી શકે તેટલા

માટે તે કામનો અનુભવ લેવા એકાદ માણસને ઇંગ્લાંડ મોકલવા તેમનો ઇરાદો હતો, આ બાબત પોતાના તાબાના માસ્તરોને પુછતાં મહીપતરામભાઇએ વિલાયત જવા હા પાડી હતી. એ વખતે હિંદુઓને પરદેશ જવાનો સખત પ્રતિબંધ હતો, અને તે છતાં કોઇ માણસ જતો તો જ્ઞાતિ તરફથી તેનો બહિષ્કાર થતો હતો, અને તેથી અનેક આપદાઓ પડતી. આ બધું જાણવા છતાં મહીપતરામભાઈ સને ૧૮૬૦ ના માર્ચ માસની ૨૭ મી તારીખે વિલાયત જવા નિકળ્યા હતા. ત્યાં એક વરસ સુધી રહીને તેમણે ત્યાંની ટ્રેનીંગ કોલેજોના કામકાજનો અનુભવ મેળવેલો હતો, એટલુંજ નહિ પણ ત્યાંનાં પ્રખ્યાત સ્થળો તથા પ્રખ્યાત વિદ્વાનોની પણ મુલાકાત લીધી હતી. ઈ. સ. ૧૮૬૧ માં કાર્ય સિદ્ધ કરીને તેઓ સ્વદેશ પાછા ફરેલા હતા અને તુર્તજ તેમને અમદાવાદની ટ્રેનીંગ કોલેજના પ્રિન્સીપાલની જગ્યા આપવામાં આવી હતી. તેની સાથે સરકારે તેમને ગુજરાતી ટ્રાન્સલેટર પણ નિમ્યા હતા, એ બન્ને હોદ્દાપર તેઓ મરણપર્યંત રહ્યા હતા. ઈ. સ. ૧૮૬૧ થી તેમણે ગુજરાત શાળાપત્ર કાઢવું શરૂ કર્યું હતું. પરંતુ થોડાં વરસ પછી ઘણા વ્યવસ્થાને લીધે એ કામ તેમણે છોડી દીધું હતું અને સ્વ. સાક્ષર નવલરામભાઇએ સંભાળેલું હતું, પરંતુ ઈ. સ. ૧૮૮૮ માં નવલરામભાઇનો સ્વર્ગવાસ થવાથી એ પત્રનું કામ પાછું તેમણે પોતાને હસ્તક લીધું હતું.

સરકારી નોકરીની સાથે સાર્વજનિક કાર્યોમાં પણ તેઓ સારો ભાગ લેતા હતા અને ગુજરાતમાં સાહિત્યની તથા કેળવણીની સેવા કરવા સાથે લોકોની પણ બનતી સેવા તેમણે કરેલી છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી અને અંજુમને ઈસ્લામ વિગેરે સંસ્થાઓના તેઓ ઑનરરી સેક્રેટરી હતા. પ્રાર્થના સમાજના તેઓ પ્રમુખ હતા, વળી મ્યુનીસીપાલીટીના કમીશનર તરીકે ઘણાં વરસ તેમણે કામ કર્યું હતું, અને ત્રણેક વરસ સુધી તેના પ્રેસીડન્ટ તરીકે પણ તેઓ હતા. તે ઉપરાંત મુંબઈની યુનીવર્સિટીના ફેલો તથા ગુજરાત કોલેજ કમિટીના મેમ્બર પણ હતા. તેમની જાહેર સેવાની કદર કરીને નામદાર સરકારે તેમને ઈ. સ. ૧૮૮૫ માં સી. આઈ. ઈ. નો માનવંતો ઈલ્કાબ આપ્યો હતો.

ગુજરાતી ટ્રાન્સલેટરના હોદ્દાની રૂએ તેમણે કેટલાંક પુસ્તકો રચેલાં છે, તેમજ કેટલાંકનાં ભાષાંતરો પણ કરેલાં છે, જે બધાં પુસ્તકો નિશાળોમાં ચાલે છે, તે શિવાય કેટલાંક સાર્વજનિક પુસ્તકો જેવા કે વનરાજ, ચાવડો, સિદ્ધરાજ જેસંગ, ઈગ્લાંડની મુસાફરી, સાસુ વહુની લડાઈ, ભવાઈ સંગ્રહ, અકબર ચરિત્ર, કરસનદાસ ચરિત્ર, દુર્ગારામ ચરિત્ર, પાર્વતીકુંવર આખ્યાન, બોધવચન અને શાળોપયોગી વિષયસંગ્રહ ઇત્યાદિ પણ તેમણે રચેલાં છે. તેઓ સંવત ૧૯૪૭ માં અમદાવાદ મુકામે સ્વર્ગવાસી થયા હતા.

# સ્વ. શેઠ મણિલાલ રણછોડદાસ.

સ્વ. શેઠ મણિલાલભાઈ જ્ઞાતે દશા ખડાયતા વાણીયા, તેમનો જન્મ સંવત ૧૯૧૫ ના કારતક સુદ ૧૨ ને સોમવારે થયેલો હતો, તેમના પિતાનું નામ રણછોડદાસ અને માતાનું નામ સુરજબાઈ.

મણિલાલભાઇએ સાત વરસની ઉમરે ગામઠી નિશાળે ગુજરાતી અભ્યાસ શરૂ કરેલો હતો, અને થોડો વખત ત્યાં અભ્યાસ કર્યા પછી સરકારી નિશાળમાં દાખલ થયેલા હતા, પોતે તીવ્ર બુદ્ધિના અને ચાલાક હોવાથી અભ્યાસ ઝડપથી આગળ વધારતા હતા, પરંતુ તેમના પિતાનું અચાનક મૃત્યુ થવાથી તેમને નિરૂપાયે અભ્યાસ બંધ કરવો પડયો હતો.

પિતાના સ્વર્ગવાસથી તેમની પેઢીના વહીવટનો બોજો મણિલાલભાઇને માથે આવી પડયો હતો, જે તેમણે સંભાળી લઇને કાળજી પૂર્વક કામ ચલાવ્યું હતું.

વ્યવહારિક કાર્યો બાહોશીથી કરવા સાથે મણિલાલભાઇએ લોકોપયોગી તથા સખાવતનાં કાર્યો પણ સારી રીતે કરેલાં હતાં.

સ્ત્રી કેળવણીના તેઓ ચુસ્ત હિમાયતી હતા, અને એ બાબતનો ખાસ દાખલો બેસારવા માટે તેમણે પોતાનાં પત્ની મહાલક્ષ્મીને અભ્યાસ કરાવેલો હતો, વળી સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવા માટે સને ૧૮૯૨–૯૩ માં એક શેર રૂા. ૧૦૦૦) નો તથા એક શેર રૂા. ૫૦૦) નો એવી રીતે મળીને કુલ ૧૫૦૦ રૂપિયાના બે શેર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપેલ હતા, અને તેના વ્યાજમાંથી પોતાની જ્ઞાતિની જે કન્યા ઉંચે નંબરે પાસ થાય તેને ઈનામ આપવામાં આવતું હતું, જે હજુ પણ આપવામાં આવે છે.

સંવત ૧૯૪૯ માં સોસાઇટી તરફથી માણેકચોકમાં એક લાઇબ્રેરી ઉઘડેલી તેમાં કેટલોક સામાન તથા પુસ્તકો વિગેરે તેમણે બક્ષીસ આપેલ હતાં, વળી ૧૯૫૨ માં સોસાઇટીને રૂા. ૫૫૦૦) સ્વાધીન કરીને અત્રે રીચીરોડ પર તેમણે પોતાના નામની એક લાઇબ્રેરી સ્થાપેલ છે, તે શિવાય સરખેજ, આતરસુબા, તોરણા, ઉવારસદ અને કપડવંજ વિગેરે ગામોમાં પોતાના નામની નવી લાઇબ્રેરીઓ સ્થાપિત કરીને તથા જુનીને મદદ આપીને તેમણે પોતાના હૃદયની ઉદારતા તથા કેળવણી તરફની પોતાની લાગણી દર્શાવી આપેલ છે; તે ઉપરાંત કોચરબપાલડીમાં કન્યાશાળાનું મકાન બંધાવવામાં તેમણે સારી મદદ કરવાથી નામદાર સરકારે તેમનું નામ એ કન્યાશાળા સાથે જોડેલ છે.

મણિલાલભાઈને દેશાટન તથા યાત્રાનો પણ શોખ હતો, અને તેથી હિંદનાં ઘણાં ખરાં મોટાં મોટાં શહેરોની મુસાફરી તથા યાત્રા તેમણે કરેલ હતી, સંવત ૧૯૩૪ માં કાશી તથા હરદ્વાર તરફની અને સંવત ૧૯૪૫ માં દ્વારકાં તથા ગીરનારની યાત્રા કરી દાન પુન્યમાં સારૂં ખર્ચ કર્યું હતું.

શ્રીમાન મણિલાલભાઈ દિલના દયાળુ અને ઉદાર હોવાથી એક સુપાત્ર બ્રાહ્મણને રૂા. ૧૦૦૦) નું ઘર લઈ તેની અંદર અનાજ વિગેરે ભરીને કૃષ્ણાર્પણ કરેલું હતું, તેમજ એક સદાચારી ગોસ્વામિને ઉદર પોષણને માટે અડચણ પડતી જોઈ રૂા. ૧૦૦૦) નો શેર બક્ષીસ આપેલો હતો, તે શિવાય ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળમાં ગરીબ માણસોને તથા જનાવરને જાહેર તથા ગુપ્ત મદદ કરેલી હતી.

શેઠ મણિલાલભાઈની ઉદારતા અમુક બાબતમાંજ હતી એમ નહોતું, પરંતુ તમામ કાર્યમાં તેમણે બહુજ સારી ઉદારતા બતાવી હતી. નવી ધર્મશાળાઓ બંધાવવામાં અને જુની દુરસ્ત કરાવવામાં સદાવૃત્તો સ્થાપવામાં, ગૌશાળાના ફાળાઓમાં, મુંગા પ્રાણીઓને કસાઈના હાથમાંથી છોડાવવામાં, અનાથાશ્રમોમાં, ચકલાંને દાણા નાખવાની પરબમાં, દવાખાનાઓમાં, દેવસ્થાનોમાં વિદ્યાવૃદ્ધિમાં, સ્ત્રી કેળવણીમાં, ગ્રંથકારોને ઉત્તેજન આપવામાં, નવી લાઇબ્રેરીઓ સ્થાપવામાં અને જુનીને મદદ કરવામાં વિગેરે અનેક સત્કાર્યોમાં તેમણે પોતાના દ્રવ્યનો સદ્ઉપયોગ કરી પોતાનું નામ અમર કરેલ છે.

આ ઉદાર અન દયાળુ વૃત્તિના ગૃહસ્થનો સ્વર્ગવાસ સંવત ૧૯૫૭ ના ભાદરવા વદ ૫ ને બુધવારના રોજ તેમની બેંતાળીસ વરસની ઉમરે થયેલો હતો, તેમને પુત્ર નહિ હોવાથી તેમણે પોતાના ભાણેજ માણેકલાલભાઈને દત્તક લીધેલ હતા.

શ્રીયુત માણેકલાલભાઈ એક કેળવાયેલા અને બાહોશ ગૃહસ્થ છે તેમણે પોતાના પિતા સ્વ. શેઠ મણિલાલભાઈનું નામ અમર કરવાના ઉદેશથી ઈ. સ. ૧૯૦૮ માં માણેકચોકમાં એક કુવારો બંધાવેલો છે, તે ઉપરાંત અહીં સ્ટેશન નજીક "મણિલાલ રણછોડદાસ વિશ્રામ ભૂવન" નામની હિંદુઓ માટેની એક ભવ્ય ધર્મશાળા પોતાના પિતાના સ્મારક તરીકે રાવસાહેબ હરીલાલ દેસાઈભાઇ તથા મર્હુમ તેમના કાકા બાબાલાલ ગીરધરલાલની સલાહથી લગભગ રૂપિયા એક લાખને ખર્ચે બંધાવેલી છે, તેમની એ પ્રકારની પિતૃભક્તિ તથા મુસાફરો પ્રત્યેની દિલસોજીને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

---



શેઠ માણેકલાલ મણિલાલ રણછોડદાસ.

# શેઠ માણેકલાલ મણિલાલ રણછોડદાસ.

શ્રીયુત માણેકલાલભાઈ જ્ઞાતે દશા ખડાયતા વાણીયા, એમનો જન્મ સંવત ૧૯૪૨ ના પોષ સુદ ૧ ના રોજ અમદાવાદ શહેરમાં થયેલો હતો.

શ્રીયુત માણેકલાલભાઇના મામા સ્વ. શેઠ મણિલાલ રણછોડદાસને પુત્ર નહિ હોવાથી તેમણે માણેકલાલભાઇને દત્તક લીધેલા હતા. સ્વ. શેઠ મણિલાલભાઈના અવસાનકાળે માણેકલાલભાઈની ઉમર ફક્ત ૧૫ વરસનીજ હતી અને તેથી તેમની મિલ્કત તથા પેઢીનો વહીવટ તેમના મુનીમ કોઠારી બાપાલાલ ગીરધરલાલ કરતા હતા.

માણેકલાલભાઇએ પ્રિવિયસ સુધી અંગ્રેજી અભ્યાસ કરીને પોતાની પેઢીનો વહીવટ સંભાળી લીધેલો છે, અને તે સારી રીતે ચલાવે છે, હજુ તેમની ઉમર ફક્ત ૩૨ વરસની યુવાન છે, છતાં પણ તેમની કુશળતા ખરેખર પ્રશંસાપાત્ર છે.

શ્રીયુત માણેકલાલભાઈ એક કેળવાયેલા અને બાહોશ યુવક છે, અને જાહેર પ્રજામાં તથા વેપારી વર્ગમાં તેઓ સારૂં માન ધરાવે છે, એટલુંજ નહિ પણ પોતાની બાહોશી તથા લોકપ્રિયપણાથી તેઓ પ્રજા તરફથી મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર ચુંટાયેલા છે, તે શિવાય અત્રેની સ્વા. રા. સા. લલ્લુભાઈ કરસનદાસની ધર્મશાળાના ટ્રસ્ટી તરીકે પણ તેઓ ચુંટાયેલા છે, તે ઉપરાંત નામદાર સરકારે તેમને કાંકરીયા નોટીફાઈડ એરીયાં કમિટીના મેમ્બર નિમેલા છે.

શ્રીયુત માણેકલાલભાઈની ઉમર હજુ યુવાન છે, અને તેમની જાહેર કારકિર્દિની હજું શરૂઆત છે, તે છતાં પણ તેમના હસ્તે કેટલાંક પ્રશંસાપાત્ર કાર્યો થયેલાં છે, જેની નોંધ નીચે પ્રમાણે છે.

૧) પોતાના સ્વ. પિતાં શેઠ મણિલાલ રણછોડદાસના સ્મારક તરીકે ઈ. સ. ૧૯૦૮ માં તેમણે માણેકચોકમાં એક પુવારો બંધાવેલ છે. ૨) તે ઉપરાંત તેમના સ્મારક તરીકે ઈ. સ. ૧૯૧૨ માં સ્ટેશન નજીક એક ભવ્ય ધર્મશાળા લગભગ રૂપિયા એક લાખના ખરચે તેમણે બંધાવેલ છે. ૩) ઈ. સ. ૧૯૧૫ માં તેમણે શા. છોટાલાલ કેશવલાલ નામના એક ગૃહસ્થના ભાગમાં કાંકરીયા નજીક એક જમીનનો પ્લોટ લઈ ઉત્તર વિભાગના કમીશનર સાહેબની સલાહથી મણિપુર નામનું ગામ વસાવેલું છે, તે ગામ ચાલુ સાલના ભયંકર પ્લેગ વખતે અમદાવાદની પ્રજાને રહેવા માટે બહુ ઉપયોગમાં આવેલું હતું.

ઉપરનાં કાર્યોને માટે શ્રીયુત માણેકલાલભાઇને ધન્યવાદ ઘટે છે, અને ભવિષ્યમાં તેમના હસ્તે લોકહિતનાં બીજાં પણ કાર્યો થશે એવી આશા રહે છે.

# ધિ. ઑન. રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.
## બી. એ. એલ્. એલ્. બી.

શ્રીયુત રમણભાઈ જ્ઞાતે વડનગરા નાગર છે, એમનો જન્મ ઇ. સ. ૧૮૬૮ ના માર્ચ મહિનાની ૧૩ મી તારીખે અમદાવાદ શહેરમાં થયો હતો, એમના પિતા સ્વ. રા. સા. મહીપતરામભાઇ એક પ્રસિદ્ધ સાક્ષર અને આગેવાન સુધારક હતા. ગુજરાતમાંથી પ્રથમ વિલાયત જનાર તેઓજ હતા.

ગુજરાતી તથા અંગ્રેજી ભાષાનો મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ રમણભાઈ ગુજરાત કોલેજમાં દાખલ થયા હતા અને પ્રિવિયસની પરિક્ષા પ્રથમ નંબરે પસાર કરી મુંબઈની એલ્ફીસ્ટન કોલેજમાં તેઓ જોડાયા હતા. જ્યાં ઈ. સ. ૧૮૮૭ માં બી. એ. ની તથા ઈ. સ. ૧૮૯૨ માં એલ. એલ. બી. ની પરિક્ષા તેમણે પસાર કરી હતી. તે પછી એમ એ. નો અભ્યાસ કરવાની તેમની ઈચ્છા હતી, પરંતુ અમદાવાદની ડીસ્ટ્રીકટ કોર્ટમાં હેડકલાર્કની જગ્યા મળવાથી એ વિચાર તેમણે માંડી વાળ્યો હતો. સાતેક વર્ષ સુધી હેડકલાર્ક તથા શિરસ્તેદારની નોકરી કર્યા પછી વકીલાત કરવાનું તેમણે પસંદ કર્યું હતું. ત્યારથી તેઓ વકીલાતના ધંધામાં જોડાયા છે, અને અત્યારે અમદાવાદના પ્રથમ પંક્તિના વકીલોમાં તેમની ગણના થાય છે.

રા. બા. રમણભાઇની જીવનપ્રવૃત્તિના સંસાર સુધારક, લોકસેવક અને સાહિત્ય સેવક એવા ત્રણ ભાગ પાડી શકાય છે, એ ત્રણે પ્રવૃત્તિઓમાંની તેમની સાહિત્ય સેવક તરીકેની પ્રવૃત્તિ સહુથી વિશેષ પ્રશંસાપાત્ર છે, એ દિશામાં તેમનાં કર્તવ્યોમાં જ્ઞાનસુધા, અને વસંત જેવા પ્રતિષ્ટિત માસિકોનું તંત્રીપદ મુખ્ય છે, તે શિવાય કવિતા અને સાહિત્ય, ભદ્રંભદ્ર, હાસ્યમંદિર, તથા રાઈનો પર્વત ઈત્યાદિ ગ્રંથોનું મહત્વ પણ કાંઈ જેવું તેવું નથી.

લોકસેવાની તેમની પ્રવૃત્તિઓમાં પોતાના પિતાના નામથી ચાલતા અનાથાશ્રમનો વહીવટ, મ્યુનીસીપાલીટી મારફત લાંબા વખત સુધી બજાવેલી સેવા, સને ૧૯૧૦ ના વસ્તીપત્રક વખતે બજાવેલી સેવા, પ્રાર્થનાસમાજ દ્વારા બજાવેલી સેવા તથા નામદાર ગવર્નરની ધારાસભામાં બિરાજી બજાવેલી સેવા પ્રશંસાપાત્ર છે. એમની લાયકાત તથા બાહોશીથી નામદારે સરકારે તેમને રા. બા. નો ઇલકાબ આપી તથા નામદાર ગવર્નરની ધારાસભાના સભાસદ નીમી તેમની યોગ્ય કદર કરેલી છે.

રા. બા. રમણભાઈ એક સમર્થ સાક્ષર, બાહોશ વકીલ, અમદાવાદની મ્યુનીસીપાલીટીના હાલના પ્રમુખ, તથા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, પ્રાર્થનાસમાજ, સાહિત્ય સભા ઈત્યાદિ કેટલીક સંસ્થાઓના પ્રમુખ તથા અમદાવાદના એક આગેવાન શહેરી તરીકે સારી રીતે પ્રખ્યાત છે, સરકારમાં, ગામના ગૃહસ્થોમાં તથા લોકોમાં તેમનું ઘણુંજ માન છે. લોકહિતનાં તથા સાહિત્ય સેવાનાં ઘણાં કાર્યો તેમણે કરેલાં છે, અને હજુ એથી પણ વિશેષ કાર્યો તેમના હસ્તે થવા સંભવ છે.



ધિ ઑન. રા. બા. -રમણભાઈ મહીપતરામ નીલકંઠ.
ગુજરાતના સમર્થ સાક્ષર, અમદાવાદના એક આગેવાન શહેરી, બાહોશ વકીલ,
અને મ્યુનીસીપાલીટીના હાલના પ્રમુખ.



શ્રીમતી શારદાગૌરી. શ્રીમતી વિદ્યાગૌરી.
ગુજરાતનાં પહેલાં ગ્રેજ્યુએટ બાનુઓ.

## અ. સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ. બી. એ. અ. સૌ. શારદાગૌરી સુમંતરામ મહેતા. બી. એ.

### ગુજરાતનાં પહેલાં ગ્રેજ્યુએટ બાનુઓ.

શ્રીમતી વિદ્યાગૌરીનો જન્મ ઇ. સ. ૧૮૭૬ માં અમદાવાદ શહેરમાં થયેલો હતો, એમના પિતા ગોપીલાલભાઇ ધ્રુવ સરકારમાં નોકર હતા અને હાલ તેઓ પેન્શન પર છે.

શ્રીમતી વિદ્યાગૌરીનું લગ્ન સને ૧૮૮૯ માં અત્રેના સુપ્રસિદ્ધ શહેરી રા. બા. રમણભાઈની સાથે થયેલું હતું. લગ્ન પછી કેળવણી લેવાનું કામ તેમણે શરૂ કર્યું હતું અને ઇ. સ. ૧૯૦૧ માં તેઓ તથા તેમનાં બ્હેન શ્રીમતી શારદાગૌરી ગુજરાતી બાનુઓમાં પ્રથમ ગ્રેજ્યુએટ તરીકે બહાર પડયાં હતાં ત્યારથી તેઓ સાહિત્યસેવામાં તથા સામાજીક કાર્યોમાં આગળ પડતો ભાગ લે છે.

ઈ. સ. ૧૮૯૪ થી છૂટક લેખો લખવા તેમણે શરૂ કરેલા છે, જે કામ હજુ સુધી પણ તેઓ કરે છે, તે દરમ્યાન ઇ. સ. ૧૯૦૭ માં સુધાહાસિની નામના પુસ્તકનું ગુજરાતી ભાષાંતર તેમણે બહાર પાડેલ છે.

સુંદરી સુબોધ આદિ માસિકોમાં છૂટક લેખો લખવા સાથે હાસ્ય મંદિર નામના પુસ્તકમાં હાસ્યરસના કેટલાક લેખ પણ તેમણે લખેલા છે.

ચાલુ લડાઈના અંગે ઉત્પન્ન થયેલ કેટલીક સંસ્થાઓનાં આગેવાન તરીકે કામ કરીને શ્રીમતી વિદ્યાગૌરી સરકારની પણ બનતી સેવા બજાવે છે.

અમદાવાદના સુપ્રસિદ્ધ સન્નારી શ્રીમતી વિદ્યાગૌરીનાં ન્હાનાં બ્હેન શ્રીમતી શારદાગૌરીનો જન્મ ઈ. સ. ૧૮૮૨ માં અમદાવાદ શહેરમાં થયેલો હતો.

તેમનું લગ્ન ઇ. સ. ૧૮૯૮ માં ડોક્ટર સુમંતરામ બટુકરામ મહેતાની સાથે થયેલ હતું. લગ્ન પછી ત્રણ વરસે એટલે કે ઈ. સ. ૧૯૦૧ માં તેઓ તથા તેમનાં બ્હેન શ્રીમતી વિદ્યાગૌરી ગુજરાતી બાનુઓમાં પ્રથમ ગ્રેજ્યુએટ તરીકે બહાર પડયાં હતાં, ત્યારથી તેઓ સારી રીતે પ્રસિદ્ધિમાં આવેલાં છે, અને સમાજ તથા સાહિત્યની સેવામાં પણ સારો ભાગ લે છે.

ઇ. સ. ૧૯૦૪ માં ગાયકવાડ સરકારની આજ્ઞાથી "પુરાણોની બાલબોધક વાર્તાઓ" તેમણે લખી છે ત્યાર બાદ ઈ. સ. ૧૯૦૭ માં તેમણે તથા તેમનાં બ્હેન વિદ્યાગૌરીએ મળીને સુધાહાસિની નામના પુસ્તકનું ગુજરાતી ભાષાંતર બહાર પાડેલ છે. ત્યાર પછી ઈ. સ. ૧૯૦૮ માં ફ્લોરન્સ નાઇટેંગલનું ચરિત્ર તથા ૧૯૦૯ માં બાળકનું ગૃહશિક્ષણ અને ૧૯૧૨ માં "પોઝીશન ઑફ વીમેન ઈન ઈન્ડીયા" નામના અંગ્રેજી પુસ્તકનું ભાષાંતર તેમણે બહાર પાડેલ છે. ઉપરાંત, તેઓ છૂટક લેખ પણ લખે છે. થોડાજ વખત પહેલાં ગોધરામાં મળેલી સંસાર સુધારા પરિષદનાં તેઓ પ્રેસીડન્ટ નીમાયાં હતાં.

# સ્વ. દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ.

## એમ. એ. એલ્. એલ્ બી.

સ્વ. દી. બા. અંબાલાલભાઈ જ્ઞાતે બ્રહ્મક્ષત્રીય હતા, એમનો જન્મ ઈ. સ. ૧૮૪૪માં અમદાવાદમાં થયો હતો, જન્મ સમયે પિતાની સ્થિતિ સાધારણ હતી.

જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કર્યા બાદ અંગ્રેજી ભાષાનો અભ્યાસ કરી અમદાવાદની હાઈસ્કૂલમાં માસ્તરની જગ્યાએ તેઓ નોકર રહેલા હતા.

એ વખતે અમદાવાદમાં રેલ્વે નહોતી, તે ચાલુ થતાંજ મુંબઇ જઇ એલ્. એલ્. બી. ની પરિક્ષા આપવા તેમનો ઈરાદો થયો, અને તે મુજબ મુંબઈ જઈ અભ્યાસ કરી એમ. એ. થયા અને છેવટ સને ૧૮૬૯ માં એલ. એલ. બી. ની પરિક્ષા પસાર કરી.

ત્યાર બાદ કેળવણી ખાતાંના તે વખતના ડીરેકટર સર જેમ્સ પીલ. સાહેબે તેમને સુરતની હાઈસ્કૂલના હેડ માસ્તરની જગ્યા આપેલી, અને બે ત્રણ વરસ પછી તેમની બદલી અમદાવાદ હાઈસ્કૂલના હેડ માસ્તરની જગ્યાએ થયેલી. ત્યાર બાદ તેમની બાહોશી, કાર્યકુશળતા તથા વિદ્વતાથી ગુજરાત કોલેજના પ્રિન્સીપાલની જગ્યાએ તેઓ નિમાયા હતા.

ઇ. સ. ૧૮૭૫ માં વડોદરાના દીવાન સર ટી. માધવરાવે નવસારીના ડીસ્ટ્રીકટ જડ્જ તરીકે તેમની નિમણુંક કરી હતી, અને ત્યાર પછી કડી પ્રાંત તથા વડોદરામાં પણ તેઓ એજ હોદ્દાપર નીમાયા હતા. ત્યાર બાદ તેઓ વડોદરા હાઇકોર્ટના મુખ્ય જડ્જના હોદ્દા સુધી પહોંચેલા હતા, અને ત્યાર બાદ વૃદ્ધાવસ્થાને લીધે પેન્શન લઈ તેઓ પોતાની જન્મભૂમિ અમદાવાદમાં આવી રહેલા હતા.

નોકરી કરવા ઉપરાંત દી. બા. સાહિત્ય સેવામાં પણ બનતો ભાગ લેતા હતા અને અર્થશાસ્ત્ર તથા ડીક્ષનેરી જેવાં બે ઉપયોગી પુસ્તકો તેમણે ગુજરાતી સાહિત્યમાં ઉમેરેલાં છે.

ઈ. સ. ૧૯૦૯ માં રાજકોટ મુકામે ભરાયેલી બીજી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખની જગ્યાપર નિમાવાનું માન પણ તેમને પ્રાપ્ત થયેલું હતું. તેઓ ઈ. સ. ૧૯૧૪ માં સ્વર્ગવાસી થયેલા છે.

# સ્વ. રા. બા. બેચરદાસ અંબાઈદાસ લશ્કરી.

## સી. એસ. આઇ.

સ્વ. શેઠ બેચરદાસભાઈ જ્ઞાતે કડવા કણબી હતા, એમનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૮૧૮ માં થયો હતો, એમના પિતા પેશ્વા, ગાયકવાડ અને બ્રિટીશ સરકારના લશ્કરી અમલદારોને નાણાં ધીરવાનું કામ કરતા હતા, અને તેથી તેઓ તથા તેમના વંશજો લશ્કરી ઉપનામથી ઓળખાય છે.

બેચરદાસભાઇએ જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કરેલો હતો અને પાછળથી અંગ્રેજોનો સહવાસ થતાં કેપ્ટન ક્રોલી નામના એક અંગ્રેજ અમલદારે પ્રેમપૂર્વક તેમને અંગ્રેજી અભ્યાસ કરાવ્યો હતો. મરાઠી, ઉર્દુ, હિંદુસ્તાની તથા સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ તેમને હતું.

સત્તર વર્ષની યુવાન વયે તેઓ લશ્કરી ખાતાંની નોકરીમાં જોડાયા હતા અને સને ૧૮૩૫ થી ૧૮૪૫ સુધી તેમણે એ નોકરી કરી હતી. ૧૮૪૬ માં તેમના પિતાનું મૃત્યુ થવાથી એ નોકરી તેમને છોડવી પડી હતી, અને પોતાના પિતાનું કામકાજ સંભાળવું પડયું હતું. પંજાબની લડાઈ વખતે અને ૧૮૫૭ ના બળવા વખતે નામદાર અંગ્રેજ સરકાને તેમણે કિમતી મદદ કરી હતી. ત્યાર બાદ મુંબઈમાં યુરોપીયન પેઢીઓને નાણાં ધીરાવનાર દલાલ તરીકે કામ કરી સારો યશ તેમણે મેળવ્યો હતો. ત્યારબાદ એક્સપોર્ટ તથા ઈમ્પોર્ટની મોટી પેઢી તેમણે મુંબઈમાં ખોલી હતી. તે ઉપરાંત અમદાવાદમાં પોતાના નામથી એક મીલ ઈ. સ. ૧૮૬૫ માં ચાલુ કરી હતી જે હજુ ચાલે છે.

શેઠ બહેચરદાસભાઇએ આપ બળથી ઘણો પૈસો મેળવ્યો હતો અને લગભગ બે લાખ રૂપિયા જેટલી રકમ તેમણે સખાવતનાં કાર્યોમાં વાપરી હતી. એમના હસ્તે થયેલાં શુભ કાર્યોમાં બેચરદાસ ડીસ્પેન્સરી, સંસ્કૃત શાળા તથા મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજ એ મુખ્ય છે. તેમનાં ઉપરોક્ત લોકોપયોગી કાર્યોથી પ્રજાની તથા સરકારની સારી પ્રીતિ તેમણે સંપાદન કરી હતી, અને તેથી નામદાર સરકાર તરફથી તેમનાપર ઘણી નવાજેશ થઈ હતી. ૧૮૬૨ માં તેમને અમદાવાદ મ્યુનીસીપાલીટીના કમીશનર નીમવામાં આવ્યા હતા, ૧૮૬૬ માં લોકલફંડ કમિટીના સભાસદ નીમ્યા હતા, ૧૮૬૮ માં ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટની સત્તા આપવામાં આવી હતી, ૧૮૭૩ માં રાવબહાદુરનો ખીતાબ આપવામાં આવ્યો હતો ૧૮૭૫ માં મુંબઇની લેજીસ્લેટિવ કાઉન્સીલના મેમ્બર નીમવામાં આવ્યા હતા, વળી ત્યાર પછી સી. એસ. આઈ. નો ઈલ્કાબ આપવામાં આવ્યો હતો, એજ વર્ષમાં મુંબઇ યુનિવર્સિટિના ફેલો અને સેનેટની કમિટીના સભાસદ નિમાયા હતા, તે શિવાય બોમ્બેપોર્ટ ટ્રસ્ટના પણ તેઓ સભાસદ નિમાયા હતા. તેમની જ્ઞાતિમાં પણ તેમણે ઘણાજ સુધારા કર્યા હતા. આ પ્રખ્યાત અને પરોપકારી પુરૂષ સને ૧૮૮૯ માં ૭૨ વરસની ઉમરે સ્વર્ગવાસી થયા હતા.

# સ્વ. રા. બા. લાલશંકર ઉમીયાશંકર ત્રવાડી.

શ્રીયુત લાલશંકરભાઈ જ્ઞાતે વીસનગરા નાગર હતા, એમનો જન્મ સને ૧૮૪૫ મા અમદાવાદ શહેરમાં થયો હતો. અમદાવાદની પહેલા નંબરની નિશાળમાં ગુજરાતી અભ્યાસ કર્યા પછી એમના પિતા યાજ્ઞિક હોવાથી તેમને તેવો કેટલોક અભ્યાસ કરવો પડયો હતો, ત્યાર પછી પરિક્ષા આપી પિતાની સંમતિથી તેઓ પાંચ રૂપિયાની સ્કોલરશીપ લઈ નોર્મલ કલાસમાં દાખલ થયા હતા, ત્યાં તેમને અંગ્રેજી ભણવાની ઇચ્છા થઈ પણ તે વાત તેમના પિતાના મતથી વિરૂદ્ધ હોવાથી તે માટે તેમને જૂદું થવું પડયું હતું. નોર્મલ સ્કૂલને વર્નાકયુલર કોલેજ બનાવવામાં આવો ત્યારે ત્યાં તેમને દસ રૂપિયા સ્કોલરશીપ આપી ભણવા રાખ્યા હતા, ત્યાં આગળ તેમણે ગણિતશાસ્ત્રમાં ઘણીજ કુશળતા મેળવી હતી.

ઈ. સ. ૧૮૬૫ માં ૫૦) રૂપિયાના પગારની ગણિત શિક્ષકની જગ્યા તેમને અમદાવાદ હાઇસ્કૂલમાં આપવામાં આવી હતી, તેજ અરસામાં ખાનગી અભ્યાસ ના પ્રતાપે તેમણે મેટ્રિકની પરિક્ષા પસાર કરી. વિશેષ અભ્યાસ કરવાની ઈચ્છા હતી, પણ રજા નહિ મળવાથી કોલેજમાં જવાનું અટકી પડયું હતું, તે છતાં પણ કાળજી રાખી ખાનગી અભ્યાસ વધારી સને ૧૮૬૭ માં મદ્રાસ જઈ "ફર્સ્ટ એકઝામીનેશન ઈન આર્ટસ" ની પરિક્ષા તેમણે પસાર કરી હતી, ત્યાર બાદ તેઓ હાઈસ્કૂલ તથા કોલેજમાં ગણિતના શિક્ષક નિમાયા હતા.

સને ૧૮૭૧ માં તેમને અમદાવાદની સ્મોલકોઝ કોર્ટના કલાર્કની જગ્યા મળી, ત્યાં કાયદાનો અભ્યાસ કરી ૧૮૭૩ માં હાઈકોર્ટ પ્લીડર અને સબ-જડ્જની પરિક્ષાઓ પસાર કરવાથી સને ૧૮૭૪ માં સબજડ્જની તેમને જગ્યા મળી, ત્યાર બાદ ધંધુકા, ઘોઘા, વીરમગામ, સોલાપુર અહમદનગર અને નાસિક એમ અનુક્રમે ઉત્તરોત્તર વધતા પગારથી તેમની બદલી થઈ હતી, અને ૧૮૯૧ માં તેમની નિમણુક અમદાવાદ મુકામે થઈ હતી.

રા. બા. લાલશંકરભાઈ આપ બળથી આગળ વધેલા હતા અને સાહિત્યની ઉન્નતિ માટે તથા લોકહિતને માટે તેઓ સારી કાળજી રાખતા હતા, તેમણે અંકગણિત, વ્યાકરણ તથા ભૂતળ વિદ્યાનાં પુસ્તકો વિદ્યાર્થીઓના ઉપયોગ માટે રચેલાં છે, તેમજ શાળાપત્ર, તથા ટીકાકાર નામના માસિકોમાં લખાણ લખતા હતા, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સેક્રેટરી તરીકે પણ તેમણે કામ કર્યું હતું.

પંઢરપુરના તેમના નિવાસ દરમ્યાન ત્યાં દુષ્કાળ પડેલો ત્યારે ગરીબ માણસોને અન્નવસ્ત્રની સારી મદદ તેમણે કરેલી હતી, તેમજ ત્યાં આગળ તેમણે બાળરક્ષકગૃહ નામની એક સંસ્થા પણ સ્થાપી હતી. સરકારની તેમના પર પ્રીતિ હતી અને તેથી ૧૮૭૭ માં તેમને "સીવીલ પ્રોસીજરકોડ" નું ભાષાંતર કરવાનું કામ સોંપ્યું હતું, તેમજ રા. બા. નો ઇલકાબ તેમને આપ્યો હતો. તેઓ ઈ. સ. ૧૯૧૪ માં સ્વર્ગવાસી થયા હતા.

# શ્રીયુત દોલતરામ ઉમેદરામ.

બી. એ. એલ્. એલ્. બી.

શ્રીયુત દોલતરામભાઈ જ્ઞાતે દશા શ્રીમાળી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૧ ના કારતક સુદ ૧૦ ના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો. એમના પિતા ધીરધારનો ધંધો કરતા હતા.

ગુજરાતી પાંચેક ધોરણનો અભ્યાસ તેમણે કર્યો તે અરસામાં તેમનાં માતુશ્રી ગુજરી જવાથી તેમના પિતાના ધંધા પર ધ્યાન આપવાની તેમને સલાહ આપવામાં આવી, અને અભ્યાસનો તેમને કંટાળો હોવાથી એ સલાહ તેમણે માન્ય પણ કરી. પરંતુ તે ધંધામાં તેમનું ચિત્ત પરોવાયું નહિ, અને સરખે સરખા ભાઈબંધોને ભણતા જોઈ ફરીથી અભ્યાસ તરફ મન દોરાયાથી ફરીથી પાંચમા ધોરણમાં દાખલ થયા અને અભ્યાસ ખંતપૂર્વક આગળ ચલાવ્યો.

ઈ. સ. ૧૮૯૩ માં તેઓ મેટ્રિકની પરિક્ષામાં બેઠેલા, પરંતુ તેમાં નાપાસ થવા છતાં હિંમત નહિ હારતાં બીજે વરસે પાસ થયા હતા, ત્યાર બાદ તેઓ કોલેજમાં દાખલ થયા હતા, ઇન્ટર ક્લાસમાં તેમનો અભ્યાસ ચાલતો હતો, તે અરસામાં તેમના પિતાને લકવો થવાથી તેમના અભ્યાસમાં ખલેલ પડી હતી. આવી મુશ્કેલીઓમાં પણ હિંમત રાખી પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને બી. એ. ની પરિક્ષા પસાર કરી. એલ્. એલ્. બી. નો અભ્યાસ કરવા તેમની ઈચ્છા હતી, પરંતુ કુટુંબ કલેશ અને કેટલીક બીજી અડચણોથી તે નહિ બની શકવાથી નોકરી મળવા માટે તેમણે અમદાવાદના કલેકટરને અરજી કરી, તેપરથી આણંદના આસી. કલે. ની ઑફીસમાં રૂ. ૨૫) ના પગારની નોકરી મળી. પરંતુ પરાધિનતામાં રહેવું તેમને અનુકૂળ નહિ પડવાથી રાજીનામું આપી થોડાજ વખતમાં નોકરીથી મુક્ત થયા. અને અમદાવાદ આવી એલ્. એલ્. બી. નો અભ્યાસ ચાલુ કરી તે પરિક્ષા પસાર કરી.

સને ૧૮૯૫ થી ભાઇ દોલતરામે શેરનો ધંધો શરૂ કર્યો હતો તે ધંધામાં રૂસો–જાપાન વૉરને લઇને સને ૧૯૦૪–૫ માં તેમણે સારો પૈસો પેદા કર્યો હતો, પરંતુ પાછળથી તે ધંધો અનુકૂળ નહિ પડવાથી છોડી દઈ વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો, તેમનો એ ધંધો હજી ચાલુ છે અને મહેનત તથા ખંતને લીધે તેમાં સારી પ્રસિદ્ધિ મેળવી છે.

શ્રીયુત દોલતરામભાઈ સ્ત્રી કેળવણીના હિમાયતી છે, અને રાજકોટના ડેપ્યુટી આસી. પોલીટીકલ એજન્ટ મી. હરિલાલ નીમચંદ ગોસળીયા તથા ગોધરા હાઈસ્કૂલના શિક્ષક મી. ગીરધરલાલ રણછોડલાલ વિગેરે તેમના મિત્રોની સોબત અને સલાહથી તેમના સ્ત્રી કેળવણી સંબંધી વિચારોમાં વૃદ્ધિ થયેલી હતી, અને તેથી તેમણે પોતાની પુત્રીઓને ઉંચી કેળવણી આપવી શરૂ કરી

હતી જેના પ્રતાપે તેમનાં મોટાં પુત્રી ગજરાબ્હેન જૈન કોમમાં પહેલાં ગ્રેજ્યુએટ તરીકે બહાર પડેલાં છે, તેમની બીજી બે પુત્રીઓ અંગ્રેજી છઠ્ઠા તથા ત્રીજા ધોરણમાં અભ્યાસ કરે છે અને દોલતરામભાઇનો ઇરાદો તેમને પણ ગ્રેજ્યુએટ બનાવવાનો છે,

શ્રીયુત દોલતરામે લોકોની નિંદા અને વિરૂદ્ધતા હોવા છતાં પોતાનાં વડાં પુત્રીને બી. એ. સુધી ભણાવેલાં છે, અને હજુ બીજી બે પુત્રીઓનો અભ્યાસ પણ તેમણે ચાલુ રખાવ્યો છે.

શ્રીયુત દોલતરામભાઈ પોતાની હુશિયારી અને લાયકાતથી સને ૧૯૧૫ માં શાહપુર જીલ્લા તરફથી મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર તરીકે ચુંટાયેલા છે.

## શ્રીમતી ગજરાબ્હેન દોલતરામ વકીલ. બી. એ.

### પહેલાં જૈન ગ્રેજ્યુએટ બાનુ.

શ્રીયુત દોલતરામ ઉમેદરામ વકીલનાં પુત્રી શ્રીમતી ગજરાબ્હેનનો જન્મ સંવત ૧૯૫૧ના ફાગણ શુદ ૧૧ ને ગુરૂવાર સને ૧૮૯૫ ના માર્ચ માસની ૮ મી તારીખે અમદાવાદ શહેરમાં થયો હતો. અમદાવાદના પ્રસિદ્ધ ગૃહસ્થ શેઠ અંબાલાલ સારાભાઇનાં ધર્મપત્ની શ્રીમતી સરલાદેવી અને શ્રીમતી ગજરાબ્હેન બાલપણમાં સ્નેહી હોવાથી તેઓ બન્નેએ એકજ દિવસે તેમની પ્રાથમિક કેળવણી શાહપુર મિશન સ્કૂલમાં શરૂ કરી હતી. ગુજરાતી ત્રણ ચોપડી પુરી કરી તેઓ બન્ને એકજ દિવસે અંગ્રેજી શિક્ષણ માટે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજની હાઇસ્કૂલમાં દાખલ થયાં હતાં.

એ બન્ને બ્હેનોના પિતાને પ્રથમથીજ પોતાની પુત્રીઓને યોગ્ય કેળવણી આપવાનો ઇરાદો હતો, અને તેથી તે મુજબ તેમણે શરૂઆત પણ કરી હતી પરંતુ બ્હેન સરલાદેવીનું લગ્ન અંબાલાલ શેઠ સાથે થવાથી તેમને પોતાનો અભ્યાસ બંધ કરવો પડયો હતો, પરંતુ બ્હેન ગજરાનો અભ્યાસ ચાલુ રહ્યો હતો. તેમણે સને ૧૯૧૧ માં પોતાની સોળ વરસની ઉમરે પહેલેજ વરસે મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, અને ત્યારબાદ ગુજરાત કોલેજમાં દાખલ થઈ દરેક પરિક્ષા પહેલેજ વરસે પસાર કરી સને ૧૯૧૬ માં પોતાની વીસ વરસની વયે બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી.

લોકોની નિંદા તથા ચર્ચાની દરકાર રાખ્યા વગર ઉત્સાહપૂર્વક પોતાનો અભ્યાસ જારી રાખી શ્રીમતી ગજરાબ્હેન આખા હિંદમાં જૈન કોમમાં પહેલાં ગ્રેજ્યુએટ તરીકે બહાર પડયાં છે. સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરી પછી પંદર વરસે ગુજરાતમાં ગ્રેજ્યુએટ થનાર આ બ્હેન છે.



**શ્રીમતી ગજરાબ્હેન દોલતરામ. બી.એ.**
પહેલાં જૈન ગ્રેજ્યુએટ બાનુ.



**રા. રા. દોલતરામ ઉમેદરામ.**
વકીલ

# સ્વ. શેઠ લહેરાભાઈ મલીચંદ જેચંદ.

સ્વ. શેઠ લહેરાભાઈ જ્ઞાતે દશા શ્રીમાળી વાણીઆ હતા, એમનો જન્મ સંવત ૧૮૯૧ માં થયેલો હતો, એમના પિતા મલીચંદ જેચંદ ઘણાજ પ્રખ્યાત ગૃહસ્થ હતા અને કેટલાક રજવાડાઓમાં તેઓ સારૂં માન ધરાવતા હતા.

શ્રીયુત લહેરાભાઇએ જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કરેલો હતો અને ન્હાની ઉમરથી તેઓ પોતાના પિતાની ચાલતી પેઢીમાં જોડાઈ ગયા હતા, એ પેઢીનું કામકાજ ખરીદીનું તથા રજવાડાઓની સાથે ધીરધારનું હતું.

લહેરાભાઇને બીજા ચાર ભાઇઓ હતા, જે બધા એમના કરતાં ન્હાની ઉમરનાં હતા, અને તેમના પિતા શેઠ મલીચંદ જેચંદ પાછલી જીંદગી ધર્મ ધ્યાનમાં ગાળતાં હોવાથી પેઢીના કામકાજમાં ભાગ લેતા નહોતા. એટલે કામ કાજનો સર્વ બોજો લહેરાભાઈ માથે હતો.

શ્રીયુત લહેરાભાઇએ પોતાની પેઢીના કામકાજનો સર્વ બોજો સંભાળી લીધેલો હતો અને પ્રશંસાપાત્ર રીતે પોતાનું કામ તેઓ ચલાવતા હતા, પોતાની અક્કલ હુશિયારી અને જાત મહેનતથી તેમણે પોતાની મિલકતમાં ઘણોજ વધારો કરેલો હતો; એટલુંજ નહિ પણ કેટલાક રજવાડાઓની પ્રીતિ પણ તેમણે સંપાદન કરેલી હતી. ખાસ કરીને ધ્રાંગધ્રાના રાજકુટુંબની સાથે તેમને વધારે પડતો સબંધ હતો, અને એ રાજનાં કેટલાંક કાર્યો તેમણે કરેલાં હતાં.

વ્યવહારિક બાબતોમાં તથા વેપારનાં કામકાજમાં લક્ષ આપવા સાથે પોતાના ધર્મનાં કાર્યોમાં તથા પરોપકારનાં કાર્યોમાં પણ લહેરાભાઈ સારૂં લક્ષ આપતા હતા, તેઓ સ્થાનકવાસી સંઘના અગ્રેસર હતા અને સંઘની બનતી સેવા પોતાની હૈયાતી સુધી બજાવેલી હતી, એટલુંજ નહિ પણ પોતાના પુત્રોને પણ સંઘના સેવા કરવા સાથે પોતાના ધર્મમાં ચુસ્ત રહેવાની ભલામણ તેઓએ કરેલી હતી. તે ઉપરાંત સંવત ૧૯૫૬ ના ભયંકર દુષ્કાળ વખતે અમદાવાદના પાંજરા પોળની ગાયો તથા ખોડાં ઢોરની પણ તેમણે બનતી સેવા કરેલી હતી. સ્વ. શેઠ મનસુખભાઈ ભગુભાઈ તથા સ્વ. નગરશેઠ મણિભાઈ પ્રેમાભાઈની સાથે સામેલ રહીને એ કાર્યમાં તેમણે ઘણીજ મહેનત લઈ સારી મદદ કરેલી હતી.

સંવત ૧૯૫૯ માં લહેરાભાઈ શેઠના સુર્વ ભાઇઓ જુદા પડયા હતા, એ વખતે લહેરાભાઈ શેઠે સર્વને પોતપોતાનો હિસ્સો આપી દઈ સંતુષ્ટ

કરેલા હતા, એમના ભત્રીજાઓ શેઠ જેસંગભાઈ ઉજમશી તથા શેઠ આત્મારામ માણેકલાલ વિગેરે હજુ પણ અંતઃકરણ પૂર્વક લહેરાભાઈ શેઠનો આભાર માને છે.

શ્રીમાન શેઠ લહેરાભાઈ સંવત ૧૯૫૮ માં ૬૮ વરસની ઉમરે સ્વર્ગવાસી થયા હતા, તેમના ખેદજનક અવસાનથી લગભગ આખા અમદાવાદ શહેરમાં હડતાલ પાડવામાં આવી હતી. તેમની પાછળ જ્ઞાતિભોજન વિગેરેમાં સારૂં ખર્ચ કરવા ઉપરાંત બીજાં દાન પુન્યમાં પણ લગભગ પાંચ હજાર રૂપિયાનું ખર્ચ કરવામાં આવ્યું હતું.

લહેરાભાઈ શેઠને સંતતિમાં એકે પુત્ર નહિ હોવાથી તેમણે પોતાની પુત્રી દિવાળીબાઈના બે પુત્રો કચરાભાઈ તથા વાડીલાલભાઈને પોતાની હૈયાતીમાં દત્તક લીધેલા હતા.

શ્રીયુત શેઠ કચરાભાઈનો જન્મ સંવત ૧૯૩૮ માં થયેલો હતો, તેમણે ખપ જોગો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કરીને પંદર વરસની ન્હાની ઉમરે પોતાના પિતાની પેઢીનો વહિવટ સંભાળી લીધેલો હતો. હાલ પણ તેઓ તથા તેમના નાનાભાઈ વાડીલાલ બન્ને એજ કામ કરે છે.

શ્રીયુત કચરાભાઈ ઘણા બાહોશ અને મિલનસાર ગૃહસ્થ છે, અને વ્યાપારનાં કાર્યમાં સારી હુશિયારી બતાવવા સાથે પોતાના પિતાની માફક ધર્મનાં કાર્યોમાં પણ સારૂં ધ્યાન રાખે છે, સ્થાનકવાસી સંઘના તેઓ પણ આગેવાન છે, અને પોતાના પિતાની માફક સંઘની સારી સેવા બજાવે છે.

શ્રીયુત કચરાભાઈ સ્વભાવે શાન્ત, મિલનસાર અને દયાળુ વૃત્તિના છે, ભવિષ્યમાં પરોપકારનાં બનતાં કાર્યો કરવાની તેમની ઇચ્છા છે, તેમની એ ઇચ્છા પરમાત્મા પાર પાડે અને તેઓ પણ તેમના પિતાના જેવા પ્રખ્યાત અને પ્રતાપી નિવડે એવી અમારી શુભેચ્છા છે.



# રા. રા. અનંત રામચંદ્ર કવડે.

અમદાવાદના પ્રથમ પંક્તિના અને પ્રખ્યાત ફોટોગ્રાફર મી. કવડે જ્ઞાતે દક્ષિણી બ્રાહ્મણ છે, એમનો જન્મ સંવત ૧૯૨૫ માં મહારાષ્ટ્રના જુન્નર તાલુકામાં આવેલ હીવરે નામના ગામમાં થયેલો હતો. એમના પિતાની સ્થીતિ ઘણીજ ગરીબ હતી, અને એ કુટુંબમાં કેળવણીના કંઈ પણ સંસ્કારોનું નામ નિશાન પણ હતું નહિ.

મી. કવડેના વિચારો બચ્ચપણથીજ ઘણા ઉન્નત હતા, અને પોતાની ભવિષ્યની જીંદગી એવી સ્થીતિમાં ગુજારવાની તેમની ઈચ્છા નહોતી, ગમે તે રીતે પોતાનો ઉદય કરવો, અને સારી સ્થીતિએ પહોંચવું એ તેમની આકાંક્ષા હતી, અને તેથી બાર તેર વરસની ન્હાની ઉમરે તેઓ પોતાની જન્મભૂમિ, ઘરબાર અને માતાપિતાનો ત્યાગ કરી ચાલી નિકળ્યા હતા, અને નાસિક તથા પુનામાં રહી ભિક્ષાવૃત્તિ કરી મધુકરી માગી લાવી તેનાથી પોતાના ઉદરનું પોષણ કરી તેમણે પોતાનો અભ્યાસ શરૂ કર્યો હતો.

આવી મુશિબત ભરેલી સ્થીતિમાં રહીને તેમણે મરાઠી છ ધોરણ અને અંગ્રેજી પાંચ ધોરણ સુધીનો અભ્યાસ કરેલો હતો. ત્યાર બાદ અઢાર વરસની ન્હાની ઉમરે તેઓ ધંધાની શોધ માટે મુંબઈમાં આવેલા હતા, અને ત્યાંથી વડોદરામાં આવતાં ત્યાંના પ્રખ્યાત ફોટોગ્રાફર મી. શમસુદીનને ત્યાં તેઓ નોકરી માટે ગયેલા હતા; ત્યાં તેમને પાંચ રૂપિયાના પગારની ઝાડુ વાળવાની તથા દુકાન સાફ રાખવાની નોકરી મળેલી હતી.

મી. શમસુદીનની ફોટોગ્રાફની એક બીજી દુકાન અમદાવાદમાં પણ હતી, વડોદરામાં મી. કવડેએ થોડો વખત કામ કર્યા પછી તેમને અમદાવાદ લાવવામાં આવેલા હતા.

મી. કવડેએ શમસુદીન ફોટોગ્રાફરને ત્યાં કરેલી નોકરી દરમ્યાન તેમણે પોતાની નૈસર્ગિક શક્તિ, ખંત અને સતત મહેનતને લીધે ઘણાજ થોડા વખતમાં ફોટોગ્રાફીનું સારૂં જ્ઞાન સંપાદન કરી લીધું, અને મી. શમસુદીન પણ તેમની કુશળતાથી વિસ્મય થઈ ગયા હતા.

ફોટોગ્રાફના કામનો પોતાને જોઈએ તેવો અનુભવ મળી જવાથી મી. કવડેએ પોતે પોતાની જુદી સ્વતંત્ર દુકાન ઉઘાડી અને પોતાની આવડત તથા

સારા કામના પ્રભાવે થોડાજ વખતમાં અમદાવાદમાં એક પ્રસિદ્ધ ફોટોગ્રાફર તરીકે પંકાવા લાગ્યા. *

અમદાવાદના પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થોને, યુરોપીયન અમલદારોને, વડોદરાના રાજકુટુંબને, ગુજરાતના નાના મોટા રજવાડા તથા સરદારોને તેમજ મુંબઈ ઈલાકાના ગવર્નરને મી. કવડેએ પોતાનાં ઉત્તમ કામથી ખુશી કરી તેમની ઘણીજ સારી પ્રસન્નતા મેળવેલી છે; એટલુંજ નહિ પણ તેમની હુશિયારીથી ઈ. સ. ૧૯૧૨ માં તેમની ગવર્નરના ફોટોગ્રાફર તરીકે ખાસ નિમનોક થયેલ છે, તેમજ જુદાં જુદાં પ્રદર્શનો તરફથી તેમને સોના, રૂપાના તથા ધાતુના ચાંદો, તેમજ કેટલાંક સારાં સર્ટિફીકેટો મળેલાં છે.

હાલમાં મી. કવડે અમદાવાદમાંજ રહે છે, તેઓ એક પ્રથમ પંક્તિના ફોટોગ્રાફર ગણાય છે અને તેમનું કામ પણ ઘણું સારૂં થાય છે.

મી. કવડે દક્ષિણી ગૃહસ્થ હોવા છતાં બધાઓની સાથે સારી રીતે હળી-મળી ગયેલા છે, અને તેઓ સ્વભાવે શાન્ત અને મળતાવડા છે. તેમના કાર્યમાં તેમને સર્વદા વિજય મળે એવી અમારી શુભેચ્છા છે.



રા. રા. અનંતરાવ રામચંદ્ર કવડે

અમદાવાદના પ્રખ્યાત ફોટોગ્રાફર.



શ્રીયુત શિવાભાઇ મોતીભાઇ પટેલ.

# શ્રીયુત શિવાભાઈ મોતીભાઈ પટેલ.

## બી. એ. એલ્. એલ્. બી.

• શ્રીયુત શિવાભાઈ જ્ઞાતે લેઉવા પાટીદાર છે, એમનું મૂળ વતન વડોદરા રાજ્યના સોજીત્રા ગામમાં છે, તેમનો જન્મ સને ૧૮૭૦ ના જુલાઈની ૨૦ મી તારીખે થયેલો હતો.

તેમણે પોતાના અભ્યાસની શરૂઆત સોજીત્રાની સરકારી ગુજરાતી શાળામાં કરેલી હતી, ત્યાં ફક્ત બે વરસ અભ્યાસ કર્યા બાદ તેઓ અંગ્રેજી નિશાળમાં દાખલ થયા હતા અને અંગ્રેજી પાંચમા ધોરણથી ખાનગી અભ્યાસ કરી સને ૧૮૮૫ માં મેટ્રિકની પરિક્ષા તેમણે પસાર કરી હતી. આ ઉપરથી સમજી શકાય છે કે અભ્યાસમાં તેઓ ઘણા ચપળ અને હુશિયાર હતા.

મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા બાદ તેઓ અમદાવાદની ગુજરાત કોલેજમાં દાખલ થયા હતા અને ત્યાં પ્રિવિયસનો અભ્યાસ કરી તેઓ મુંબઈની એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયા હતા. સને ૧૮૮૯ મા બી. એ. ની પરિક્ષા તેમણે ઉંચે નંબરે પસાર કરી હતી. ત્યાર બાદ એમ. એ. ની ડીગ્રી મેળવવા માટે તેમણે અભ્યાસ શરૂ કર્યો હતો, પરંતુ કાયદાનો અભ્યાસ વધારે લાભકારક જણાયાથી એમ. એ. નો અભ્યાસ પડતો મુકી એલ્. એલ્. બી. નો અભ્યાસ શરૂ કર્યો હતો અને ૧૮૯૨ માં તેની પરિક્ષા પસાર કરી હતી.

સને ૧૮૯૩ માં તેમણે મુંબઇની હાઈકોર્ટમાં વકીલાત કરવી શરૂ કરી હતી, અને મુંબઈના જાણીતા સરકારી વકીલ શ્રીયુત વાસુદેવ જગન્નાથ કીર્તિકરના ઑનરરી આસીસટન્ટ નિમાયા હતા. ત્યાં થોડાવખત એ ધંધાનો અનુભવ લઈ સને ૧૮૯૪ માં તેઓ અમદાવાદ આવ્યા હતા, અને ત્યારથી તેઓ અમદાવાદમાં વકીલાતનો ધંધો કરે છે. ખેડા જીલ્લાના લોકો તેમને સારી રીતે પિછાનતા હોવાથી થોડાજ વખતમાં તેમનો વકીલાતનો ધંધો સારી રીતે જામી ગયો હતો.

શ્રીયુત શિવાભાઇએ એલ્. એલ્. બી. ની પરિક્ષા પસાર કરી ત્યારે વડોદરાના નામદાર મહારાજા સાહેબે તેમને પોતાના રાજમાં પોતાની રૈયત સારી સારી નોકરી આપવા ઇચ્છા બતાવેલી, પરંતુ વકીલાતનો સ્વતંત્ર ધંધો તેમને પસંદ પડયો હતો. ખેડા જીલ્લાની ઘણી ખરી ફોજદારી દીવાની તકરારોમાં તેમને એક પક્ષ તરફથી વકીલ તરીકે પસંદ કરવામાં આવે છે.

શ્રીયુત શિવાભાઈ ગુજરાતની રાજકિય ઉન્નતિમાં સારૂં હિત ધરાવે છે, અને ખાસ કરીને સરકારની મહેસુલની રાજનીતિ તથા આર્થિક રાજનીતિ ઉપર વિશેષ ધ્યાન આપે છે, તેમજ તે સબંધે અંગ્રેજી તથા ગુજરાતી વર્તમાન પત્રોમાં વખતો વખત તેઓ લખાણ લખે છે. વસ્તીનો ૮૦ ટકા જેટલો ભાગ ખેતી ઉપર આધાર રાખે છે અને તેથી સરકારની મહેસુલની રાજનીતિ ઉપર રૈયતના સુખ દુઃખનો ઘણો આધાર છે, એવી તેમની માન્યતા છે.

વડોદરાના નામદાર ગાયકવાડ સરકારે જાણીતા દેશભક્ત મી. રમેશચંદ્ર દત્તને વડોદરા રાજ્યમાં સુધારો કરવા બોલાવેલા તે વખતે વડોદરાની પ્રજાની કેટલીએક મુદ્દાની હાડમારીઓ શ્રીયુત શિવાભાઇએ તેમને નિવેદન કરી હતી, તેમજ ટાઇમ્સ ઑફ્ ઈન્ડીયા વિગેરે પત્રો મારફત કેટલાક લેખ લખીને શિવાભાઇએ વડોદરા રાજ્યના ખેડૂતોની દુઃખદાયક સ્થિતિ દત્ત સાહેબને નિવેદન કરી હતી, જેના પરિણામે નામદાર ગાયકવાડ સરકારે પ્રજાને કેટલાક લાભ આપ્યા હતા.

શ્રીયુત શિવાભાઈ ઈન્ડીયન નેશનલ કોંગ્રેસ અને તેને લગતી આ શહેરની હિલચાલોમાં પણ ઘણું ધ્યાન આપે છે, અને છેલ્લાં બાર વરસથી તેઓ આ શહેરની જાણીતી ગુજરાત સભાના સેક્રેટરી તરીકે કામ કરે છે.

ઈ. સ. ૧૯૧૦ ની સાલ ગુજરાતમાં મીલ ઉદ્યોગને માટે મુશિબત ભરેલી હતી, અને તે વખતે નડીયાદમાં આવેલી નડિયાદ સ્વદેશી મીલની સ્થિતિ ઘણી ગુંચવણમાં આવી ગઈ હતી, તે વખતે તે મીલને ફડચામાં લઈ જવામાં અને પરિણામ ગરીબ લેણદારોના લાભમાં આવે તેવો પ્રયત્ન કરવામાં શ્રીયુત શિવાભાઇએ આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

શ્રીયુત શિવાભાઈ અમદાવાદના એક આગેવાન શહેરી અને બાહોશ વકીલ તરીકે અમદાવાદમાં સારી રીતે પ્રખ્યાત છે, તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને ઘણાજ સાદા તથા દયાળુ વૃત્તિના છે.

પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખે અને લોક હિતનાં અનેક શુભ કાર્યો તેમના હસ્તે થાય એવી અમારી શુભેચ્છા છે.

# સ્વ. શેઠ મગનલાલ જયચંદ.

સ્વ. શેઠ મગનલાલભાઈ જ્ઞાતે વીસા પોરવાડ મેસરી વાણીયા હતા, એમનો જન્મ સંવત ૧૯૦૪ ના અસાડ વદ ૬ ને સોમવારના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો. જન્મ સમયે તેમના પિતાની આર્થિક સ્થિતિ સાધારણ હતી.

શ્રીયુત મગનલાલભાઇએ ખપ જોગો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કરેલો હતો, અને ૧૭ સત્તર વરસની ઉમરે તેઓ રૂ. ૨૦) વીસના પગારથી એક બેંકની નોકરીમાં જોડાયા હતા. પરંતુ ટુંક મુદતમાં એ બેંક બંધ થવાથી તેઓ પોલીસ ખાતામાં દાખલ થયા હતા.

નિર્વાહનું સાધન પ્રાપ્ત કરવાને મગનલાલભાઈ પોલીસ ખાતામાં દાખલ થયા ખરા, પરંતુ કુદરતી વ્યાપારી મગજ વાળા એ ગૃહસ્થને એ ખાતું બિલકુલ પસંદ પડયું નહિ, અને તેથી બીજી કોઈ નોકરીની શોધ કરતાં અત્રેની વિટ્ટલ સાહેબની કંપનીમાં રૂ. ૫૦) પચાસના પગારની નોકરી તેમને મળી.

એ નોકરીમાં દાખલ થયા પછી મગનલાલભાઇએ પોતાની દીર્ઘ દૃષ્ટિ અને કાર્ય કુશળતાના પ્રભાવે ટુંક વખતમાંજ વિટ્ટલ સાહેબની પ્રીતિ સંપાદન કરી અને તેમની હુશિયારી જોઇને વિટ્ટલ સાહેબે પણ તેમના પગારમાં વધારો કરી ૧૦૦) સો રૂપિયાનો પગાર કરી આપ્યો તથા નફામાં અમુક કમીશન આપવાનો પણ ઠરાવ કર્યો.

ત્યારબાદ થોડે વખતે ભરૂચમાં મેસર્સ ગ્રીવઝ કોટનની એજન્સી નીચે ચાલતી આલબર્ટ અને આલફ્રેડ મીલોમાં નુકશાન જવાથી તે હરેરાજ થતાં તે મીલો શ્રીયુત મગનલાલભાઈએ શેઠ જીભાઈ નામના એક ગ્રહસ્થની સાથે સામેલ રહી ખરીદ કરી અને પાછળથી તેમાં શાળખાતું વધારી મીલો સારી સ્થિતિમાં ચાલુ કરી. ત્યાર બાદ તેઓ મીલ ઉદ્યોગમાં તથા રૂના વ્યાપારમાં સારો ભાગ લેવા માંડયા, અને કેટલીક જગ્યાએ પોતાનાં જીન તથા પ્રેસ ચાલુ કર્યા.

ઈ. સ. ૧૮૯૪ માં તેમણે અમદાવાદમાં પોતાની સ્વતંત્ર એજન્સી નીચે "સ્વદેશી" નામની મીલ સ્થાપન કરી, અને ઈ. સ. ૧૯૧૨ માં વિરમગામની ન્યુ મીલ ફડચામાં ગઈ તે પણ પોતાને માટે ખરીદ કરી તેમાં યોગ્ય સુધારો વધારો કરી પોતાની એજન્સી નીચે ચાલુ કરી, અને પોતા પર ઉપકાર કરનાર તથા પોતાને ઉંચે દરજ્જે ચડાવનાર પોતાના શુભેચ્છક આલફ્રેડ ટી. વિટ્ટલના નામનું સ્મરણ રાખવા માટે તેનું આલફ્રેડ મીલ એવું નામ પાડયું.

શ્રીયુત મગનલાલભાઇએ ૨૦) વીસ રૂપિયાના પગારથી પોતાનું જીવન શરૂ કર્યું હતું, અને ગુજરી ગયા ત્યારે ત્રણ મીલો, કેટલીક જીનીંગ ફેકટરીઓ તથા લાખો રૂપિયાના તેઓ સ્વામી હતા, એ બધું તેમણે જાત મહેનત તથા પોતાની અક્કલ હુશિયારીથી સંપાદન કર્યું હતું.

પુષ્કળ પૈસો પ્રાપ્ત થવા છતાં મગનલાલભાઇએ પોતાની રહેણી કરણીમાં કંઈ પણ ફેરફાર કર્યો નહોતો, જીવનની શરૂઆતમાં તેમની જે સાદાઈ અને સુશિલતા હતી તેજ પોતાના અંત પર્યંત તેમણે જાળવી રાખી હતી.

શ્રીયુત મગનલાલભાઈ દિલના દયાળુ અને પરમેશ્વર પ્રત્યે શ્રદ્ધાળુ હતા, અને પોતે વ્યાપાર કુશળ હતા તેમજ ભક્તિવાન પણ હતા. નવીન સ્નેહ બાંધવાને પછાત રહેતા, પણ જુનો સ્નેહ પૂર્ણ પ્રેમથી નિભાવી રાખતા, દાન પુન્ય તેઓ સારી રીતે કરતા, પણ ગુપ્ત સખાવતના પોતે હિમાયતી હોવાથી કોઈ જાણે નહિ તેમ તે કરતા. મીલ ઉદ્યોગમાં તેઓ એટલા બધા કુશળ હતા કે એ બાબતમાં અનેક ગૃહસ્થો તેમની સલાહ લેવા આવતા.

વ્યાપારની બાબતમાં સંપૂર્ણ લક્ષ આપી પુષ્કળ પૈસો પેદા કરવાની સાથે મગનલાલભાઇએ પરોપકારની બાબતમાં પણ સારૂં લક્ષ આપેલું હતું અને વીરમગામમાં વિટ્ટલ હોસ્પીટલ, તથા સંસ્કૃત પાઠશાળા તેમણે સ્થાપેલ હતાં, તે શિવાય એક હાઈસ્કૂલ સ્થાપન કરવાનો તેમનો ઈરાદો હતો, અને તેને માટે તેમણે એક રકમ જુદી કાઢી રાખી હતી. તેમની એ ઈચ્છા તેમની હૈયાતીમાં પાર પડી નહોતી, પરંતુ પાછળથી તેમના પુત્રોએ પોતાના પિતાની એ ઇચ્છા પાર પાડી છે અને ઇ. સ. ૧૯૧૭ માં વીરમગામમાં રૂ. ત્રીસ હજાર ના ખરચે તેમણે પોતાના પિતાના નામથી હાઈસ્કૂલ ખુલ્લી મુકાવેલ છે.

શ્રીયુત શેઠ મગનલાલભાઈ પોતાની પાછળ ત્રણ પુત્રો મુકી સંવત ૧૯૬૯ માં ૬૫ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા. તેમના પુત્રોનાં નામ નગીનલાલભાઈ, મણિલાલભાઈ તથા નાનાલાલભાઈ છે. તેઓ પોતાના પિતાએ સ્થાપેલ મીલ ઉદ્યોગ સારી રીતે ચલાવે છે. તેઓ બધા પણ લાયક ગૃહસ્થો છે.



૨૧. શેઠ મગનલાલ જયચંદ



શેઠ નગીનલાલ મગનલાલ જયચંદ.

# શેઠ નગીનલાલ મગનલાલ જયચંદ.

શેઠ નગીનલાલભાઈ જ્ઞાતે વીસા પોરવાડ મેસરી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૨૭ ના ફાગણ વદ ૫ ના રોજ થયો હતો.

ગુજરાત કોલેજમાં પ્રિવિયસ સુધી અભ્યાસ કરી તેઓ પોતાના પિતાએ સ્થાપેલ મીલ ઉદ્યોગમાં જોડાઇ ગયા છે, અને એ ઉદ્યોગ કુશળતાપૂર્વક તેઓ ચલાવે છે.

પોતાના પિતાએ સ્થાપેલ મીલો તથા જીનીંગ ફેક્ટરીઓનો વહીવટ કુશળતાપૂર્વક કરવા ઉપરાંત તેમણે અમદાવાદમાં એક બીજી મીલ પણ ખરીદ કરેલ છે, અને તે શિવાય કેટલીક જીનીંગ ફેક્ટરીઓ પણ તેમણે સ્થાપેલ છે.

શેઠ નગીનલાલભાઇને મણીલાલભાઈ તથા નાનાલાલભાઈ નામના બીજા બે ભાઈઓ છે, જેમાંના મણીલાલભાઈ અમદાવાદની બે મીલોનો વહીવટ ચલાવે છે, અને નગીનલાલભાઈ તે ઉપર દેખરેખ રાખવા ઉપરાંત ભરૂચ તથા વીરમગામની પોતાની મીલો તથા જુદાં જુદાં ગામોમાં આવેલી ઘણી જીનીંગ ફેક્ટરીઓનો વહીવટ ચલાવે છે.

આટલાં બધાં કારખાનાંઓની દેખરેખ તેમને રાખવી પડે છે, તે છતાં તેઓ એ બધાં કામને પહોંચી વળે છે, અને આવા પ્રકારની તેમની કુશળતા ખરેખર પ્રશંસાપાત્ર છે. તે ઉપરાંત પરલોકનું પોતાનું સાધન કરવાના હેતુથી સંતસમાગમમાં પણ તેઓ પોતાનો કેટલોક વખત વ્યતિત કરે છે.

શ્રીયુત નગીનલાલભાઈ ઘણા ઉદાર, ઉત્સાહી, સાદા, ધર્મિષ્ટ, દીર્ઘદૃષ્ટિવાળા અને બાહોશ સદ્‌ગૃહસ્થ છે, પોતાનો ધંધો કુશળતાપૂર્વક કરવાની સાથે ધર્મનાં અને પરોપકારનાં કાર્યોમાં પણ તેઓ સારૂં લક્ષ રાખે છે, વ્યાપારી વર્ગમાં તથા જનસમાજમાં પોતાના માયાળુ સ્વભાવ પરોપકારી વૃત્તિ, વ્યાપારી કુનેહ તથા બીજા સદ્‌ગુણોને લીધે તેઓ સારી પ્રતિષ્ટા ધરાવે છે. જો કે તેઓ એક ગર્ભ શ્રીમંત ગૃહસ્થ છે, છતાં પણ તેમણે પોતાના પિતાએ મેળવેલ દ્રવ્યમાં વધારો કરેલો છે, તેમજ પોતાના ધંધાને પણ સારી રીતે ખંતથી ચલાવે છે.

પોતાના પિતાની ઇચ્છા પાર પાડવાના ઉત્તમ ઉદ્દેશથી તેમણે હાલમાંજ વીરમગામમાં પોતાના પિતાના નામની અંગ્રેજી હાઇસ્કૂલ બંધાવી ખુલ્લી મુકાવેલ છે. આવા ઉદાર અને પરોપકારી સદ્‌ગૃહસ્થને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને ભવિષ્યમાં તેમના હસ્તે અનેક લોકોપયોગી કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# સ્વ. શેઠ હઠીસીંગ કેસરીસીંગ.

જે પ્રતાપી અને પુન્યશાળી નરરત્નોના પ્રભાવે અમદાવાદ રાજનગર કહેવાયું છે, તે નરરત્નોમાં સ્વ. શેઠ હઠીસીંગ મુખ્ય છે, એમનો જન્મ અમદાવાદ શહેરમાંજ સંવત ૧૮૫૨ માં થયેલો હતો. એમના પિતા રેશમ તથા કિરમજનો ધંધો કરતા હતા અને ગુજરી ગયા ત્યારે ચાલીસેક હજારની મિલ્કત મુકી ગયા હતા.

હઠીસીંગ શેઠે અફીણના વેપારમાં લાખો રૂપિયા પેદા કર્યા હતા, અને એ પૈસાનો તેમણે સારી રીતે વ્યય પણ કર્યો હતો, તેમનું પ્રથમ લગ્ન અત્રેના સુપ્રસિદ્ધ નગરશેઠ હિમાભાઈનાં પુત્રી રૂક્ષ્મણી શેઠાણી સાથે થયું હતું, પરંતુ તેમની આંખે જખમ થવાથી નગરશેઠ હિમાભાઇએ પોતાની બીજી પુત્રી પ્રસન્ન બ્હેનને તેમની વેરે પરણાવ્યાં હતાં, તેમનો પણ ટુંક વખતમાં સ્વર્ગવાસ થવાથી હઠીસીંગ શેઠ ભાવનગર પાસેના ઘોઘા ગામનાં હરકુંવર શેઠાણીને પરણ્યા હતા.

હઠીસીંગ શેઠે સખાવતનાં ઘણાં કાર્યો કરેલાં છે, અને પરોપકારનાં કાર્યોમાં લાખો રૂપિયા તેમણે ખરચેલા છે. અમદાવાદની સીવીલ હોસપીટલમાં, ઘર આગળ દેરાસર બંધાવવામાં તથા દિલ્લી દરવાજા બહાર વાડી બંધાવવામાં, મોટા મોટા સંઘો કાઢવામાં, કુટુંબીઓને મદદ આપવામાં તથા ગરીબ માણસોને સહાયતા કરવામાં તેમણે ઘણો પૈસો વાપરેલો છે. તેમના હસ્તે થયેલી જાહેર સખાવતની નોંધ લગભગ ૨૫) પચીસ લાખ રૂપિયાની થાય છે, તે ઉપરાંત જ્ઞાતિમાં, સંઘમાં તથા કુટુંબમાં આપવામાં લાખો રૂપિયા ખરચેલા તે જુદા. દેશાવરથી જાત્રા માટે નિકળેલા જેટલા સંઘ અમદાવાદ શહેરમાં આવતા તે તમામ સંઘને શેઠ હઠીસીંગ કેસરીસીંગ, નગરશેઠ હિમાભાઈ તથા શેઠ કરમચંદ પ્રેમચંદ જમાડતા નોકારશીમાં શ્રાવક ભાઇઓને જમવાની થાળીઓ પણ એ ત્રણ શેઠીયાઓએ બનાવી આપેલ છે. જે હજુ પણ વપરાય છે. હઠીસીંગ શેઠનું સરકારમાં પણ ઘણુંજ માન હતું, તે વખતના અમદાવાદના કલેકટર હેડો સાહેબની સાથે તેમને પ્રીતિ હતી અને તેથી તેમણે જાતે આવીને શેઠની બહારની વાડીના બંગલાનો પાયો નાખેલો હતો; એટલુંજ નહિ પણ એક વખતે તેઓ મુંબાઈ ગયેલા ત્યારે મુંબઈના ગવર્નરે પણ તેમની મુલાકાત લીધી હતી.

હઠીસીંગ શેઠે દિલ્લી દરવાજા બહાર જે વાડી બંધાવેલ છે, તે ઘણીજ ભવ્ય અને જોવા લાયક છે, એ વાડીમાંનાં દેરાસર પાછળ લગભગ ૧૨ લાખ, તથા બંગલો, હઠીપરૂં અને ધર્મશાળા વિગેરેની પાછળ ત્રણ લાખ તથા અંજનસલાકા નામની ધાર્મિક ક્રિયા કરવામાં રૂ. છ લાખનો ખર્ચ થયાનું કહેવાય છે, એ અંજનસલાકા થઈ તે વખતે દોઢ લાખ માણસ એકઠું થયું હતું અને જમણનો શીરો ભરવા માટે મોટાં વાસણોની સગવડ નહિ થવાથી મોટા મોટા હવાડા ચણીને તેમાં શીરો ભરેલો હતો, જે હવાડા હાલ ઢોરને પાણી પીવાના ઉપયોગમાં આવે છે. આ પ્રતાપી અને પરોપકારી પુરૂષ પોતાની પાછળ કાંઈ પણ સંતતિ મુક્યા શિવાય સંવત ૧૯૦૧ ના શ્રાવણ સુદ ૫ ને શુક્રવારે લગભગ ૫૦ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

# શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા.

શ્રીયુત નર્મદાશંકરભાઈ જ્ઞાતે સાઠોદરા નાગર છે, એમનો જન્મ સને ૧૮૭૧ ના ઓગષ્ટ માસની ૨૩ મી તારીખે થયો હતો, એમના પિતા શ્રીયુત દેવશંકર નભુભાઈ સરકારમાં નોકર હતા અને ૩૮ વરસ જેટલા લાંબા સમય સુધી તેમણે સરકારની નોકરી બજાવેલી હતી, તેઓ છેવટે દસક્રોઈના મામલતદારના હોદ્દાપર હતા, તેમના માતામહ સ્વ. ઉલ્લાસરામ અર્જુનલાલ પણ મામલતદારના હોદ્દાપર હતા. નર્મદાશંકરભાઈનું ધર્મશિક્ષણ તેમના માતામહ દ્વારા સ્થપાયું હતું. એમના મામા શ્રીયુત બાલાશંકર ઉલ્લારામ કંથારીયા ગુજરાતના એક સમર્થ સાક્ષર તથા કવિ તરીકે સારી રીતે પ્રખ્યાત છે.

શ્રીયુત નર્મદાશંકરભાઈએ સને ૧૮૯૪ માં બી. એ. ની પરિક્ષા ઉંચે નંબરે પસાર કરેલી હતી અને સને ૧૮૯૫ માં તેઓ ૧૦૦) સો રૂપિયાથી ગુજરાત કોલેજના ફેલો નિમાયા હતા, અભ્યાસમાં તેઓ હુશિયાર હતા અને કેટલાંક ઈનામો તેમણે મેળવેલાં હતાં. સને ૧૮૯૪ માં ૨૦૦) રૂપિયાનું "ભાઉદાજી ઈનામ" તથા "વેદાંત સિદ્ધાંત ભેદ" નામના વિષયપર ઉત્તમ નિબંધ લખવા બદલ ૪૦૦) રૂપિયાનું "સુજ્ઞ ગોકુળજી ઝાલા વેદાંત ઈનામ" તેમણે મેળવેલાં હતાં, ત્યાર બાદ સને ૧૮૯૯ માં "અદ્વૈત બ્રહ્મસિદ્ધિ" નામના વિષયપર ઉત્તમ નિબંધ લખવા બદલ ૪૦૦) રૂપિયાનું "સુજ્ઞ ગોકુળજી ઝાલા વેદાંત ઈનામ" તેમણે મેળવેલું હતું.

શ્રીયુત નર્મદાશંકરભાઇ સને ૧૮૯૬ ના જાન્યુઆરીની ૨૪ મી તારીખે સરકારી નોકરીમાં એક કારકુન તરીકે દાખલ થયા હતા અને તે પછી પોતાની કાર્યકુશળતા, જાત મહેનત તથા ખંતથી ધીમે ધીમે ઉંચી પાયરીપર ચડતા ગયા હતા.

ઈ. સ. ૧૯૦૯ માં તેઓ ૩૦૦) રૂપિયાના પગારથી અમદાવાદના એક્ટીંગ હજુર ડેપ્યુટી કલેકટર નિમાયા હતા અને ત્યાર પછી ધીમે ધીમે ઉંચી પદવી તેમણે મેળવેલી હતી. સને ૧૯૧૦ માં અમદાવાદની મ્યુનીસીપાલીટીના ચીફ ઑફીસર તરીકે રૂ. ૩૫૦) ના પગારથી તેઓ નિમાયા હતા, તે પછી ૧૯૧૧ માં ડેપ્યુટી કલેકટર તરીકે, તે પછી ૧૯૧૫ માં ડીસ્ટ્રીકટ ડેપ્યુટી કલેકટર તરીકે, તે પછી ૧૯૧૬ માં થાણામાં કલેકટર સાહેબના પર્સનલ આસીસટન્ટ તરીકે અને સને ૧૯૧૭ માં વાંદરા મ્યુનીસીપાલીટીના ચીફ ઑફીસર તરીકે નિમાયા હતા, જે જગ્યાપર હાલ પણ તેઓ રૂ. ૬૫૦–૭૦૦) સાતસોના પગારથી નોકરી કરે છે.

આ બધી નોકરી દરમ્યાન શ્રીયુત નર્મદાશંકરભાઇએ પોતાના ઉપરી, અધિકારીઓને, સહવાસમાં આવતા સઘળા માણસોને અને જ્યાં જ્યાં તેમની નિમણુંક થતી ત્યાંની પ્રજાને સંતોષ આપી તેમની પ્રીતિ સંપાદન કરેલી હતી, તેમના સંબંધમાં તેમના જુદા જુદા ઉપરીઓએ સંતોષકારક સર્ટિફીકેટો તેમને આપેલાં છે.

સને ૧૯૦૯ માં કોચરબ પાલડીમાં સખત કોલેરા ફાટી નિકળેલો તે,વખતે એ ઉપદ્રવને અટકાવવા માટે શ્રીયુત નર્મદાશંકરભાઇએ સારો શ્રમ લીધેલો હતો, તેવીજ રીતે પ્લેગ અને દુષ્કાળના વખતમાં પણ તેમણે પરિશ્રમ લઈ પોતાથી બનતું કરેલું હતું, તેમની આવા પ્રકારની સેવાના બદલામાં નામદાર સરકાર તરફથી તેમનો ઉપકાર માનવા સાથે તેમના કાર્યની ઘટિત પ્રશંસા કરવામાં આવેલી હતી.

એક બાહોશ અને પ્રજાના હિતચિંતક અમલદાર તરીકેની શ્રીયુત નર્મદાશંકરભાઈની કારકિર્દિ ઉપર વર્ણવી, તેવીજ ઉજ્વળ કારકિર્દિ તેમની એક સાહિત્ય સેવક તરીકેની છે, નોકરીનો પ્રધાન વ્યવસાય છતાં સ્વાધ્યાય અને પ્રવચનનો તેમને અદ્યાપિ વ્યાસંગ છે. શ્રી મહાકાલ તથા સદુપદેશ શ્રેણીમાં તેમણે ગુજરાતી ભાષામાં ધર્મ તથા તત્વજ્ઞાનને લગતા ઘણા સ્વતંત્ર નિબંધો લખ્યા છે, તે ઉપરાંત અંગ્રેજીમાં "પ્રણવની ભાવનાનો વિકાસ સંસ્કૃત વાંગમયમાં શી રીતે થયો છે?" તે સંબંધમાં એક નિબંધ "સંસ્કૃત રિસર્ચ"માં લખ્યો છે. તેમના તરફથી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં ૧) સતી નાટકનું ગુજરાતી ભાષાંતર ૨) શ્રુતિ સારનું ગુજરાતી ભાષાંતર અને ૩) વેદાંત સિદ્ધાંત ભેદ તથા ૪) અદ્વૈત બ્રહ્મસિદ્ધિ નામના વિષયોપર અંગ્રેજી નિબંધો એ મુખ્ય છે. શ્રીયુત નર્મદાશંકર ભાઈ એક વિદ્વાન લેખક તરીકે પ્રસિદ્ધ થવા કરતાં સતત અભ્યાસક રહેવામાં વિશેષ આનંદ માને છે.

શ્રીયુત નર્મદાશંકરભાઈ જાત મહેનતથી આગળ વધી ઉંચી પાયરી પર ચડેલા છે અને અધિકારમાં ઉન્નતિ મેળવવાની સાથે તેમણે સારી આબરૂ પણ મેળવેલી છે, છતાં પણ તેમનું નિરભિમાનપણું, સાદાઈ અને સૌજન્યતા ખરેખર પ્રશંસાપાત્ર છે. અધિકાર વધવા સાથે અભિમાન વધે છે અને સાદાઈ ઓછી થાય છે એવું કેટલાક માણસોના સંબંધમાં જોવામાં આવે છે, પરંતુ શ્રીયુત નર્મદાશંકરભાઈના સંબંધમાં તેવું કશું નથી બન્યું તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીયુત નર્મદાશંકરભાઈને સૂર્યશંકર નામના એક બીજા ભાઇ છે, તેઓ બારીસ્ટર થયેલા છે અને તેઓ પણ તેમના જેવાજ સાદા તથા નિરભિમાની છે. શ્રીયુત નર્મદાશંકરભાઇ જેવા બાહોશ અને પ્રજાપ્રિય અમલદારને પરમાત્મા દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે લોકહિતનાં અનેક સત્કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.



શ્રીયુત આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
ગુજરાતના એક સમર્થ સાક્ષર અને અમદાવાદના આગેવાન શહેરી

# શ્રીયુત આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.

## એમ. એ. એલ્. એલ્. બી.

શ્રીયુત આનંદશંકરભાઈ જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ છે, એમનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૮૬૯ માં થયો હતો. એમના પિતા કાઠીયાવાડ એજન્સીમાં દફ્તરદાર હતા.

શ્રીયુત આનંદશંકરભાઇએ ઈ. સ. ૧૮૯૧ માં એમ. એ. ની તથા ઈ. સ. ૧૮૯૭ માં એલ્. એલ્. બી. ની પરિક્ષાઓ પસાર કરેલી હતી. અભ્યાસ માં તેઓ ઘણા ચપળ હતા અને તેથી અભ્યાસ દરમ્યાન ઈ. સ. ૧૮૮૯ માં તેમણે દક્ષિણા ફેલોશિપ પ્રાપ્ત કરેલી હતી.

ઈ. સ. ૧૮૯૩ માં તેઓ અત્રેની ગુજરાત કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે નિમાયેલા હતા, જે જગ્યાએ તેઓ હાલ પણ નોકરી કરે છે, પ્રોફેસર તરીકેની તેમની કારકિર્દિ ઘણી ઉજવળ છે, અને પોતાના અધિકારીઓ, સહવાસીઓ તથા વિદ્યાર્થીઓની પ્રીતિ તેમણે સંપાદન કરેલી છે.

ઈ. સ. ૧૮૮૫ થી લેખક તરીકે તેઓ પ્રસિદ્ધિમાં આવેલ છે, અને ત્યારથી આજ સુધીમાં અનેક રસ્તે તેમણે સાહિત્યની બનતી સેવા બજાવેલી છે. ગુજરાતના એક સમર્થ સાક્ષર તરીકે તેઓ સારી રીતે પ્રખ્યાત છે.

ઈ. સ. ૧૮૯૭ થી તેમણે "સુદર્શન" નું તંત્રીપણું સ્વીકારેલું અને ત્યારબાદ ઈ. સ. ૧૯૦૦ થી "વસંત" નામનું માસિક તેમણે શરૂ કરેલું હતું, વડોદરા રાજ્યની શાળાઓ માટે "નીતિશિક્ષણ" નામનું પુસ્તક તેમણે રચી આપેલું છે, તથા શ્રી રામાનુજાચાર્યના "શ્રી ભાષ્ય" નું ભાષાંતર પણ તેમણે તૈયાર કરી આપેલું છે, આ ઉપરાંત પ્રકીર્ણ વિષયો ઉપર પણ તેમણે ઘણું લખેલું છે, તેમની વિદ્વતા અને કુશળતાથી તેઓ એમ. એ. ની પરિક્ષામાં ગુજરાતી ભાષાના પરિક્ષક તરીકે પણ તેઓ નિમાય છે.

ગુજરાતના એક સમર્થ સાક્ષર અને કોલેજના એક બાહોશ પ્રોફેસર તરીકેની શ્રીયુત આનંદશંકરભાઈની કારકિર્દિ જેવી ઉજવળ છે, તેવીજ રીતે અમદાવાદના એક આગેવાન અને પ્રજાપ્રિય શહેરી તરીકેની તેમની કારકિર્દિ પણ તેવીજ પ્રશંસાપાત્ર છે, હાલમાં મહાત્મા ગાંધી અને મીલ માલેકો વચ્ચે જે વાંધો ઉત્પન્ન થયો હતો, તેનું છેવટનું નિરાકરણ કરવાનું કાર્ય શ્રીયુત આનંદશંકરભાઈને સોંપાયેલું છે, એજ હકીકત જનસમાજની તેમના પ્રત્યેની પ્રીતિની સાબિતીને માટે પુરતી છે.

આવા પ્રજાપ્રિય અને બાહોશ સદ્દગૃહસ્થને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે લોકહિતનાં અનેક શુભ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# નેકનામદાર સખાવતે બહાદુર સ્વ. શેઠાણી હરકુંવરબાઇ.

સ્વ. હરકુંવર શેઠાણી મૂળ ઘોઘાનાં વતની હતાં, દંતકથા એવી છે કે અમદાવાદના શેઠ હઠીસીંગ સંઘ સાથે જાત્રાએ ગયેલા ત્યારે તેમણે હરકુંવર બાઇને છાણાં થાપતાં તેમના પગમાં પદ્મ જોઈ તેમની સાથે લગ્ન કર્યાં હતાં.

હઠીસીંગ શેઠ ગુજરી ગયા ત્યારે પોતાની પાછળ ૪૦ લાખ રૂપિયાની મિલ્કત મુકી ગયા હતા, જે તેમની બૈરીઓને ભાગે વહેંચતાં હરકુંવર શેઠાણીના ભાગમાં લગભગ તેર લાખ રૂપિયા આવ્યા હતા, એ બધા રૂપિયા તેમણે ધર્માદામાં વાપરી નાખ્યા હતા. તેમના નામની કન્યાશાળા ટંકશાળમાં હજુ ચાલે છે, તે ઉપરાંત માંડવીની પોળમાં તેમણે એક દેરાસર બંધાવેલ છે, તેમજ પોતાના પતાસાની પોળ આગળ આવેલ મકાનમાં એક ચાંદીનું દેરાસર બંધાવેલ છે, સંવત ૧૯૦૫ માં પંચ તીર્થનો સંઘ કાઢી ગામોગામ થાળી સાકરનું લ્હાણું આપવામાં લગભગ ૮૫૦૦૦) રૂપિયા તેમણે ખરચેલા હતા, તે શિવાય બીજાં પણ એવાં લ્હાણાં તેમણે કરેલાં હતાં. સંવત ૧૯૧૬ માં મોટો સંઘ કાઢી તેઓ પાલીતાણે ગયાં હતાં, તે વખતે પાલીતાણાના ઠાકોર સાહેબ સુરસિંહજીનાં લગ્ન હોવાથી પોતે મોસાળું કરી ૮૦ મણ ઘી વાપરી ગામ જમાડયું હતું, તથા એક મોતીની કંઠી ઠાકોર સાહેબને ભેટ આપી હતી, જે કંઠી આજ પણ ફૈબાની કંઠી તરીકે પાલીતાણાના દફ્તરે નોંધાય છે, અને તેની કિમ્મત લગભગ રૂ. ૧૫૦૦૦) અંકાય છે, શેત્રુંજય પર્વતપર ચડતાં હીંગળાજના હડાનું ચઢાણ બહુ મુશ્કેલ હોવાથી મોટું ખર્ચ કરી ત્યાં આગળ તેમણે પગથીયાં બંધાવેલ છે, તથા પરબ સ્થાપેલ છે. સંવત ૧૯૭૪ માં ટંકશાળમાં મોટું દેરાસર તેમણે બંધાવેલ છે, તથા પતાસાની પોળમાં શ્રી હંસનાથના દેરાનો જીર્ણોદ્ધાર ૧૯૧૯ માં રૂ. પોણાલાખના ખર્ચે કરાવ્યો હતો તેમજ સંવત ૧૯૨૦ માં મોટો સંઘ કાઢી સમેતશિખરની યાત્રાએ ગએલાં, અને ત્યાં આગળ ધર્મશાળા બંધાવવા સાથે. તે તીર્થમાં ૨૦ તીર્થંકરો મોક્ષે ગયા તેની દેરીઓ ખારા પથ્થરની હતી તે ટીપ કરી આરસપહાણની બંધાવી હતી. અમદાવાદમાં રથયાત્રા નિમિત્તે એક ચાંદીનો રથ તેમણે બનાવેલ છે. આબુના ડુંગરપર દેલવાડે રૂ. ૪૦૦૦૦) ખરચી એક ધર્મશાળા બંધાવેલ છે. સંવત ૧૯૨૧ માં દુકાળ વખતે સસ્તા અનાજની દુકાન કાઢી રૂ. ૭૦૦૦૦) ખરચેલા હતા.

આવી રીતે સખાવતનાં અનેક કાર્યો તેમણે કરેલાં હતાં, તેમની સખાવતોથી પ્રસન્ન થઈ સર્વ કોઈ સદ્‌ગૃહસ્થો તથા રાજવંશીઓ તેમને માન આપતા હતા, જામસાહેબ તરફથી શિરપાવ, ગાયકવાડ સરકાર તરફથી પાલખી, મસાલ છત્ર તથા ચોબદારનો શિરપાવ અને રૂ. ૨૦૦૦) નું વર્ષાસન તથા નામદાર બ્રિટીશ સરકાર તરફથી નેક નામદાર સખાવતે બહાદુરનો સોનાનો ચાંદ તેમને મળેલો હતો. આવી પરોપકારી, હિમતવાન, ઉદાર અને બાહોશ સ્ત્રી ગુજરાતમાં બીજી ભાગ્યેજ થઈ હશે.

# સ્વ. શેઠ મનસુખભાઇ ભગુભાઈ.

સ્વ. શેઠ મનસુખભાઈ જ્ઞાતે વીસા પોરવાડ વાણીયા હતા, એમનો જન્મ સંવત ૧૯૧૧ના શ્રાવણ સુદ ૧૧ના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો, એમના પિતાની શરાફની પેઢી હતી અને તેઓ ધર્મચુસ્ત તથા પરોપકારી ગૃહસ્થ હતા.

જરૂર જોગો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કર્યા બાદ મનસુખભાઇએ વ્યાપારમાં પોતાનું મન પરોવ્યું હતું. શરૂઆતમાં તેમનો વિચાર એક વીમા કંપની ઉભી કરવાનો હતો. પણ કેટલાક પ્રતિકૂળ સંજોગોને લીધે તે વિચાર અમલમાં મુકાયો નહોતો, ત્યાર પછી સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ તથા સર નવરોજજી પેસ્તનજી વકીલની સાથે સામેલ રહી હિંદમાં ખાણો ખોદવાની પરવાનગી માગી હતી, પરંતુ તે પણ નહિ મળવાથી મીલ ઉદ્યોગ તરફ એમનું લક્ષ ખેંચાયું હતું. અને તે પરથી સંવત ૧૯૩૨ માં રૂા. પાંચ લાખની થાપણથી તેમણે એક મીલ ઉભી કરી હતી, જે મીલ સંવત ૧૯૩૪ માં ચાલુ થઈ હતી.

અમદાવાદમાં તો શું પણ આખા ઈલાકામાં એક જૈનના હાથે ઉભી થયેલી આ પહેલી મીલ હોવાથી શરૂઆતમાં તેમને ઘણી મુશ્કેલીઓ નડી હતી, તેમનાં સગાં સંબંધીઓ પણ તેમના એ વિચારથી વિરૂદ્ધ હતાં, પરંતુ મનસુખભાઈ દૃઢતાથી પોતાના એ ધંધાને વળગી રહ્યા હતા અને આગળ ઉપર તેમાં તેમણે સારી ફતેહ મેળવી હતી. અને તેથી સંવત ૧૯૩૭ માં તેમણે એક બીજી મીલ ઉભી કરી હતી. મીલ ઉદ્યોગની તેમની કુશળતાથી બીજી કેટલીક મીલોની એજન્સીઓ પણ તેમને મળેલી હતી. આ ઉપરથી સમજી શકાય છે કે મનસુખભાઇ શેઠ મીલ ઉદ્યોગમાં ઘણાજ હુશિયાર હતા.

મીલ ઉદ્યોગમાં લક્ષ આપી પુષ્કળ પૈસો પેદા કરવાની સાથે મનસુખભાઇ શેઠે ધર્મનાં, પરોપકારનાં અને જ્ઞાતિહિતનાં પણ ઘણાં કાર્યો કરેલાં હતાં, પોતાના ધર્મનાં કેટલાંક સ્થાનકો તેમણે નવાં બંધાવેલાં હતાં, કેટલાંકનો જીર્ણોદ્ધાર કરાવેલો હતો અને કેટલાકના વહીવટમાં સુધારો કરેલો હતો. ૧૯૫૬ ના ભયંકર દુકાળ વખતે અત્રેની પાંજરાપોળનાં ઢોરોની પણ તેમણે સારી સેવા બજાવી હતી, તે ઉપરાંત પોતાનાં ધર્મનાં પુસ્તકોનો પણ ઉદ્ધાર કરવાનો પ્રયત્ન તેમણે કરેલો હતો, કેળવણીને સારૂં ઉત્તેજન આપેલું હતું અને ધર્માદા દવાખાનું પણ સ્થાપેલું હતું.

પાલીતાણા સ્ટેટ અને જૈન કોમને વાંધો પડેલો તેમાં પણ તેમણે આગળ પડતો ભાગ લઈ સમાધાન કરાવવા માટે બનતો પ્રયત્ન કરેલો હતો, તેમની અનેક પ્રકારની જ્ઞાતિ સેવાઓ લક્ષમાં લઇને તેમની જ્ઞાતિ તરફથી ઈ. સ. ૧૯૦૮ માં ભાવનગર મુકામે ભરાયેલી છઠ્ઠી જૈન કોન્ફરન્સના પ્રમુખ તરીકે તેમને નિમવામાં આવ્યા હતા. આ પ્રખ્યાત અને પરોપકારી ગૃહસ્થ સંવત ૧૯૬૯ માં ૫૮ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

# શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

શ્રીયુત કેશવલાલભાઈ જ્ઞાતે સાઠોદરા નાગર છે, એમનો જન્મ ઈ. સ. ૧૮૫૯ માં બહિયલ ગામમાં થયો હતો. એમના સ્વ. મ્હોટાભાઈ હરિલાલ હર્ષદરાય ધ્રુવ એક પ્રખ્યાત ડોકટર તથા લેખક તરીકે ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે.

શ્રીયુત કેશવલાલભાઇએ ઈ. સ. ૧૮૮૨ માં બી. એ. ની પરિક્ષા પસાર કરેલી હતી, અને તેજ સાલમાં તેઓ અમદાવાદની મેલ ટ્રેનીંગ કોલેજમાં ઉપ-શિક્ષક તરીકે નિમાયા હતા, તે પછી ઈ. સ. ૧૮૮૭ માં તેઓ ભૂજની ઑલ-ફ્રેડ હાઈસ્કૂલના હેડ માસ્તર નિમાયા હતા. અને ઈ. સ. ૧૮૮૮ માં તેઓ અમદાવાદ પાછા આવેલા હતા, તે પછી ઈ. સ. ૧૮૯૪ માં તેઓ પાછા કચ્છના રાવશ્રીના કુંવર તથા કુંવરીના શિક્ષક નિમાયા હતા. ઈ. સ. ૧૯૦૨ માં અમદાવાદ હાઇસ્કૂલના ફર્સ્ટ આસીસ્ટન્ટ તરીકે નિમાયેલા અને ઈ. સ. ૧૯૦૪ માં નડીયાદ હાઈસ્કૂલના હેડ માસ્તર તરીકે નિમાયા હતા. અને ત્યાર પછી કેટલાંક વર્ષે તેઓ અમદાવાદ હાઈસ્કૂલના [illegible]ર નિમાયા હતા, એ હોદ્દાપરથી પેન્શન [illegible] તેઓ અમદાવાદમાં રહી નિવૃત્તિમાં પોતાનો વખત વ્યતિત કરે છે.

શ્રીયુત કેશવલાલભાઈ ગુજરાતના એક સમર્થ સાક્ષર અને પ્રવીણ ભાષા શાસ્ત્રી તરીકે સારી રીતે પ્રખ્યાત છે. અંગ્રેજી બીજું ધોરણ ભણતા ત્યારે તેમણે શિક્ષકની આજ્ઞાથી નિશાળ વિષે એક ચોપાઈ બનાવેલી હતી તે ઉપરથી સમજી શકાય છે કે કાવ્યશક્તિ તેમનામાં નૈસર્ગિક હતી.

શ્રીયુત કેશવલાભાઇએ ગીતગોવિંદ, મુદ્રારાક્ષસ, અમરૂશતક, વિક્રમોવર્શીય ઈત્યાદિ પ્રસિદ્ધ સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર કરી પોતાની વિદ્વત્તાની પ્રતિતિ ગુજરાતી પ્રજાને કરાવેલ છે, તે ઉપરાંત અનેક વિષયોપર છૂટા લેખો લખીને પણ ગુજરાતી સાહિત્યની બનતી સેવા તેમણે બજાવેલી છે.

નડીયાદની હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે તેઓ નડીયાદમાં રહેલા તે વખતે સુપ્રસિદ્ધ સાક્ષર ગોવર્ધનરામભાઈના પરિચયમાં તેઓ આવેલા અને એ ઉભય સાક્ષરો વચ્ચે તે સમયથી ગાઢ સ્નેહ બંધાયેલો.

ઈ. સ. ૧૯૦૫ માં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની પ્રથમ બેઠક વખતે તેમણે "વાગ્વ્યાપાર" ઉપર લેખ વાંચેલો, અને તે પછી ગુજરાત સભા સમક્ષ "પ્રેમાનંદ" ઉપર રસિક વ્યાખ્યાન આપેલું, તે પછી ઈ. સ. ૧૯૦૭ માં સાહિત્ય પરિષદ્‌ની બીજી બેઠક વખતે તેઓ તેના પ્રમુખ નિમાયેલા હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી ભાલણકૃત કાદમ્બરીનું સંશોધન પણ તેમણે કરેલું.

આવા એક પ્રખ્યાત સાક્ષરને પરમાત્મા દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે ગુજરાતી સાહિત્યની અનેક પ્રકારે સેવા થાય એવી અમારી શુભેચ્છા છે.

# શ્રીયુત વૈદ જટાશંકર લીલાધર ત્રિવેદી.

શ્રીયુત જટાશંકરભાઈ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ છે, એમનો જન્મ સને ૧૮૫૮ માં જામનગર પાસેના ધ્રોળમાં થયો હતો, તેમણે ગુજરાતી કેળવણી ધ્રોળમાં અને અંગ્રેજી કેળવણી રાજકોટની હાઈસ્કૂલમાં લીધી હતી અને ઇ. સ. ૧૮૮૦ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી. અભ્યાસમાં તેઓ કુશળ હતા અને તેથી અભ્યાસ દરમ્યાન કેટલીક સ્કોલરશીપ તેમણે મેળવેલી હતી. બીજી ભાષા તરીકે તેમણે સંસ્કૃત પસંદ કરેલ હોવાથી સંસ્કૃતનું સારૂં જ્ઞાન શાળામાંથીજ તેમણે મેળવેલું હતું.

ધંધાની શરૂઆત તેમણે લગભગ પચીસ વરસે કરેલી હતી, અને શરૂઆતમાં કાઠીયાવાડના કેળવણી ખાતાના ઈન્સપેકટરની ઑફીસમાં હેડકલાર્ક તરીકે નોકર રહેલા હતા, પાંચ વરસ એ નોકરી કર્યા પછી જામનગરની હાઈસ્કૂલમાં માસ્તર તરીકે તેઓ દાખલ થયા હતા, એ નોકરી પણ તેમણે પાંચ વરસ સુધી કરી હતી. જામનગરના તેમના નિવાસ દરમ્યાન ત્યાંના પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુભટ્ટજીની સાથે સમાગમ થયો અને તેમના સહવાસથી વૈદક શિખવા તરફ જટાશંકરભાઈની વૃત્તિ દોરાઈ. તેથી કરીને વૈદકના ગ્રંથોનો અભ્યાસ તેમણે શરૂ કર્યો.

શ્રીયુત જટાશંકરભાઈ વૈદ્યરાજ ઝંડુભટ્ટજીના કૃપાપાત્ર થવાથી શાળાની તેમની [illegible]મા મુકાવી ઝંડુભટ્ટજીએ તેમને વધારે પગાર આપી પોતાના ખાતામાં દાખલ કર્યા, અને પોતાના તરફથી ગુજરાત ખાતે મોકલ્યા.

શ્રીયુત જટાશંકરભાઈએ સને ૧૮૯૦ માં અમદાવાદ આવી દવાશાળા ખોલી, અને ચારેક વરસ સુધી એ દવાશાળાને ઝંડુભટ્ટજીની શાળાની શાખા તરીકે ચલાવી. તે પછી એ ખાતાંથી તેઓ રાજીખુશીથી છુટા થયા, અને સ્વતંત્રપણે વૈદકનો ધંધો કરવા લાગ્યા.

સને ૧૮૯૪ માં તેમણે વૈદકનો ધંધો સ્વતંત્રપણે ચાલુ કર્યો. અને તેની સાથે "વૈદ્યકલ્પતરૂ" નામનું એક વૈદક માસિક પણ ચાલતું કર્યું, જે માસિક હજુ પણ ચાલે છે, અને ગુજરાતી પ્રજાની સારી સેવા બજાવે છે. આ માસિકની વાર્ષિક ભેટ તરીકે જટાશંકરભાઈ તરફથી દર વરસે વૈદક વિષયનું એક એક ઉપયોગી પુસ્તક ભેટ તરીકે આપવામાં આવે છે, તે ઉપરાંત "ઘરવૈદું" નામનો મોટો વૈદક વિષયનો એક ગ્રંથ પણ જટાશંકરભાઇએ પ્રસિદ્ધ કરેલો છે, જે ગ્રંથની આજ સુધીમાં પાંચ આવૃત્તિઓ થયેલી છે, એજ તે ગ્રંથના લોકપ્રિયપણાનો પુરાવો છે.

દેશી વૈદ્યવિદ્યાને ખીલવવાના એમના પ્રયાસોમાં વધુ ધ્યાન ખેંચે એવું એક બીજું કાર્ય એ છે કે ઔષધો બનાવવાનું કારખાનું તેમણે સ્થાપન કરેલ છે, એમણે એ કારખાનાની સ્થાપના કરી તે વખતે એવી જાતનું એક કારખાનું માત્ર જામનગરમાં હતું, અને તે વૈદ્યરાજ ઝંડુભટ્ટજીની રસશાળા, શ્રીયુત જટાશંકરભાઇએ પોતાના કારખાનાનું નામ "ગુજરાત આયુર્વેદિક ફાર્મસી" રાખ્યું. એ કારખાનાની પ્રગતિ વખતના વહેવા સાથે ઘણી આગળ વધી છે, અને આજે તે ગુજરાતમાં પ્રથમ પંક્તિનું ખાતું ગણાય છે, તેમાં બનતી દવાઓને માટે કોંગ્રેસ તથા બીજી સંસ્થાઓ તરફથી સોના રૂપાના ચાંદ અને સારા અભિપ્રાયો મળેલા છે.

આ ફાર્મસીની સાથે ગામડાના ગરીબ લોકો માટે એક ધર્માદ દવાખાનું પણ જટાશંકરભાઇએ ખોલેલું છે, તેમજ બહાર ગામથી આવતા અન્ય દરદીઓને માટે પણ બનતી સગવડ તેમણે કરેલી છે, તે શિવાય વનસ્પતિની શોધ માટે પણ તેમણે ઘણો પ્રયાસ કરેલો છે, અને ફાર્મસીના એક ભાગમાં એક ફ્નેરા સ્થાપી છે, તે ઉપરાંત સુકાં દ્રવ્યોના નમૂનાઓનું એક સંગ્રહસ્થાન સ્થાપવાનો પણ તેમનો ઇરાદો છે. ટુંકમાં શ્રીયુત જટાશંકરભાઈનાં છેલ્લાં ૨૦ વરસો વૈદક જ્ઞાનનો પ્રકાશ અને પ્રસાર કરવાના સતત ઉદ્યોગમાં પસાર થયાં છે તે ઉપરાંત ગુજરાતમાં હિંદિ ભાષામાં લેખો લખવાની શરૂઆત પણ તેમણે કરેલી છે, અને છેલ્લાં પાંચ વરસથી તેઓ હિંદી ભાષામાં એક વૈદ્યક માસિક (હિંદી વૈદ્યકલ્પતરૂ) પ્રસિદ્ધ કરે છે. તે શિવાય ત્રણ ચાર ગુજરાતી વૈદ્યક ગ્રંથોનું હિંદીમાં ભાષાંતર કરાવી તેમણે પ્રસિદ્ધ કરેલ છે. હિંદી સાહિત્ય સંમેલનના તેઓ ગુજરાત ખાતે સેક્રેટરી છે.

શ્રીયુત જટાશંકરભાઈની વૈદ્ય તરીકેની કારકિર્દિ યશસ્વી નિવડેલી છે, અને તેઓ હિંદના આગેવાન વૈદ્યોમાંના એક ગણાય છે, વૈદ્ય સંમેલન જેવી જાહેર સંસ્થામાં તેઓ આગળ પડતો ભાગ લે છે અને આ વખતે દિલ્લી ખાતેની રાજા મહારાજાઓની કોનફરન્સમાં હિંદના પ્રસિદ્ધ વૈદ્યોનું એક ડેપ્યુટેશન ગયેલું તેના એક મેમ્બર તરીકે જટાશંકરભાઇએ પણ તેમાં ભાગ લીધો હતો. તેઓ અમદાવાદ વૈદ્ય સભાના પ્રમુખ છે અને આયુર્વે[illegible]ના ગુજરાતના સેક્રેટરી છે.

વૈદક વિષયમાં આગળ પડતો ભાગ લેવા ઉપરાંત દેશની બીજી જાહેર હિલચાલોમાં પણ જટાશંકરભાઈ આગળ પડતો ભાગ લે છે, અને ઈન્ડીયન નેશનલ કોંગ્રેસની કેટલીક બેઠકોમાં તેમણે હાજરી આપેલી છે.

શ્રીયુત જટાશંકરભાઇ દેખાવ કે ધાંધલ કર્યા વિના શાન્તિથી કામ કરનારા વૈદ્ય છે, તેઓ સ્વભાવના પણ શાન્ત અને મિલનસાર છે. પરમ દયાળુ પરમાત્મા તેમને દીર્ઘઆયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે વૈદકની હજુ પણ વિશેષ ખીલવણી થાય એવી અમારી શુભેચ્છા છે.

# શેઠ ત્રીકમલાલ મોહનલાલ.

શ્રીયુત ત્રીકમલાલભાઈ જ્ઞાતે વીસા પોરવાડ મેસરી વાણીયા છે, અને જન્મ સંવત ૧૯૩૨ ના કારતક વદ ૧૪ ના રોજ અમદાવાદ શહેરમાં થયો હતો, જન્મ સમયે એમના પિતાની આર્થિક સ્થિતિ સાધારણ હતી અને તેઓ શેરદલાલનું કામ કરતા હતા.

શ્રીયુત ત્રીકમલાલભાઇએ ગુજરાતી પાંચ ધોરણનો અભ્યાસ કર્યા બાદ તેઓ અંગ્રેજી હાઈસ્કૂલમાં દાખલ થયા હતા અને ઈ. સ. ૧૮૯૪ માં એટલે કે પોતાની સત્તર વરસની વયે સ્કૂલ ફાઈનલની પરિક્ષા પસાર કરી હતી.

ધંધાની શરૂઆત પણ તેમણે ઈ. સ. ૧૮૯૪ થી કરેલી હતી અને પ્રથમ ન્યુ ઈંગ્લીશ સ્કૂલમાં ૧૦) દશ રૂપિયાના પગારથી માસ્તર તરીકે નોકર રહેલા હતા. ત્યાં એક વરસ નોકરી કર્યા પછી તેઓ ૧૫) રૂપિયાના પગારથી મિશન સ્કૂલમાં દાખલ થયા હતા, જ્યાં આગળ લગભગ છ વરસ સુધી તેમણે માસ્તર તરીકે નોકરી કરેલી હતી, એ નોકરી દરમ્યાન તેમણે "રાજપત્રિકા" નામનું એક અઠવાડીક પેપર ચાલુ કર્યું હતું, જે બે વરસ ચલાવ્યા પછી તેમના મામાની દુકાનમાં તેઓ જોડાયાથી બંધ કરવું પડયું હતું.

ઈ. સ. ૧૯૦૧ માં તેમના મામા સ્વ. શેઠ મુળચંદ જેકીસનદાસ વિલાયત ગયા ત્યારે તેઓ પોતાની મીલ સ્ટોર સપ્લાયરની દુકાનમાં ત્રીકમલાલભાઇને ૨૦) વીસ રૂપિયાના પગારથી દાખલ કરી ગયા, અને ત્રીકમલાલભાઈના ભાગ્યોદયનું એજ પ્રથમ ચિન્હ.

સાત મહિના ત્યાં આગળ નોકરી કર્યા પછી તેઓ કાંકરીયા મીલના સેક્રેટરીની જગ્યાએ રહ્યા અને ત્યાં છ મહિના નોકરી કર્યા બાદ તેમણે સાકરલાલ ત્રીકમલાલના નામથી પોતાની જુદી મીલ સ્ટોર સપ્લાયરની દુકાન સ્થાપી. એ ધંધાની શરૂઆતમાં અત્રેના સુપ્રસિદ્ધ શહેરી શેઠ મંગળદાસ ગીરધરદાસે તેમને ઘણીજ સારી સહાયતા આપેલી હતી, તેને માટે ત્રીકમલાલભાઈ હજુ પણ મંગળદાસ શેઠનો મોટો આભાર માને છે.

આ ધંધામાં બહુ હરિફાઈ વધી ગયેલી હોવાથી પરદેશ ફર્યા વગર પૈસાની પ્રાપ્તિ થાય તેમ નથી એવું ત્રીકમલાલભાઇને જણાતાં તેમણે પંજાબ તરફ પોતાની પેઢીની એજન્સી ખોલી અને ઈ. સ. ૧૯૦૭ માં મુંબાઈ, દિલ્હી તથા લાહોરમાં પણ દુકાનો સ્થાપી.

પોતાનો એ ધંધો સારી રીતે જામ્યા પછી કોલસાના વેપાર તરફ ત્રીકમલાલભાઇએ પોતાની નજર દોડાવી અને મંગળદાસ શેઠના ભાગમાં ઝરીયામાં કોલસાનો ધંધો શરૂ કર્યો.

આ ધંધો સારો લાભકારક જણાયાથી ઈ. સ. ૧૯૧૨ માં ત્રીકમલાલભાઇએ ટીસરા નામની એક કોલીયારી ખાસ પોતાનેજ માટે સ્વતંત્ર રીતે ખરીદ કરી અને કોલસાનું કામ ધમધોકાર ચલાવ્યું.

ચાલુ યુરોપિય મહાભારત યુદ્ધ શરૂ થયા પછી સાંચાઓ વિલાયતથી આવતા બંધ થયા અને તેથી મીલો તથા જીનો વાળાને એ બાબતમાં બહુજ મુશ્કેલી પડવા લાગી તેથી ત્રીકમલાલભાઇએ ઈ. સ. ૧૯૧૫ માં "ધિ પ્રેસીડન્સી બ્રાસ એન્ડ આયર્ન વર્કસ" નામનું સાંચા બનાવવાનું કારખાનું શરૂ કર્યું, જે કારખાનું હાલ ઘણા સારા પાયા પર ચાલે છે અને તેમાં બનેલા સંચાઓ આખા હિંદુસ્તાનમાં વપરાય છે.

ત્રીકમલાલભાઇએ સ્થાપન કરેલ આ કારખાનાથી જીન વાળાઓને ઘણું લાભ થયો છે, અને સંચા સબંધી તેમની હાડમારી ઓછી થઈ છે. થોડા વખત અગાઉ આ કારખાનાંએ નામદાર સરકારને લડાઇના ખપમાં આવતા ગોળા બનાવવાના કામમાં મદદ કરેલી હતી, જેને માટે સરકાર તરફથી હિંદુસ્તાનના નામદાર વાઇસરોય મારફત ત્રીકમલાલભાઇને પ્રશંસાપત્ર મળેલ છે.

શ્રીયુત ત્રીકમલાલભાઇને મણિલાલ, વાડીલાલ, હરિપ્રસાદ અને સાંકરલાલ નામના બીજા ચાર ન્હાના ભાઇઓ છે, જેઓ બધા તેમના ધંધામાંજ સામેલ છે.

શ્રીયુત ત્રીકમલાલભાઈ ગરીબ સ્થિતિમાંથી આપ બળે આગળ વધેલા છે, અને દસ રૂપિયાના પગારદારની સ્થિતિમાંથી લાખોપતિ થયેલા છે. તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને સાદા છે.

પરમ દયાળુ પરમાત્મા આવા આપ બળે આગળ વધેલા એક બાહોશ ગૃહસ્થને દીર્ઘાયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે દેશના હુન્નર ઉદ્યોગમાં ઘણો વધારો થાય એવી અમારી શુભેચ્છા છે.

# શેઠ ચમનલાલ મોતીલાલ.

શેઠ ચમનલાલભાઈ જ્ઞાતે વીસાપોરવાડ મેશ્રી વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૨૫ ના આસો સુદ ૧૫ ના રોજ અમદાવાદ શહેરમાં સુપ્રસિદ્ધ શેઠ શામળદાસ બેચરદાસના વંશમાં થયો છે. એમના વડિલોમાં શામળદાસ શેઠ ઘણા પ્રખ્યાત ગૃહસ્થ થઈ ગયેલ છે, તેમનો જન્મ આસરે દોઢસો વરસ પર અમદાવાદ શહેરમાં થયો હતો. જન્મ સમયે તેમની સ્થિતિ ગરીબ હતી અને તેઓ એક શરાફને ત્યાં ગુમાસ્તી કરતા હતા. તેઓ ન્હાનપણથી ઉત્સાહી અને તેજ સ્વભાવના હોવાથી નોકરી તેમને પસંદ પડી નહિ. અને તેથી મુંબાઈ જઈ કંઈ વ્યાપાર કરી દ્રવ્ય પ્રાપ્ત કરવાની તેમની ઈચ્છા થઈ. એ વખતે હાલની માફક રેલ્વે વિગેરેની સગવડ નહિ હોવાથી મુંબાઈ જવું એ મહા મુશ્કેલીનું કામ હતું, છતાં પણ એ બાબત લક્ષમાં નહિ લેતાં તેઓ રવાના થયા.

પાછળથી તેમનાં સગાં સબંધીઓને એ વાતની ખબર પડતાં તેઓ તેમને પાછા તેડી લાવવા પાછળ ગયાં, અને શામળદાસ શેઠ વડોદરામાં રોકાયેલા ત્યાં તેમને જઈ મળ્યાં. સહુએ મુંબાઈ નહિ જતાં અમદાવાદ પાછા ફરવાનો આગ્રહ કર્યો, પરંતુ શામળદાસ શેઠે એ વાત માન્ય રાખી નહિ. છેવટ સગાં સબંધીઓએ બહુ આગ્રહ કરવાથી તેમનું માન રાખવા તથા પોતાની ટેક જાળવવા આગળ પણ ન વધવું અને પાછા પણ ન આવવું એવો ઠરાવ કર્યો અને વડોદરામાંજ રહેવાનું નક્કી કર્યું.

વડોદરામાં રહીને તેમણે ત્યાંના સૈન્યના આરબોને ધીરધાર કરવા માંડી, અને પ્રારબ્ધ યોગે ધીમે ધીમે કાર્યમાં આગળ વધતા ગયા, તથા રાજના એક માનવંતા અગ્રેસર થઈ પડયા. રાજ્યની કૃપાથી મહાલોના ઈજારા તથા લશ્કરનો વહીવટ તેમને મળતો ગયો, કેટલીક લડાઈઓમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધો અને સારી નામના મેળવી, જે પરથી વડોદરાના શાહુકારો સબંધે કહેવત પડી છે કે "શામળ બેચરનાં ઘોડાં, હરિભક્તિનું પુન્ય અને રતનજી કહાનદાસનાં રોડાં."

શ્રીયુત શામળદાસ શેઠે રાજની ઘણી વફાદારીથી સેવા કરી જેના બદલામાં રાજ તરફથી ઇનામી ગામો, પાલખી, છત્રી, મશાલ, ચામર, છડી, આબદાગીરી, તથા જીલબ આદિ માનવંત રાજચિન્હો મેળવવા ભાગ્યશાળી થયા હતા, જે હજુ પણ તેમના વંશજોમાં ચાલુ છે. રાજ્યના એક અગ્રેસર સરાફ તરીકે તેમની ગણના થતી હતી, અને જરૂર પડયે રાજને પુષ્કળ પૈસા

તેઓ ધીરતા હતા. એમની પેઢી હજુ પણ શામળદાસ બેચરદાસના નામથી સારી રીતે પ્રસિદ્ધ છે.

વડોદરા રાજ્યનો અંગ્રેજ સરકાર સાથે સબંધ થયા પછી બન્ને સરકારને શામળદાસ શેઠ ઉપયોગી થઈ પડયા અને તેથી અંગ્રેજ સરકારે ઈ. સ. ૧૮૦૩ માં તેમને તથા વંશવારસોને કાયમની બાંહેધરી કરી આપી. જીવનના અંત સુધી રાજ સેવા કરી શામળદાસ શેઠ યુવાવસ્થામાંજ સ્વર્ગવાસી થયા હતા.

શ્રીયુત ચમનલાલ શેઠના પિતા મોતીલાલભાઇના સમયમાં અંગ્રેજ સરકારે વડોદરા રેસીડન્સીની તીજોરીનું કામ આ પેઢીને સોંપેલું હતું. જે કામ હજુ પણ આ પેઢી કરે છે. મોતીલાલ શેઠની ઉત્તરાવસ્થામાં તે વખતના વડોદરાના મહારાજા મલ્હારરાવ ગાયકવાડની તેમના પર અકૃપા થવાથી આ પેઢીને ઘણું સહન કરવું પડયું હતું. તેમની તમામ મિલ્કત જપ્ત થઈ હતી અને મોતીલાલ શેઠને અમદાવાદ આવી વસવું પડયું હતું. એ વખતે ચમનલાલભાઇની ઉમર ફક્ત ત્રણ વરસની હતી. આવા સંકટના સમયમાં પણ તેમનાં માતુશ્રીએ પ્રભુ પર વિશ્વાસ રાખી પૈસાને તુચ્છ ગણી પેઢીના તમામ લેણદારોનું દેવું વ્યાજ સુદ્ધાં ચુકવી આપ્યું હતું, જેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

થોડો વખત પછી રાજમાં ફેરફાર થયો અને શ્રીમંત સયાજીરાવ મહારાજ ગાદીપર આવ્યા પછી આ પેઢીના માલીક શેઠ ચમનલાલભાઇને પૂર્વનું માન પાન તથા ગામો આદિમાંથી થોડું કમી કરી બાકીનું બધું સુપ્રત કરી દીધું.

શ્રીયુત ચમનલાલભાઈને તેમના માતુશ્રીએ સંકટના સમયમાં પણ સારી કેળવણી આપેલી હતી, અને ચમનલાલભાઇએ મેટ્રિકની પરિક્ષા પસાર કરી કોલેજનું શિક્ષણ પણ લીધું હતું. ત્યાર પછી તેઓ પોતાની પેઢીનું કામકાજ સંભાળવા વડોદરા રહેવા ગયા હતા. હાલમાં પણ તેઓ કાયમને માટે વડોદરામાંજ રહે છે.

વડોદરામાં ગયા પછી તેમણે પોતાની પેઢીનું કામ સારી રીતે સંભાળી લીધેલું છે, તેની સાથે ત્યાંનાં પોતાનાં ગામગરાસ તથા અમદાવાદની જમીન જાગીર અને મકાનો વિગેરેનો વહીવટ પણ તેઓ સારી રીતે કરે છે. તે ઉપરાંત હાલના વખતને અનુસરી મીલ ઉદ્યોગમાં ભાગ લેવાના ઈરાદાથી વડોદરામાં તેમણે એક સ્પીનીંગ મીલ સ્થાપેલી છે, જે મીલ હજુ પણ સારી રીતે ચાલે છે, અને "સયાજી મીલ્સ કંપની લીમીટેડ"ના નામથી ઓળખાય છે.

શ્રીયુત ચમનલાલભાઈ દેશહિતનાં તથા કેળવણીનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લે છે, નામદાર ગાયકવાડ સરકારની પ્રીતિ તેમણે સંપાદન કરેલી છે, અને રાજના એક અગ્રેસર તરીકે તેમની ગણના થાય છે. વડોદરા બેંક સ્થાપવામાં તથા રાજની ધારાસભામાં આગળ પડતો ભાગ લઈને તેમણે રાજની તથા પ્રજાની સારી સેવા બજાવેલી છે.

---



શેઠ ચીમનલાલ મોતીલાલ.



શેઠ ત્રીકમલાલ મોહનલાલ.



સ્વ. ભાઈ પોપટલાલ મનસુખરામ.



શ્રીયુત વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

See page 251

# સ્વ. ભાઈ પોપટલાલ મનસુખરામ.

રા. રા. પોપટલાલભાઈ જ્ઞાતે વીસા શ્રીમાળી શ્રાવક વાણીયા હતા, એમનો જન્મ સંવત ૧૯૧૯ ના અષાડ સુદ ૭ ના રોજ થયેલો હતો, એમના પિતા કાપડનો વેપાર કરતા હતા અને એમની આર્થિક સ્થિતિ સાધારણ હતી.

રા. રા. પોપટલાલભાઈએ ગુજરાતી પાંચ ધોરણ અને અંગ્રેજી બે ધોરણનો અભ્યાસ કરેલો હતો અને ત્યાર પછી તેઓ પોતાના પિતાની કાપડની દુકાનમાં જોડાઈ ગયા હતા. એ દુકાનમાં ચારેક વરસ કામ કર્યા બાદ સ્વ. સર ચીનુભાઈની મીલોમાં કાપડની દલાલીનું કામ તેમણે શરૂ કર્યું હતું, ભાગ્યદેવીની કૃપાથી અને પોતાની બાહોશીથી પોપટલાલભાઈએ એ ધંધામાં સારો પૈસો તથા યશ મેળવેલાં હતાં, તેની સાથે સર ચીનુભાઈની પ્રીતિ પણ તેમણે સંપાદન કરેલી હતી. પોપટલાલભાઈને સર ચીનુભાઇ સાથે સારો સબંધ હોવાથી જ્યારે ચીનુભાઇને સી. આઈ. ઈ. સર નાઈટ તથા બેરોનેટના ખેતાબો મળ્યા ત્યારે તેમને તેમણે ગાર્ડન પાટીઓ આપેલી હતી. સર ચીનુભાઈની મીલોના કાપડના દલાલ તરીકે પોપટલાલભાઈએ જીવતાં સુધી કામ કરેલું હતું, અને તેમના સ્વ. પછી તેમના નાનાભાઈ હીરાલાલ પણ એ કામ કરે છે.

સ્વ. પોપટલાલભાઈએ સંવત ૧૯૭૧ માં સુબોધચંદ્ર પોપટલાલના નામથી અત્રે એક કાપડની આડતની પેઢી પણ સ્થાપેલી છે, જે પેઢી હજુ એ નામથી ચાલે છે. નવા નવા ધંધા ખીલવવાના તેઓ ઉત્સાહી હતા, અને તેથી "અમદાવાદ માઈનીંગ એન્ડ પ્રોસ્પેકટીંગ સીન્ડીકેઈટ" નામની ચાઈનાક્લેની એક ખાણ સ્થાપવામાં એક ભાગીદાર તરીકે આગળ પડતો ભાગ તેમણે લીધેલો હતો, એ ખાણ રા. રા. વાડીલાલ મગનલાલ શાહ નામના એક ઉત્સાહી અને યુવાન ગૃહસ્થની દેખરેખ નીચે હજુ પણ ચાલે છે, અને ભવિષ્યમાં તેનું સારૂં પરિણામ આવશે એવો સંભવ છે.

રા. રા. પોપટલાલભાઈ સંવત ૧૯૭૨ ના મહા સુદ ૮ ના રોજ ૫૩ વરસની વયે સ્વર્ગવાસી થયેલા છે, સંતતિમાં તેઓ પોતાની પાછળ ચાર પુત્રો મૂકી ગયેલા છે. એમની આર્થિક સ્થિતિ જન્મ સમયે સાધારણ હતી, પરંતુ [illegible]નતથી દ્રવ્યસંપાદન કરી તેમણે સારી સ્થિતિ પ્રાપ્ત કરેલી હતી. તેમના [illegible]ત્માને સ્વર્ગમાં શાન્તિ મળે એવી શુભેચ્છા છે.

સ્વ. પોપટલાલભાઇને હીરાલાલભાઈ નામના એક ન્હાના ભાઈ છે, જેઓ સર ચીનુભાઈની મીલના કાપડના દલાલ તરીકે કામ કરે છે, તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને દયાળુવૃત્તિના એક લાયક ગૃહસ્થ છે.

સ્વ. પોપટલાલભાઈને યાત્રાનો ઘણો શોખ હતો અને તેથી યાત્રાએ તેઓ વખતોવખત જતા હતા, તેમજ ગુપ્ત સખાવતનાં પણ તેઓ હિમાયતી હતા.

સમાપ્ત.

આ પુસ્તકની શરૂઆતમાં કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી અમને પ્રોત્સાહક પત્રો મળેલા હતા, તેમાંના કેટલાક પત્રોના નમૂના અમો નીચે આપીએ છીએ અને એ સદ્‌ગૃહસ્થોના અમારા પ્રત્યેના સદ્‌ભાવને માટે અમે અંત:કરણપૂર્વક તેમનો આભાર માનીએ છીએ. તા. ૩—૯—૧૭ મસુરી-વીન્ડરમીર.

**રા. રા. વલ્લભજી સુંદરજી પુંજાભાઈ.**

વિ. લખવાનું કે તમારો પત્ર તા. ૨૭–૫–૧૭ નો લખેલો મળ્યો છે, વાંચી તમારો સદુદ્દેશ જાણી સંતોષ થયો છે, અમદાવાદના અગ્રગણ્ય નરવીરોનાં જીવનચરિત્રો લખવાં ધાર્યાં છે તે ઘણુંજ સારૂં કાર્ય છે, તમારા એ કાર્યમાં તમને વિજય મળે એવી મારી શુભેચ્છા છે. સ્વ. રા. બા. રણછોડલાલભાઇ, માધવલાલભાઈ તથા નામદાર સર ચીનુભાઇ વિગેરેનાં વૃત્તાંતો અમદાવાદ આવ્યા બાદ અમો આપને આપીશું, એજ.

લી. સ્નેહાધીન જટાશંકરના ઘટિત વાંચશો.
તા. ૧-૮-૧૭ અમદાવાદ.

**રા. રા. કવિ સુંદરજી પુંજાભાઇ.**

વિ. લખવાનું કે અમદાવાદના અગ્રેસરોનાં જીવનચરિત્રો છપાવવાની કોશિષ કરો છો, તેને માટે તમોને ધન્યવાદ ઘટે છે, એજ. **લેડી સુલોચના ચીનુભાઇ.**

ધિ ઇન્ડીયન સ્પીસીઅૅક લીમીટેડ. કોટ મુંબઈ તા. ૧૮–૬–૧૭.

**શ્રીયુત કવિરાજ સુંદરજી પુંજાભાઇ.**

વિ. કે આપના પત્રોનો જવાબ હું લખી શક્યો નથી; તેનું કારણ એટલુંજ કે હું હાલમાં વખતો વખત બ્હાર ગામ જાઉં છું અને ઑફીસના અને ફરજના કામના દબાણને લીધે ખાનગી વ્યવસાયના પ્રસંગો ઉપર પુરતું ધ્યાન દેવાનું રહી જાય છે, તે દરગુજર કરશો. પ્રસિદ્ધ પુરૂષોનાં જીવનવૃત્તાંતો સાથે મારા ચારિત્ર્ય સ્વરૂપનું આલેખન કરવાનું આપે યોગ્ય વિચાર્યું ને જાણ્યું છે............મ્હારા પ્રત્યેના આપના સદ્‌ભાવ માટે આભારી છું......

વિ. **ભાઈશંકર નાનાભાઈના** યથાયોગ્ય સ્વીકારશો.

મંચ્છારામ મેનસન્સ સેંડહર્સ્ટરોડ મુંબઈ તા. ૭–૨–૧૮.

**શ્રીયુત કવિ સુંદરજી પુંજાભાઈ તથા વલ્લભજી સુંદરજી પુંજાભાઈ.**

આપનો છાપેલો પત્ર મને ઘરના કારકુને બીડી આપેલો તે આજરોજ મળ્યો, વાંચી આનંદ થયો છે અને આ તમારા સ્તુત્ય પ્રયત્નમાં તમને ફત્તેહ મળે એવી મારી ઇચ્છા છે. ભવિષ્યની પ્રજાને આવાં પુસ્તકો વાંચવાથી લાભ થાય છે; એટલુંજ નહિ પણ કેટલાકની જીંદગીનું અનુકરણ કરવાને મન લલચાય છે, અર્થાત આવાં પુસ્તકો એક પોષક દવા રૂપ થઇ પડે છે એટલાજ વાસ્તે આ તમારો પ્રયાસ પ્રશંસનીય છે.........આપનો પ્રયાસ સફળ થાય એવી મારી ઇચ્છા છે. આપનો, **વાડીલાલ નથુભાઈ કુસુમગર.**

**સાબરમતી**, તા. ૩-૪-૧૮.

**મહેરબાન સાહેબો.**

સલામ સાથે લખવાનું કે હાલમાં આપે રાજનગરનાં રત્નો એ નામનું પુસ્તક બહાર પાડવા નક્કી કર્યું છે, તેમાં હું તમોને ફત્તેહ ઇચ્છું છું. આપનો શુભેચ્છક,

**નસરવાનજી રૂસ્તમજી વાચ્છા. સુપ્રીન્ટેન્ડન્ટ સાબરમતી જેલ.**

આ શિવાય ઘણા પત્રો મળેલા છે, પરંતુ સ્થળ સંકોચને લીધે આટલાજ નમૂના આપેલા છે.